श्रीभर्तृहरि

# शतकचतुष्टय



नीति श्रृंगार

वैराग्य अने विज्ञान

प्रास्ताविक

भर्तृहरि विरचित

# शतक चतुष्टय संग्रह

(नीति, शृंगार, वैराग्य, विज्ञान अने प्रास्ताविक)

(मूळ श्लोक, भाषांतर अने समजुति समेत)

(आवृत्ति सातमी)

प्रकट करनार

“गुजराती” प्रेसना मालीको

“गुजराती” प्रिन्टिंग प्रेसमां मणिलाल इच्छाराम देशाइए छाप्युं.
सासुन बिल्डींग्स, कोट, सर्कल, मुंबई

संवत् १९७९ सने १९२३

# ચતુર્થાવૃત્તિની પ્રસ્તાવના



નીતિ, શૃંગાર અને વૈરાગ્ય શતકને નામે, જે અપૂર્વ શ્લોકસંગ્રહ સંસ્કૃત સાહિત્યમાં રાજર્ષિપ્રવર ભગવાન્ ભર્તૃહરિને નામે પ્રસિદ્ધ છે, તેની પ્રથમઆવૃત્તિ સંવત્ ૧૯૪૮ માં 'ગુજરાતી' પ્રેસ તરફથી ગુર્જર ભાષાંતર સાથે પ્રકટ કરવામાં આવી હતી. આ તેની ચતુર્થાવૃત્તિ છે. એમાં વિજ્ઞાનશતક એ નામનું ચોથું શતક દાખલ કરવામાં આવ્યું છે. પંડિતો અને શોધકોનો મત એવો છે કે, એ શતક રાજર્ષિ ભર્તૃહરિવિરચિત નથી, કેમકે લોકપ્રસિદ્ધ શતકત્રયમાં જે મધુરતા-સિદ્ધાશ અને વિચારની શ્રેષ્ઠતા જણાય છે, તે 'વિજ્ઞાન'માં નથી. એના શ્લોકોની રચનામાં પણ શિથિલતા છે. છતાં ઘણાકોની સૂચ-ચનાથી આ શતકને, આ સંગ્રહમાં દાખલ કીધું છે. એ શતકની બે પ્રતો-એક છાપેલી ને બીજી હસ્તલિખિત મળી છે. બંને પ્રતો સંતોષ પમાડનારી નથી ને 'વિજ્ઞાન' શતક રાજર્ષિવિરચિત નથી, એ નિશ્ચયને દૃઢ કરાવે તેવી જ છે.

આ પુસ્તક કેટલું જનપ્રિય છે, તે ચતુર્થ* સંસ્કરણથી જ સ્પષ્ટ થાય છે, એટલે વિશેષ લખવાની અગત્ય નથી. માત્ર એટલુંજ કહેવું અત્ર પ્રાપ્ત થાય છે કે, પ્રસ્તુત સંસ્કરણમાં પાઠશાળાઓના વિદ્યાર્થીઓને વધારે અનુકૂળતા કરી આપવાને શ્લોકાનુક્રમ બહુધા સ્વર્ગસ્થ ન્યાયમૂર્તિ મિ૦ તેલંગની સરકારે છપાવેલી પ્રત પ્રમાણે ગોઠવ્યો છે. જો કે,

* આ આવૃત્તિ સાતમી છે.

અમારી હસ્તલિખિત અને અન્યત્ર મુદ્રિત થયેલી બે ત્રણ પ્રતો પ્રમાણે સરખાવતાં, જે શ્લોકોની આવૃત્તિ થતી જણાઈ, તે અમુક એક જ શતકમાં રાખી, ક્ષેપકને પ્રાસ્તાવિકમાં લઈ જવામાં આવ્યા છે. પાઠાંતરો વગેરે બહુધા ઉક્ત પ્રત પ્રમાણે જ રાખવામાં આવ્યા છે.

ઉપર જણાવેલા સુધારા વધારા ઉપરાંત આમાં ભગવાન્ ભર્તૃહરિનું જીવનવૃત્ત છેલ્લી શોધ પ્રમાણે જેમ નક્કી થયું છે તેમ, ઘણા મોટા શ્રમથી એકત્ર કરીને આપવામાં આવ્યું છે. સંસ્કૃતમાંથી ગુર્જર ભાષાન્તર રૂપે પ્રકટ થતા ગ્રંથોમાં આ નવીન જ રૂઢિ છે અને આશા છે કે, પાશ્ચાત્ય પંડિતોની, પ્રાચીન ગ્રંથકર્ત્તાઓનાં જીવનવૃત્ત ઉપજાવવાની રીતિથી ગુર્જર વાંચકો અને શાસ્ત્રીઓને આ ઉલ્લેખ વધારે ઉપયોગી થશે.

ભર્તૃહરિ શતક સંગ્રહની આ ચતુર્થાવૃત્તિમાં શ્લોકોની કક્કાવાર અનુક્રમણિકા આપવામાં આવી છે અને આ વધારો છતાં કિંમતમાં ઘટાડો કરવામાં આવ્યો છે.

મુંબઈ.
કાર્તિક સુદ પંચમી, સંવત્ ૧૯૬૩

## अनुक्रमणिका

## नीतिशतक

## शृङ्गारशतक

## वैराग्य शतक

# प्रास्ताविक श्लोका

# રાજર્ષિ ભર્તૃહરિ



પરોપકારથી જેમ વિક્રમાદિત્ય, તેમ જ વિદ્યા અને વૈરાગ્યથી ભરથરી અથવા રાજર્ષિ પ્રવર ભર્તૃહરિ, લોકકથામાં બહુ પ્રખ્યાત છે. એટલું જ નહિ, પરંતુ સંસ્કૃત સાહિત્યમાં શતકત્રય અથવા શતકચતુષ્ટયથી ભગવાન્ ભર્તૃહરિનું કવિત્વ પંડિતોમાં બહુ પ્રિય છે. જેનાં ચરિત્ર અને કવિત્વ માટે લોકકૌતુક આટલું ઉત્તેજિત રહે છે, તે રાજર્ષિ પ્રવરનું સપ્રમાણ જીવનવૃત્ત થોડું જ જણાયલું છે અને અદ્યાપિ પણ તત્સંબંધે વિદ્વાનો નવીન શોધ અને અનુમાનો કરતા જ રહે છે. શતકચતુષ્ટયના મુદ્રણ સાથે તેમના જીવનવૃત્ત, કાળ અને કર્તૃત્વ માટે વિદ્વાનોએ કરેલી શોધનો લાભ ગુર્જર વાચકોને આપવો ઉચિત હોવાથી, તેનું નીચે પ્રમાણે સપ્રમાણ વિવેચન કરીશું.

## શતકોનો કર્ત્તા કોણ?

નીતિ, શૃંગાર, વૈરાગ્ય અને વિજ્ઞાન એમ ચાર શતકો બનાવનાર કોણ એને માટે ઘણી શોધખોળ ચાલે છે. અસલનાં જૂનાં પુસ્તકો જોઈ, તે ઉપરથી શતકના કર્ત્તાનો કાળ અને જીવનવૃત્ત કાઢવા માટે ઘણા પ્રયત્નો થઈ ચૂકયા છે, પણ તે સઘળા હજી આનુમાનિક છે. કોઈ આ બાબત વિષે એક વાત કહે છે તો બીજો તેથી ઉલટી જ બીજી વાત કહે છે અને તેથી જેમ ઘણા ખરા સંસ્કૃત પુસ્તકોના કર્ત્તા કોણ તથા તેઓ ક્યારે થયા, તે બાબત જેમ અજ્ઞાત રહી છે; તેવી જ રીતે આ શતકોના કર્તા માટે પણ છે. આવા જ ભયને લીધે એમ કહેવામાં આવે છે કે, સાયનાચાર્ય, જે વેદોનો ભાષ્યકાર છે, તેના મનમાં એમ આવ્યું હતું કે, મારું પુસ્તક ઘણો વખત જતાં નાશ થઈ જશે; તેથી તેણે પોતાનાં પુસ્તકોની પ્રતો જૂદે જૂદે ઠેકાણે મૂકાવી

હતી, કે જેથી તેનો નાશ થઈ જાય નહિ. આજ પ્રમાણે ચાર શતકો, પણ બે હજાર વર્ષ થવા છતાં નાશ પામ્યાં નથી. હવે આ રત્નસમાન ચાર ઝુમખાઓનો કર્ત્તા કોણ છે, તે આપણે જાણવું જોઇએ.

## ભર્તૃહરિ રાજા

શતકોનો કર્ત્તા કોણ? આ બાબત વિષે ઘણાં મતમતાંતરો છે, પણ આખરે એમ જ પૂરવાર થાય છે કે, આના કર્ત્તા ભર્તૃહરિ હોવા જોઇએ. કોલબ્રુક સાહેબ કહે છે કે, કોઈ કવિએ ભર્તૃહરિના નામથી આ શ્લોકો રચેલા છે, જે ત્રણ અથવા ચાર, સો સોના સમવાયમાં છે. મી૦ કોલબ્રુક આ બાબત વિષે બીજી કાંઈ સાબીતિ આપતા નથી; પણ તેમ માનવાનું કારણ એવું જણાવે છે કે, વિદ્યા અને લક્ષ્મીને પરસ્પર વેર હોય છે અને ભર્તૃહરિ, કે જે આવો મોટો માળવાનો રાજા હતો, તેનામાં વિદ્યા સંબંધી આવા ઉત્તમ ગુણો કેમ સંભવે? આ બાબતમાં તેમની ભૂલ છે. ઘણા દેશોમાં આવા દાખલા જોવામાં આવે છે, કે જ્યાં વિદ્યા અને લક્ષ્મી જોડાયલાં હોય છે. કાદમ્બરી અને દશકુમાર ચરિત્રના કર્ત્તા માટે પણ આવો જ અપવાદ છે. ભોજ, શૂદ્રક, રાજશેખર વગેરે ઘણા કવિઓ પૂર્વે થઈ ગયા છે, કે જેઓ વિદ્યાવાન્ તેમ જ ધનવાન્ હતા અને તેવી જ રીતે ભર્તૃહરિ વિષે પણ હોવું જોઇએ.

## સ્વાનુભવ કથન

ભર્તૃહરિ જે સમૃદ્ધિમાન્ હતા, તેમનામાં કવિત્વની પણ ઉચ્ચ પ્રકારની શક્તિ હોય, તે વાર્તા અશક્ય નથી. શૃંગારશતક તેમણે પોતાની યુવાવસ્થામાં રચેલું હોવું જોઇએ અને નીતિ તથા વૈરાગ્ય જ્યારે રાણીના વ્યભિચારથી ખિન્ન થઇને રાજ્યપાટ છોડી દઇને ચાલ્યા ગયા ત્યારે રચેલાં હોવાં જોઇએ. અને વિજ્ઞાન શતક તેનો કાશી નિવાસ અને તીર્થાટન દર્શાવે છે. આ સઘળી વાત નીતિશતકના બીજા શ્લોક ઉપરથી ઉપજાવી શકાય છે.

એમાં કવિ પોતાની પ્રિય સ્ત્રીના પ્રીતિના ભેદને ધિક્કારી ખિન્નતા દર્શાવે છે. જો કોઈ બીજો જ માણસ શતકનો કર્ત્તા હોય તો તેને ભર્તૃહરિના સાંસારિક અનુભવની વાતનું સ્મરણ થાય નહિ.

## શતકોની રચના

મી૰ બોલન અને બીજાઓનું કહેવું એમ છે કે, શતકત્રય અથવા ચતુષ્ટય ભર્તૃહરિએ કીધેલાં નથી, પણ બીજાઓના શ્લોકોને એકઠા કરી સંગ્રહેલા છે. આમ કહેવાને બે કારણો આધારભૂત છે.

(૧) શતકમાં વિચારોની પરંપરા ચાલતી નથી.

(૨) શતકોમાં શકુન્તલા, મૃચ્છકટિક, મુદ્રારાક્ષસ, દશરૂપક તથા પંચતંત્ર વગેરેમાંના શ્લોકો જોવામાં આવે છે.

આ બે કારણોમાંનું પહેલું કારણ માનવા લાયક લાગતું નથી, કારણ કે વર્ડ્સ્વર્થ, મીલ્ટન, શેકસ્પિયર વગેરે પાશ્ચાત્ય કવિઓના ગ્રંથોમાં પણ વિચારપરંપરા જણાતી નથી. જેમ શતકોમાં દરેક શ્લોકનો સંબંધ તે જ શ્લોકમાં પૂરો થાય છે, તેમ જ શેકસ્પિયરના 'સ્ટેન્ઝા'માં પણ બનેલું જોવામાં આવે છે; અને પંડિત જગન્નાથના બનાવેલા ભામિનીવિલાસમાં પણ એમ જ છે. ભર્તૃહરિ વિષે પણ એમ જ હોવું જોઇએ—જેમ જેમ તેમના મનમાં વિચારો આવતા ગયા, તેમ તેમ તેઓ દર્શાવતા ગયા છે.

બીજું કારણ પણ તેવી જ રીતે શંકનીય છે. કારણ કે, આમાંના ઘણા જ થોડા શ્લોકો બીજા ગ્રંથોમાં માલમ પડે છે અને કાલિદાસ સિવાય બીજા કર્ત્તાઓ, કે જેમના શ્લોકો શતકોમાં માલમ પડે તેઓ ભર્તૃહરિ પછી થઈ ગયેલા છે, માટે તે શ્લોકો પ્રક્ષિપ્ત જ હોવા જોઇએ. વળી શૃંગારશતકના ૧૬ મા શ્લોક વિષે બહુ શક છે. 'अनाघ्रातं' આ શ્લોક શકુન્તલામાં છે, તેમજ ભર્તૃહરિકૃત શતકમાં પણ એક જ હસ્તલિખિત પ્રતમાં આપેલો છે. શતકના મુખ્ય ત્રણસો શ્લોકો હતા, પણ હાલમાં લગભગ ચારસો માલમ પડે છે. બીજા શ્લોકો જેમ તેમાં વધાર-

વામાં આવ્યા છે, તેમ આ સંશયી શ્લોક પણ શા માટે વધારવામાં આવ્યો ન કહેવાય?

## ભર્તૃહરિવિષે લોકકથાઓ

(૧) ભર્તૃહરિ વિક્રમાદિત્યના વડા ભાઈ હતા કે, જે વિક્રમાદિત્ય ઉજ્જયિનીનો રાજા હતો તથા જેનાથી સંવત્ શરુ થયેલો છે. (૨) ભર્તૃહરિનું મન રાણીના કુછંદસંબંધી સંસારી ખટપટને લીધે ઉદ્વિગ્ન થયું, તેથી તેમણે રાજ્યપાટ છોડી દઈ વૈરાગ્ય લીધો. (૩) એમણે પતંજલિ મહાભાષ્ય ઉપર એક લાખ કારિકા બનાવેલી કહેવાય છે. (૪) એ ભટ્ટિકાવ્યના કર્તા કહેવાય છે. (૫) એમણે રાહત્ કાવ્ય રચેલું છે. (૬) એ ત્રણ શતકો તેમ જ વિજ્ઞાનશતકના પણ કર્તા છે. (૭) એ કાલિદાસના સમકાલીન હતા અથવા પૂર્વકાલીન હતા. (૮) વિક્રમાદિત્યના નવ રત્નોમાંના એ એક હતા. (૯) એ મોટા હઠયોગી મત્સ્યેંદ્રનાથ તથા ગોરક્ષનાથના વખતમાં થઈ ગયા છે અને તે ચરપટીનાથના શિષ્ય હતા.

## ભર્તૃહરિની સ્થિતિ

સઘળાં ઐતિહાસિક પુસ્તકો જોતાં માલુમ પડે છે કે, ભર્તૃહરિ બહુ માનનીય તથા લોકપ્રિય હતા. એ એક સરદાર નહિ, પણ મોટા સમૃદ્ધિમાન્ રાજા હતા. ચાર હરિ જેવા એનામાં ગુણો હતા. બહાદુરીમાં હરિ—વિષ્ણુ જેવા, યતિમાં હરિ—ઋષભ પુત્ર જેવા, સંપત્તિમાં હરિ—ઇંદ્ર સમાન તથા સૌંદર્યમાં હરિ—સૂર્ય સમાન હતા. આ ચાર પ્રકારના ગુણોવડે તે એક સાધારણ માણસ નહિ, પણ વિદ્યા તથા શક્તિથી એક માનનીય પુરુષ હતા.

ભર્તૃહરિ, વિક્રમાદિત્યના જ્યેષ્ઠ ભ્રાતા હતા. કેટલાક એમ માને છે કે, ભર્તૃહરિએ કેટલોક વખત જંબુગઢમાં રાજ્ય કીધું, ત્યારબાદ પોતાના ભાઇનું વીરત્વ જોઈ, તેણે તે જગ્યા છોડીને ઉજ્જયિનીમાં રાજ્ય કરવા માંડ્યું અને પાછળથી પોતાની સ્ત્રીના વ્યભિચાર કર્મથી રાજ્યપાટ છોડી દઈ, ગાદી પોતાના ભાઈ વિક્રમાદિત્યને સોંપીને પોતે સાધુ થયા.

## ભર્તૃહરિનો સંસારત્યાગ

મી૦ આઠવલેના એક મેન્યુસ્ક્રીપ્ટમાં જણાવવામાં આવેલું છે કે, સુમન્ત નામના યોગીએ રાજાને અમૃત ફળ ખાવા આપ્યું; રાજાએ પ્રેમથી ધાર્યું કે, મારી સ્ત્રી અમર રહે, તેથી તેણે તેણીને આપ્યું; તેણીએ પોતાના યાર અશ્વપાલને આપ્યું અને અશ્વપાલે લઈ, તે ફળ, પોતાની રાખેલી ગુણિકાને આપ્યું અને ગુણિકાએ તે સુમન્તને પાછું માનને ખાતર આપ્યું અને સુમન્તે પાછું રાજાને આપ્યું. રાજાને આ ફળ જોઇને ભ્રમ થયો, તેથી તેણે તપાસ કીધી. તપાસ કરતાં માલમ પડ્યું કે, રાણીએ તે ફળ અશ્વપાલને આપ્યું હતું. આપરથી ભર્તૃહરિએ તે ફળ પોતે ખાઈ સંસારત્યાગ કીધો. એ પ્રમાણે સંસારત્યાગ કીધા પછી તેણે વૈરાગ્યશતક બનાવ્યું.

રાણી પણ લજ્જા તથા ખેદથી મહેલ તજી જંગલમાં ગઈ અને ત્યાં મરણ પામી. ત્યાર બાદ રાજાને ચરપતિનાથ નામનો બ્રાહ્મણ મળ્યો, તેણે રાણી આગલા જન્મમાં કોણ હતી, તે વાત સવિસ્તર કહી સંભળાવી. ચરપતિએ કહ્યું કે, રાણી પદ્માક્ષી આગલા જન્મમાં ગુણિકા હતી. તેણે યારને મળવા વાસ્તે વચન આપ્યું હતું, પણ મળી શકી નહીં, તેથી તે યાર તેના વિરહથી મરી ગયો. અને તે ગુણિકા તે આ જન્મમાં રાણી પદ્માક્ષી થઈ તથા તે યાર અશ્વપાલ થયો; માટે તમારે ગુસ્સે થવાનું કાંઈ પણ કારણ નથી. હું પદ્માક્ષીને સજીવન કરું છું. વીશ વર્ષ સુધી તમે તમારી સ્ત્રી સાથે ભોગ ભોગવી સંસારત્યાગ કરીને જંગલમાં આવજો. આ પ્રમાણે પદ્માક્ષીને તેણે સજીવન કીધી. તે પદ્માક્ષી રાણી, પિંગલાને નામે વિખ્યાત થઈ છે. પછી રાજા તથા રાણી પોતાને સ્થાને પાછાં ફર્યાં. એક વખત રાજા શિકાર કરવા ગયો, ત્યાં તેણે એક હરણનો શિકાર કર્યો; ત્યારે મરણ પામેલા હરણનાં શિંગડાનાપર મસ્તક મૂકી હરણી પણ શોકથી મરણ પામી. રાજાએ કહ્યું કે, મુંગાં પ્રાણીમાં પણ કેટલો બધો પ્યાર છે! તે

સાંભળી પિંગલા રાણી બોલી કે, એમાં કાંઈ નવાઈ જેવું નથી; એથી માત્ર એટલું જ માલમ પડે છે કે, સ્ત્રીએ પણ પોતાના સ્વામી તરફ આવી જ રીતનો ભક્તિભાવ દર્શાવવો જોઇએ. જે સ્ત્રી પોતાના પતિનું મૃત્યુ સાંભળી પોતે મરણ પામે છે, તે સ્ત્રી ખરી સાધ્વી હોવી જોઇએ. રાજા આ વખત કાંઈ બોલ્યો નહિ, પણ રાણીનું પારખું જોવા એક દિવસ પોતાના મરણ સંબંધી ખોટી ખબર તેને મોકલી. રાણી તત્ક્ષણે મરણ પામી; અને રાજા અપરોક્ષ પ્રેમનું સ્વરૂપ જોઈ ગાંડો બની ગયો અને રાજ્ય છોડી ચાલી નિકળ્યો. ભટકતાં ભટકતાં એક વખતે તેને ગોરક્ષનાથ મળ્યા. ગોરક્ષનાથે પોતાનું કમંડળ પથ્થર ઉપર પછાડી તેની સામે ભાંગી નાંખી તેને માટે શોક કરવા માંડ્યો. રાજાએ કહ્યું તમારું કમંડળ તમને બીજું આવી મળશે; પણ મારી પિંગલા મને કંઈ પાછી મળી શકવાની છે? ગોરક્ષનાથે પોતાની દૈવી શક્તિથી પિંગળાના જેવી સેંકડો સ્ત્રીઓ તેની સન્મુખ ખડી કીધી. આથી રાજાનો શોક દૂર થયો તથા વિક્રમાદિત્યને માળવાની ગાદી સોંપી, પોતે યોગી તરીકે જીંદગી ગુજારવાને જંગલમાં ગયો.

પરંતુ આ કથાથી મી૦ ઓલન જૂદું જ કહે છે, તેના લખવા પ્રમાણે ભર્તૃહરિને ૩૦૦ રાણીઓ હતી અને તે ઘણી જ વ્યભિચારી જીંદગી ગૂજારતો હતો. એક વેળા તેના બાપે આવી ચાલ માટે ઠપકો આપવાથી તેણે પોતાની સ્ત્રીઓનો ત્યાગ કીધો અને બીજા ગ્રંથોમાંથી શ્લોકોનો સંગ્રહ કરીને શતકો બનાવ્યાં. આ ઇતિહાસપરથી હરિહરોપાધ્યાયે ભર્તૃહરિનિર્વેદ નામનું નાટક રચ્યું છે.

## શતકો તથા વાક્યપદીયનો કર્ત્તા એક કે ભિન્ન?

પતંજલિ મહાભાષ્યનો ટીકાકાર કૈયટ પહેલાં થઈ ગયેલો માલમ પડે છે. કારણ કૈયટ પોતાના મહાભાષ્યપ્રદીપમાં, વાક્યપદીય વિષે વર્ણન કરે છે અને તેનું હરિકારિકા એવું નામ આપે છે.

આથી પતંજલિ તથા કૈયટ, વિક્રમાદિત્યની પહેલાં ઘણા જૂના થયેલા માલમ પડે છે; કારણ કાલિદાસના વખતનાં કેટલાંક વ્યાકરણનાં રૂપાખ્યાનો તેના પહેલાં ઘણો લાંબો વખત થયા વાપરવામાં આવતાં હતાં. વળી શતકોનો કર્ત્તા વિક્રમાદિત્યના વખતમાં થયો છે, માટે વાક્યપદીયનો કર્ત્તા તેજ ભર્તૃહરિ શતકનો કર્ત્તા હોવો જોઇએ નહીં. વળી ઇત્સિંગ નામનો એક ચીનનો મુસાફર સાતમા સૈકામાં હિંદુસ્તાનમાં આવ્યો હતો, જેના કહેવામાં એમ છે કે, વાક્યપદીયનો કર્ત્તા એક બુદ્ધ ધર્મનો હતો અને વાચસ્પતિ મિશ્ર નામનો એક લેખક, જે અગીઆરમા સૈકામાં થયો હતો, તેના કહેવા પ્રમાણે વાક્યપદીયનો કર્ત્તા કોઈ વેદબાહ્ય એટલે બુદ્ધ ધર્મનો હતો. પણ આ શતકોનો કર્ત્તા બૌદ્ધ ધર્મનો હોય, એમ લાગતું નથી, પરંતુ આ બન્નેના કર્ત્તા જૂદા જૂદા હોવા જોઇએ.

## ભટ્ટિકાવ્ય તથા શતકોના કર્ત્તાવિષે ચાલતો ભ્રમ

ભટ્ટિકાવ્યમાં રામનું ચરિત્ર વર્ણવેલું છે. તેના બાવીશ સર્ગ છે. તેમાંના દરેક સર્ગ વ્યાકરણના રૂપોથી ભરેલા છે. કેટલાક ટીકાકારોના કહેવા પ્રમાણે ભટ્ટિકાવ્યનો કર્ત્તા ભર્તૃહરિ છે, પણ તે ખરું નથી. ત્યારે કોઇના માનવામાં આવશે કે, જે ભટ્ટિકાવ્યનો કર્ત્તા છે તેજ વાકયપદીયનો કર્ત્તા હશે; કારણ બેઉ કર્ત્તાઓ વ્યાકરણ સંબંધી ઘણી ચર્ચા ચલાવે છે. પણ તેમાં ભૂલ છે. કેમ કે વાક્યપદીયનો કર્ત્તા બૌદ્ધ મતનો હતો અને ભટ્ટિકાવ્યનો કર્ત્તા બૌદ્ધ મતનો ન હતો. જે તેના કાવ્યમાં રહેલા રહસ્યપરથી જણાઈ આવે છે. બીજું શતકોનો કર્ત્તા ઉજ્જયિનીમાં રહેતો હતો અને ભટ્ટિકાવ્યનો કર્ત્તા વલભીમાં રહેતો હતો. હવે વલભીનો રાજ્યકર્ત્તા શ્રીધરસેન ઈ. સ. ૫૦૦ માં થયો છે અને શતકોનો કર્ત્તા ઈ. સ. પૂર્વે થયેલો લાગે છે. વળી ભટ્ટિકાવ્યમાં કોઈ પણ ઠેકાણે વ્યાકરણ દોષ માલમ પડતા નથી; અને શતકમાં વ્યાકરણ દોષો ઘણે ઠેકાણે જણાય છે. આ

સઘળા ઉપરથી ભટ્ટિ તથા શતકોના કર્ત્તા જૂદા જ હોવા જોઇએ. કેટલાએકનું માનવું એમ છે કે, ભટ્ટિ નામનો ભર્તૃહરિનો છોકરો હતો તથા કેટલાક તેને, તેનો ભાઈ બનાવે છે. છતાં એટલું તો નક્કી જ છે કે, આ બેઉ કાવ્યના કર્ત્તા જૂદા જૂદા છે. તેમ જ રાહત્કાવ્યનો કર્ત્તા પણ શતકોનો બનાવનાર ન હોવો જોઇએ. એ ગ્રન્થ બાવીશ શ્લોકનો છે, જેમાં વ્યાકરણ સંબંધી કેટલાંક ઉદાહરણો આપેલાં છે, માટે શતકો તથા રાહત્કાવ્યના કર્ત્તા જૂદા જ હોવા જોઇએ.

## શતકો તથા વિજ્ઞાનશતકનો કર્ત્તા

બીજું વિજ્ઞાનશતકનો કર્ત્તા ભર્તૃહરિ છે, એમ કેટલાએક માને છે. કારણ બેઉમાં એટલે વિજ્ઞાનશતક તથા વૈરાગ્યશતકમાં એક જાતના વિચારો પ્રદર્શિત કીધેલા છે; વેદાંતજ્ઞાન પણ બેઉમાં એક જ રીતનું છે; શબ્દોનું પણ સામ્ય છે. છતાં બારીકીથી પરીક્ષા કરતાં માલમ પડે છે કે, વિજ્ઞાનશતકનો કર્ત્તા કોઈ આધુનિક હોવો જોઇએ, એવું કેટલાએક પંડિતો કહે છે. વિજ્ઞાનશતકમાં કેટલાક ઘણા જ કઠણ શબ્દો છે. જેવા કે ऊत्कान्तिभाजः=માનવી પુરુષો, प्रालेयाचलः=હિમાલય, सुपर्वस्रवन्ती=ગંગા. આવી રીતના શબ્દો, નીતિ તથા વૈરાગ્ય બન્ને શતકમાં જોવામાં આવતા નથી. બન્ને ગ્રન્થોમાં વિચારનું ઐક્ય છે, પણ વિજ્ઞાનશતકની ભાષા કઠણ છે અને ત્યારે બીજાં શતકોની ભાષા ઘણી જ સરળ છે. જેમકે यस्यास्ति वित्तं० એ શ્લોક વૈરાગ્યમાં આપેલો છે. એની ભાષા જોશો તો ઘણી જ સાદી અને સરળ છે. આ વિચાર દર્શાવનારો વિજ્ઞાનશતકમાં એક શ્લોક છે. જેમકે,

आढ्यः कश्चिदपण्डितोऽपि विदुषां सेव्यस्सदा धार्मिको
विश्वेषामुपकारको मृगदृशामानन्दकन्दाकरः।
कर्पूरद्युतिकीर्तिभूषितहरिद्भूमण्डले गीयते
शश्वद्वन्दिजनैर्मदीतनुभृतः पुण्यैर्न कस्योदयः ॥

આ શ્લોકનું તાત્પર્ય જો કે, ઉપરના શ્લોકના જેવું જ છે, છતાં આ બીજા શ્લોકની ભાષા સાંભળવામાં જરા કઠોર લાગે છે. બન્ને ગ્રન્થોમાં શંકર વેદાન્તજ્ઞાન પ્રદર્શિત કીધેલું છે. તે ઉપરથી કેટલાક એવું અનુમાન કરે છે કે, આ શતકનો કર્ત્તા, શંકરાચાર્યના પછી હોવો જોઇએ. પણ શંકરાચાર્યના વખતમાં વપરાતા કેટલાક શબ્દો જેવા કે તુરીય, कूटस्थ, गगन, नगर વિજ્ઞાનશતકમાં દેખાય છે, પણ નીતિ, વૈરાગ્ય તથા શૃંગાર, ત્રણ શતકોમાંના એકેમાં તેવા શબ્દો દેખાતા નથી. આપરથી જણાય છે કે, નીતિ, શૃંગાર અને વૈરાગ્યશતકોનો કર્ત્તા શંકરાચાર્ય પહેલાં થઈ ગયેલો હોવો જોઇએ. વિજ્ઞાનશતકમાં કેટલાક શ્લોકો છે, જેમાં યવન લોકોને વાસ્તે કહેવામાં આવ્યું છે. પણ શતકત્રયમાં કોઈ ઠેકાણે યવન લોકોનું નામ જોવામાં આવતું નથી. હવે જો બેઉનો કર્ત્તા એક હોય તો બન્ને ગ્રન્થોમાં તત્સંબંધી નામો હોવાં જોઇએ. બીજું વિજ્ઞાનશતકમાં પહેલાં શ્લોકમાં ગણપતિની સ્તુતિ કરી છે ત્યારે શતકત્રયમાં ત્રણદેવમાંના એકે દેવની સ્તુતિ ન કરતાં, ફકત બ્રહ્માની સ્તુતિ કરી છે. બીજું વિજ્ઞાનશતકના શ્લોકો મોટાવૃત્તના છે અને શતકના શ્લોકો ઘણા જ નાના વૃત્તના છે. જેવા કે 'अनुष्टुम्, आर्या, इन्द्रवज्रा' તથા 'उपजाति' વ્રતના છે. વળી શતકમાં દશાવતાર, બ્રહ્મા, વિષ્ણુ વગેરેનાં નામો જણાય છે અને શિવભક્તિપર ખાસ કહેવામાં આવેલું છે. વિજ્ઞાનશતકમાં ચક્રપાણિ, શ્રીકૃષ્ણ, શ્રીરંગ, ગોપાલ, મુકુન્દ વગેરેની સ્તુતિ છે, કોઈ અમુક દેવની ખાસ સ્તુતિ જણાતી નથી. અગર જો વિજ્ઞાનશતકમાં શતકત્રયની માફક ઘણા જ ઉચ્ચ વિચારો પ્રદર્શિત કીધા છે અને તે જો કે સંસ્કૃત ભાષામાં ઘણી ઉંચી પ્રતિનું પુસ્તક છે, તો પણ એ બેઉનો કર્ત્તા એક નથી એમ કેટલાક પંડિતોનું માનવું છે.

## કાલિદાસ તથા ભર્તૃહરિની સમકાલીનતા

ઘણાનું ધારવું એવું છે કે, કાલિદાસ અને ભર્તૃહરિ એક જ

વખતમાં થઈ ગયેલા હોવા જોઇએ. બીજું કાલિદાસ વિક્રમાદિત્યના વખતમાં આવે છે. ભર્તૃહરિ જો વિક્રમાદિત્યના ભાઈ જ હોય તો બેઉ જણુ એક જ વખતમાં થયલા હોવા જોઇએ; તેમાં ભર્તૃહરિ પ્રથમ થયલા હોવા જોઇએ. પણ મી૦ નંદાગીરકર તથા મી૦ તિલંગ વગેરેનો એવો મત છે કે, કાલિદાસ પછી ભર્તૃહરિ થયલા હોવા જોઇએ. કારણુ કાલિદાસે પોતાના ગ્રન્થોમાં ક્રિયાપદની અન્દર લુઙ્, લિટ્ વગેરેપર પૂરતું ધ્યાન ન આપતાં ગમે તેમ ક્રિયાપદો વાપર્યાં છે, છતાં શતકોમાં એવું જોવામાં આવતું નથી. ઘણુા જૂના વખતમાં વ્યાકરણુ બાબતમાં ક્રિયાપદો સંબંધી ખાસ ધ્યાન આપતા ન હતા, તેપરથી કાલિદાસ પહેલા હોવા જોઇએ. બીજું ડા. ભાઉ દાજીનું ધારવું એમ છે કે, વિક્રમાદિત્યની દરબારમાંના નવ રત્નોમાંનું એક રત્ન તે ભર્તૃહરિ હતા. પણુ ભર્તૃહરિ એ નવ રત્નમાં હોય તો વિક્રમાદિત્યના નવ રત્નોમાં તેમનું પણુ નામ હોવું જોઇએ, તે કેમ નથી?

धन्वंतरिः क्षपणकोऽमरसिंहशंकुवेतालभट्टघटखर्परकालिदासाः।
ख्यातो वराहमिहिरो नृपतेः सभायां रत्नानि वै वररुचिर्नव विक्रमस्य॥

આ શ્લોકમાં વિક્રમાદિત્યની દરબારના નવ કવિરૂપી રત્નોનાં નામ છે, તેમાં ભર્તૃહરિનું નામ નથી. ત્યારે ભર્તૃહરિ કેમ નવ રત્નોમાં કહેવાય? આ સઘળાપરથી જણુાય છે કે, ભર્તૃહરિ વિક્રમના ભાઈ હોવા જોઇએ અને વિક્રમના સમય પૂર્વે થયેલા માટે રત્ન ગણુાય તો બાધ નથી.

ભર્તૃહરિ મહાન્ યોગી હતા. ઉજ્જયિની શહેરની પડોશમાં એક ગુફા છે કે, જે ભર્તૃહરિ ગુફાના નામથી ઓળખાય છે. લોકોમાં એવી દંતકથા ચાલે છે કે, આ ગુફામાંથી કાશી જવાનો રસ્તો હતો. હાલમાં તો તે રસ્તો જણુાતો નથી, પણુ ગુફા જ છે. ભર્તૃહરિની બેન મૈનાવતીને ગોપીચંદ નામનો પુત્ર હતો, કે જેનું નામ આપણે ગોરક્ષનાથ તથા મત્સ્યેંદ્રનાથના સંબંધમાં સાંભળીએ છીએ. ગોરક્ષનાથ તથા ચરપટીનાથ વિક્રમાદિત્યના વખતમાં

હશે કે નહિ, તે બાબતમાં ઘણાઓને શંકા ઉત્પન્ન થાય છે. આ બાબત વિષે એવું સમાધાન થઈ શકે છે કે, કાં તો વિક્રમાદિત્યના વખતથી જેમ શંકરાચાર્યની ગાદી હજી સુધી ચાલે છે અને તે ગાદીપર જે આવે છે તે સર્વ શંકરાચાર્યને નામે ઓળખાય છે, તેમ આ મહાન્ તપસ્વીઓનો પણ જૂનો પંથ હોવો જોઇએ, જે પ્રથમ પુરુષના નામથી ઓળખાઈ આવતા હશે.

## ચાર શતકોનું રહસ્ય તથા જ્ઞાન

ચાર શતકો ભર્તૃહરિએ કયે કયે વખતે લખ્યાં હશે, તે બાબતમાં એમ લાગે છે કે, શૃંગારશતક પહેલું લખેલું હોવું જોઇએ. કારણ કે શૃંગારશતકમાં જુવાનીમાં માણસની મનોવૃત્તિ તથા કામાસક્તપણું કેવી રીતનું હોય છે, તે બાબત વર્ણવેલી છે. શૃંગારશતકમાં સ્ત્રીસૌંદર્ય, તેઓની પ્રકૃતિ, તેઓના હાવભાવ તથા માણસના મનમાં તેથી કેવી અસર ઉત્પન્ન થાય છે, તે બાબત વર્ણવી છે. આ સાથે તેમાં જૂદી જૂદી ઋતુઓનું વર્ણન આપેલું છે. કવિ, શૃંગારમાં સૌથી દૃઢ અંતઃકરણના પુરુષને પણ સ્ત્રીસૌંદર્યથી કેવી અસર થાય છે અને કામના શરના ભોગ કેમ થઈ પડે છે, તે બાબત વર્ણવે છે. તેમ છતાં વારાંગના પર તિરસ્કારથી જૂવે છે. વળી માણસ કેવા નિર્બળ હોય છે કે, જે અબળા એટલે બળ વિનાની તેને શરણે જાય છે તથા જે માણસ સ્ત્રીના મોહબાણથી કદી પણ વિંધાતો નથી, તેનાં વખાણ કરે છે. બીજું શતક નીતિશતક છે. તે શૃંગાર પછી રચાયલું હોવું જોઇએ; કારણ કુદરતી જ છે કે, માણસ નાનપણમાં કુછંદી હોય છે, વચલી વયમાં દુનિયાદારીના વ્યવહારમાં પડવાથી તે બાબતની કુશળતા મેળવે છે અને નીતિ શું છે, અને કેવી રીતની છે તે શીખે છે. મૂર્ખ માણસને ઠેકાણે લાવવામાં કેટલું દુઃખ છે તે, લોભી માણસો ધનસંચય કરવાને કેવા કેવા ઉપાયો યોજે છે તે, આ દુનિયામાં મનુષ્યની વર્તણુક કેવા પ્રકારની હોવી જોઇએ તે અર્થાત્ કોઇને વચન આપી તે પ્રમાણે કરવાથી માણસની

ઉત્તમતા, વિદ્યાની કીંમત, સ્વાત્માભિમાન, કીર્તિ, ધૈર્ય તથા મોટા મનપણું કેવું છે, તે બાબત નીતિમાં વર્ણવી છે. બીજું નીતિમાં દરેક ધર્મને મળતા આવતા દુનિયાદારીના શું શું નિયમો છે, તે વર્ણવ્યા છે. જેવા કે ઉદ્યોગની અગત્યતા, સન્મિત્રનું લક્ષણ, ઉદારમનવાળાની તથા હલકા મનવાળાની વર્તણુકની સરખામણી—આ પ્રકારની તથા બીજા એવી જ રીતના શ્લોકો જે દુનિયાના માણસને હમેશાં લાગુ પડે તેનું વર્ણન છે. સંસ્કૃત ભાષામાં નીતિશતક એ એક ઉત્તમોત્તમ જ્ઞાન ગ્રંથ છે. ત્રીજું એટલે છેલ્લું બનાવેલું વૈરાગ્યશતક હોવું જોઇએ; કારણ કે એ શતકમાં જે માણસો સંસારાર્ણવથી કંટાળી ગયલા હોય છે અને જેઓ દુનિયાની સાથે સંબંધ ન રાખતાં કેવળ ઈશ્વરપરાયણ રહેવા માગે છે તે વિશે વ્યાખ્યાન છે. લોભીજનો હાસ્યપાત્ર છે, દાનીજનોનું માત્સર્ય નિંદનીય છે, ગમે એવો દૃઢ મનનો હોય પણ સંસારની માયામાં લોભાઈ રહે છે, જગતના નિયંતા, સર્વ વ્યાપક ઈશ્વરપર પરમભક્તિ આદરવી, સઘળી સાંસારિક વસ્તુનો ત્યાગ કરવો તથા તેનું જ નિરંતર ભજન કરવું અને માણસ કેવી રીતે નિર્વાણ અર્થાત્ ઈશ્વરનામમાં તલ્લીન થાય છે, તે બાબત વૈરાગ્યમાં વર્ણવી છે. વૈરાગ્ય પછી વિજ્ઞાન આવે છે, તે ભર્તૃહરિની પરમહંસ દશા દર્શાવે છે, એમાં વેદાંત સાથે તીર્થમાહાત્મ્ય પણ જોવામાં આવે છે, અને તે તેણે કરેલું તીર્થાટન બતાવે છે. તે શાંત રસથી ભરપૂર છે.

## ભર્તૃહરિનો ધર્મ

કેટલાક એમ કહે છે કે, ભર્તૃહરિ બૌદ્ધ ધર્મ માનતા હતા. પણ તે વાત વિષે કાંઈ પણ પુરાવો નથી. સઘળાં પ્રાણીમાત્રપર દયા રાખવી, એવો ઉદ્દેશ વૈરાગ્યમાં છે. પણ તે એવી રીતનો છે કે, જે પ્રકારનો ઉદ્દેશ આપણે સઘળા ધર્મોમાં જોઇએ છીએ. શતકોનાં તત્ત્વો એવી રીતનાં છે કે, જે તત્ત્વો સઘળા ધર્મનાં માણસોને માનનીય થાય. ભર્તૃહરિએ અદ્વૈતવાદ વિષે ઘણું લખેલું

છે, તે ઉપરથી લાગે છે કે, એ એક મોટા અદ્વૈતવાદી તથા શિવભક્ત હતા. બીજું એ મહાન્ યતિ હોવા જોઇએ. કારણ વૈરાગ્યશતકનો મુખ્ય ભાગ શ્રીનિંદા, સંતોષ અને ઇશ્વરીજ્ઞાન છે. લોકો સંસારરૂપી મોહજાળમાં ફસાયલા હોય તેને વૈરાગ્યશતક એ નકામું ટાયલા જેવું લાગે પણ જેણે સંસારનો ત્યાગ કીધેલો છે તથા જે પોતાનો વખત હમેશાં ઇશ્વરચિંતનમાં ગાળે છે તેને વૈરાગ્યશતક અમૃતનો ઘુંટડો છે; કારણ આપણા કવિએ જે રાત્રિની ચંદની વિષે વર્ણન આપેલું છે તથા શાંત રાત્રિમાં નદી આગળના દેખાવો કેવા મનોહર લાગે છે તે બાબત, જેઓએ ગંગા નર્મદા વગેરેની પ્રદક્ષિણા કીધેલી હોય છે તેઓને કુદરતના દેખાવો જોઇને આપણા કવિનું વર્ણન સ્મૃતિમાં આવે છે.

## ભર્તૃહરિનો સમય

ભર્તૃહરિ અને તેની કવિતા વિષે ઘણું કહેવાઈ ગયું. હવે એ ભર્તૃહરિ ક્યારે થયા, તે જાણવું જોઇએ. આ બાબત બે કારણોથી પૂર્ણ રીતે જણાય એમ છે. બાહ્ય પ્રમાણ તથા આંતર પ્રમાણ. હવે આંતર પ્રમાણમાં શતકોમાં કવિ પોતાનાં ચરિત્ર વિષે જરા પણ કહેતા નથી, કે જેનાપરથી તેના કાળનો નિર્ણય કરી શકાય. માટે જે કાંઈ પુરાવો આપણે એકઠો કરીશું તે બહારનાં પ્રમાણો લઈને સાબીત થઈ શકશે. સઘળાને માલમ છે કે, ભર્તૃહરિ વિક્રમાદિત્યના ભાઈ હતા અને આ બાબત વૈતાળપચ્ચીશી તથા સિંહાસન બત્રીશીમાંથી પણ મળી આવે તેમ છે. આપણે મુખ્ય સાબીત કરવાનું એ છે કે વિક્રમાદિત્ય ક્યારે થયેલો હોવો જોઈએ? વિક્રમાદિત્યનો સમય શોધવો ઘણો જ સુલભ છે. કારણ સંવત્ એના વખતથી ચાલુ થયો છે. હાલમાં ૧૯૭૩ નું વર્ષ ચાલે છે; અને એના ઉપરથી આપણા કવિના સમયપર જરા અજવાળું પડશે. વિક્રમાદિત્યથી સંવત્ ચાલ્યો છે, આ બાબત વિષે કેટલાકોને શક છે. ડાક્ટર કર્ન, પ્રોફેસર મેક્સ-

મુલર વગેરેના ધારવા પ્રમાણે ક્રાઇસ્ટના ૫૬ કે ૫૭ વર્ષ પહેલાં હિંદુસ્તાનમાં વિક્રમાદિત્ય નામનો કોઈ રાજા જ થયો નથી.

મી૦ ફરગ્યુસનના ધારવા પ્રમાણે વિક્રમાદિત્યનો સંવત્ જે ક્રાઇસ્ટના પહેલાં ૫૬ મા વર્ષમાં શરુ થયો, તે શકનું નામ કોરરની મહાન્ લડાઇના નામથી પડ્યું. કારણ તે લડાઈ ઈ. સ. ૫૪૪ માં થઈ હતી, જે લડાઈમાં ઉજ્જયિનીના વિક્રમ હર્ષે, મ્લેચ્છોને મારીને હાંકી કહાડ્યા હતા. તે વિક્રમના નામથી શકનું નામ વિક્રમ સંવત્ પડ્યું. ઈ. સ. ૫૪૪ માં ૫૬ વર્ષ ઉમેરીએ તો ૬૦૦ થાય, એટલે કે (૬×૧૦૦) માં તે નવા શકને જોડી દેવાથી ક્રાઇસ્ટ પહેલાં ૫૬ વર્ષથી સંવત્ થયો. ડાકટર કર્નનું મત એમ છે કે, વિક્રમાદિત્ય ઈ. સ. પૂર્વે ૫૬ મા વર્ષમાં થયો ન હતો. પણ ઈ. સ. ૭૮ માં થયો હતો. મી૦ તિલંગે પણ તેને અનુમોદન આપેલું છે. પરંતુ નીચેની સાબીતિપરથી તે માનનીય લાગતું નથી. મેરુતુંગાચાર્ય, કે જે એક જૈન પંડિત હતો અને જેણે એક પટ્ટાવલિ રચી છે, તેણે તેમાં લખેલું છે કે, શાલિવાહનના શક પહેલાં વિક્રમાદિત્ય નામનો રાજા થઈ ગયો હતો અને તેણે ૧૩૫ વર્ષ સુધી રાજ્ય કીધું. કથાસરિત્સાગરમાં આવું જ વર્ણન આપેલું છે. આપણા જ્યોતિષ શાસ્ત્રના મત પ્રમાણે આર્ય લોકમાં શક પ્રવર્તાવનારા ૭ થઈ ગયા છે. જેમ કે,

युधिष्ठिरो विक्रमशालिवाहनौ ततो नृपः स्याद्विजयाभिनन्दनः ।
ततस्तु नागार्जुनभूपतिः कलौ कल्की षडेते शककारकाः स्मृताः ॥

પહેલો શક યુધિષ્ઠિરનો ઇન્દ્રપ્રસ્થથી ચાલ્યો, તે ૩૦૪૪ વર્ષ સુધી ચાલ્યો. ત્યાર બાદ વિક્રમાદિત્યનો શક થયો. જે શક ૧૩૫ વર્ષ સુધી હિંદુસ્તાનમાં ચાલ્યો. ત્યાર બાદ એટલે ૧૩૫ વર્ષ પછી, શાલિવાહનનો શક શરુ થયો. આ બાબત રામશાસ્ત્રી ભાગવતે વિવિધજ્ઞાન વિસ્તારમાં ને કવિ સવિતાનારાયણે આર્ય જ્ઞાનવર્ધકમાં પુષ્કળ વિસ્તારપૂર્વક, બહુ બારીકીથી લખ્યું છે. કલિ-

યુગની શરુઆતમાં યુધિષ્ઠિરનો શક ચાલ્યો, જેના વખતમાં નવ રાજા થયા, ત્યારબાદ વિક્રમનો સંવત્ ચાલ્યો, જે રકતાક્ષી સંવત્સરના નામથી ઓળખાય છે. પણ કેટલાક કહે છે કે ભર્તૃહરિ ઘણા થયા છે અને વિક્રમો પણ ઘણા થયા છે. શતકોનો કર્ત્તા ભર્તૃહરિ ઘણું કરીને વિક્રમના સમયમાં થયા. તે જ ભર્તૃહરિ હોવા જોઇએ. મી૰ નંદાગીકરનો સિદ્ધાંત પણ એ જ છે. અમને ડા. ફુરગ્યુસનનો સિદ્ધાંત માનનીય લાગતો નથી. આ બધાપરથી ખુલ્લું જણાઈ આવે છે કે, ઈ. સ. પૂર્વે ૫૬–૫૭માં જે વિક્રમ થયો, તેના પહેલાં લગોલગ ભર્તૃહરિ હોવા જોઇએ; કારણ અર્વાચીન કોશમાં કહેલું છે કે, ભર્તૃહરિ યુધિષ્ઠિરના છેલ્લા સૈકાના પાછલા અર્ધામાં થયલા હોવા જોઇએ. ભર્તૃહરિને આજ બરાબર ૨૦૦૦ વર્ષ થઈ ગયાં, એમ કહીએ તો ચાલે. વળી કવિ ચરિત્રમાં કહેવામાં આવેલું છે કે, ભર્તૃહરિ, વિક્રમાદિત્યના જ્યેષ્ઠ ભ્રાતા હતા, જે વિક્રમ શાલીવાહન પહેલાં ૧૩૫ વર્ષ ઉપર થઈ ગયો હતો. બીજું નીતિશતકનો ૯૧ મો શ્લોક, પંચતંત્રમાં માલમ પડે છે અને તેવી જ રીતનો આશય કલિલાઉદિમ નામની ફારસી કવિતામાં છે, જે કાવ્ય ઇરાનના ફારસી રાજાઓના હિતાર્થે, ઇ. સ. ૫૩૧–૭૯ લગભગ રચવામાં આવ્યું હતું. આ ઉપરથી જણાઈ આવે છે કે, પંચતંત્ર ઇ. સ. ૫૭૯ સુધીમાં રચાયલું હોવું જોઇએ અને નીતિશતક ત્યાર પહેલાં ઘણું જૂનું હોવું જોઇએ. મી૰ તિલંગના માનવા પ્રમાણે ભર્તૃહરિ ક્રાઇસ્ટના પહેલા શતકમાં થયો અને આ રીતે ગણતાં ઈ. સ. પૂર્વે ૫૬–૫૭ પહેલાં વિક્રમ થયો, એ બે સમયોને સરખાવતાં મી૰ તિલંગનાં ૧૩૫ વર્ષ વધારે લાગે છે. પ્રાચીન ગ્રન્થના પરીક્ષકોના માનવામાં એમ છે કે, મહાભાષ્યોનો કર્ત્તા ઇ. સ. પૂર્વે ૧૫૦ માં થયો, જે પુસ્તક પહેલાં સર્વ વિદિત ન હતું; પણ ચન્દ્રાચાર્યે તેને લોકપ્રદર્શિત કીધું. ત્યારબાદ પતંજલિના મહાભાષ્યપરથી વાકયપદીય રચાયું છે. મી૰ તિલંગના ધારવામાં વાકયપદીયના કર્ત્તા તથા શતકોનો

કર્ત્તા એક જ છે. હવે વાક્યપદીય, મહાભાષ્ય થયા પછી ૨૦૦ વર્ષ સુધીમાં રચાયલું હોવું જોઇએ. જો શતકોનો કર્ત્તા ભર્તૃહરિ હોય તો તે પણ મહાભાષ્ય પછી, એટલે કે શાલિવાહનના પહેલા સૈકામાં થવા જોઇએ. આથી જણાશે કે શાલિવાહનના વખત પહેલાં વિક્રમાદિત્ય થયલા હોવા જોઇએ. પણ જો વાક્યપદીયના કર્ત્તા તથા શતકોના કર્ત્તા, એ બેઉ એક ન હોય તો શતકોનો કર્ત્તા ભર્તૃહરિ ઈ. સ. પૂર્વે ૫૬–૫૭ પહેલાં થયેલો હશે. કૃષ્ણશાસ્ત્રી ચિપલુનકર, વિજ્ઞાનશતકના ઉપોદ્ઘાતમાં લખે છે કે, શતકત્રયનો કર્ત્તા જ આનો કર્તા હશે અને તે સાતમા સૈકામાં થવો જોઇએ; કારણ કે કોરરની લડાઈ પણ એ જ વખતમાં થઈ હતી. આ મતને પુષ્ટિ આપવાને તેણે ચાઇનીસ મુસાફર ઈત્સિંગનો હેવાલ આપેલો છે. કોરરની લડાઇમાં જે વિક્રમ થયો, તેનો ભાઈ તે શતકોનો કર્ત્તા આપણા ભર્તૃહરિ કવિ નથી. પણ તે ભર્તૃહરિ જે ઇ. સ. ૬૩૦ માં થયો તે વિજ્ઞાનશતકનો કર્ત્તા હોય તો હોય! શાસ્ત્રી આ બાબતમાં શતકોના વિચારો તથા શંકરાચાર્યના વિચારોને સરખાવે છે. તેમાં ઘણી જ સાદૃશતા જણાવે છે. વિજ્ઞાનશતકને માટે આ પ્રમાણ કહીએ તો ચાલે એમ છે કે શંકરાચાર્યના પછી વિજ્ઞાનશતક થયેલું હોવું જોઇએ; પણ શતકોના કર્ત્તા શંકરાચાર્ય પહેલાં થયલા હોવા જોઇએ; કારણ વેદાન્તના વિચારો જેવા કે कर्मनिर्मूलनं, संसारविच्छित्तिः વગેરે જે દૃશ્યમાન થાય છે, તે કાંઈ શંકરાચાર્યના વખતમાં જ દાખલ થયા નથી; પણ તે પહેલાનાં પ્રાચીન પુસ્તકો જેવાં કે ઉપનિષદ્ તથા ભગવદ્ગીતા વગેરેમાં પણ જોવામાં આવે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, શંકરાચાર્યની પછી કોઇ પણ શતક થયેલું હોવું ન જોઇએ.

શતકોમાંના વૈરાગ્યશતકના શ્લોકમાં પુરાણપઠન કહેલું છે. હવે ઘણાઓનું માનવું એમ છે કે, પુરાણો અર્વાચીન એટલે કે ૧૦૦૦ વર્ષ લગણમાં થયાં એમ કહેવામાં આવે છે. આ ઉપ-

રથી સિદ્ધ કરે છે કે, શતક પણુ ત્યાર બાદ હોય. આ વાત ભૂલ ભરેલી છે; કારણુ શંકરાચાર્યે શ્વેતાશ્વતરોપનિષતપર ટીકા કીધી છે અને તેમાં પુરાણુનું કથન આવે છે. હવે શંકરાચાર્ય ૬ ઠ્ઠા સૈકામાં થયા તો પુરાણુ ત્યાર પછી થયેલાં, કેમ હોવાં જોઇએ? વળી યાજ્ઞવલ્કય સ્મૃતિમાં પણુ પુરાણુનું નામ આવેલું છે. આ ઉપરથી સ્પષ્ટ જણુાય છે કે, પ્રાચીન પુરાણુ અને અર્વાચીન પુરાણુમાં ફેર હોવો જોઇએ અને આપણુા કવિએ જે પુરાણુપઠન કહેલું છે તે કાં પ્રાચીન પુરાણુની બાબત ન હોય? બીજું લોકમાં પણુ ખ્યાતિ છે કે, પુરાણોના કર્ત્તા વ્યાસ હતા; તેમ વેદની બરોબર ગોઠવણુ કરનાર પણુ વ્યાસ હતા ને તેથી તે વેદવ્યાસ કહેવાય છે. હવે વ્યાસ પાંડવોના પહેલાં થયા હતા; કારણુ પાંડવો વ્યાસના પૌત્રો કહેવાય છે. પાંડવો થયાને ઓછામાં ઓછાં ૫૦૦૦ વર્ષ થયાં હશે, જે યુધિષ્ઠિરના શકપરથી જણુાઈ આવે છે. આ ઉપરથી વ્યાસ, પાંડવો પહેલાં થઈ ગયેલા હોવા જોઇએ. આ સઘળાપરથી ભર્તૃહરિ કવિ, જે આપણુા શતકોના કર્ત્તા છે, તે ઇ. સ. પૂર્વે ૫૬–૫૭ માં થયલા હોવા જોઇએ.

## ભર્તૃહરિ અને તેમનું કુટુંબ

મરાઠી અર્વાચીન કોશમાં ભર્તૃહરિ તથા વિક્રમના પિતા વીરસેનને કહેલા છે, જે એક ગાંધર્વ હતો. મરાઠી ગ્રંથોમાં આ જ પ્રમાણે કહેવામાં આવેલું છે કે, ગાંધર્વસેનને ચાર સ્ત્રીઓ હતી. ચાર સ્ત્રીઓથી ગાંધર્વસેન–વીરસેનને ૭ પુત્રો થયા, તેમાં જ્યેષ્ઠ પુત્ર ભર્તૃહરિ હતા, કનિષ્ઠ પુત્ર વિક્રમ હતો તથા બીજા પુત્રોનાં નામો જણુાયાં નથી.

અર્વાચીન કોશ પ્રમાણે વીરસેનને ચાર છોકરાં હતાં. જેનાં નામ નીચે પ્રમાણે છેઃ ભર્તૃહરિ, વિક્રમાદિત્ય, સુભદ્રવીર્ય અને મેનાવતી. આમાં મેનાવતીને ગોપીચંદ નામનો પુત્ર હતો.

ભર્તૃહરિની માતાનું નામ સુશીલા હતું, જે જંબુદ્વીપના રાજાની પુત્રી હતી. જંબુદ્વીપ રાજાને કોઈ છોકરો ન હતો, તેથી તેણે મરતી વખતે રાજ્યની ગાદી પોતાની પુત્રીના મોટા છોકરા- ભર્તૃહરિ (ઉજ્જયિનીપતિ) ને આપી. ભર્તૃહરિએ રાજ્ય ગાદી પોતાના ભાઈ વિક્રમને આપી તથા બીજા ભાઈ સુભટ્ટવીર્યને લશ્કરનો સેનાની બનાવ્યો. ભર્તૃહરિની સ્ત્રીનું નામ પદ્માક્ષી હતું, તે મગધના રાજા સિંહસેનની પુત્રી હતી. પાછળથી તેનું નામ પિંગળા પડ્યું. કેટલાકના મત પ્રમાણે ભર્તૃહરિને પિંગળા સિવાય બીજી ત્રણસે સ્ત્રીઓ હતી. શેષગિરિ શાસ્ત્રી એક વિચિત્ર હેવાલ વિક્રમાદિત્ય વિષે આપે છે. તેના કહેવા પ્રમાણે ચંદ્રગુપ્ત નામનો એક બ્રાહ્મણ હતો; તે ચાર વર્ણની ચાર સ્ત્રીઓ પરણ્યો. તેનાં નામો બ્રાહ્મણી, ભાનુમતી, ભાગ્યવતી, અને સિંધુમતી હતાં. આ ચાર સ્ત્રીમાંથી બ્રાહ્મણીને વરરુચિ નામનો પુત્ર થયો. ભાનુમતીને વિક્રમ, ભાગ્યવતીને ભટ્ટી તથા સિંધુમતીને ભર્તૃહરિ નામના પુત્રો થયા અને વિક્રમ જ્યારે રાજા હતો ત્યારે તેનો ભાઈ ભટ્ટી વિક્રમનો મુખ્ય અમાત્ય હતો.

## શતકો તથા તેની રચના વિષે

જયદેવ અથવા જગન્નાથ પંડિતની ગંગાલહરી વગેરેની રચના કરતાં શતકોની રચના સહેજ ઉતરતી કહીએ તોપણ ચાલે. આમ છતાં તેની રચના ઘણી જ ચાતુરીવાળી, પૂર્ણ મનોહારક તથા ઘણા જ વ્યાવહારિક શબ્દોથી ભરપૂર છે. એની રચના કૃત્રિમ કે તાણીતોશીને બનાવેલી નથી: સહજ સરળ છે. વળી એમાં વર્ણન પણ એવી સાદી ભાષામાં તથા એવા આકારમાં કીધેલું છે કે, અલ્પજ્ઞાની હોય, એટલે કે જેને સંસ્કૃતનું જ્ઞાન પૂર્ણ ન હોય, તેને પણ વાંચવાથી અર્થનો સહેજસાજ આભાસ થાય છે. વ્યવહારની નિત્ય નીતિનાં ઉદાહરણો અને ચાતુરીનાં વર્ણનો ઘણાં સ્વાભાવિક જણાય છે. વળી સામાન્ય

તત્ત્વો તથા પ્રત્યક્ષ પ્રમાણો એવા રૂપમાં ચિત્રેલાં છે તથા જીંદગીનાં હમેશાં અનુભવવાળાં દૃષ્ટાંતો આપી, એવી રીતે સાબીત કીધાં છે કે, કોઈ પણ વાંચનારની મનોવૃત્તિને તરત જ અસર થાય. એના શ્લોકમાં એવું કુદરતી વર્ણન છે કે, હમેશાં સાધારણ દૃષ્ટાંતોમાં તથા વાર્તાઓમાં પણ પ્રમાણ તરીકે વપરાય છે. આપરથી ખુલ્લું જણાઈ આવે છે કે, ભર્તૃહરિનું આ કાવ્ય ઘણા જ ઉચ્ચ વિચારોથી ભરપૂર છે. અગર જો કે આ ગ્રંથમાં વ્યાકરણ સંબંધી કેટલાક દોષો જોવામાં આવે છે અને કેટલીક રચનાઓ કુટિલ છે, તો પણ તેવી બાબતો ઘણી જ થોડી છે. વાંચનારના મનપર આ શ્લોક આવી રીતનું સ્ખલન છતાં ઘણી જ સારી અસર કરે છે.

શતકમાં વપરાયલાં વૃત્તો નાનાં, ઉત્સાહ ઉત્પન્ન કરે એવાં તથા જૂદી જૂદી જાતનાં છે. અગર જો કે સઘળાં વૃત્તો એક જ પ્રકારનાં નથી, તેમ છતાં વાંચવાથી ઘણો જ ઉત્સાહ ઉત્પન્ન થાય છે. આ શ્લોકમાં વપરાયલા અલંકારો એવી રીતના છે કે, જે સમજતાં આપણને કોઈની મદદ લેવી પડે એમ નથી. આ શ્લોકો જેમ જેમ વધારે વાંચવામાં આવે છે, તેમ તેમ વધારે મનોરંજક લાગે છે. એ વાંચવાથી મન કોઈ દિવસ તૃપ્ત થતું નથી. આમાંના શ્લોકોનું જેમ જેમ વધારે મનન થાય છે, તેમ તેમ તેમાંથી કાંઈ વધારે રહસ્ય કાં તો માલમ પડે છે અથવા તો દર્શિત વિચારો ઘણા જ દૃઢીભૂત થાય છે.



ॐ

भर्तृहरिकृत

# नीतिशतक

## ( मूळ अने गुजराती भाषांतर )

### મંગળાચરણ

अनुष्टुभ्वृत्त

दिक्कालाद्यनवच्छिन्नानन्तचिन्मात्रमूर्तये ॥
स्वानुभूत्येकसाराय नमः शान्ताय तेजसे ॥ १ ॥

જેની મૂર્તિ, દિશા અને કાળ વગેરેથી અવ્યાપ્ત છે, એટલા જ માટે અનંત અને ચૈતન્યરૂપ છે, જે એક જ આત્મજ્ઞાનના સારરૂપ છે, જે શાંત છે અને પ્રકાશરૂપ છે, તે પરબ્રહ્મને હું નમસ્કાર કરું છું. ૧

બીજ—જરા, વ્યાધિહર તથા આયુષ્યવર્ધક અમર ફળ કોઈ એક બ્રાહ્મણે લાવીને રાજાને આપ્યું, રાજાએ પોતાની પ્રિય પત્નીને આપ્યું, રાણીએ તે પોતાના વલ્લભ અશ્વપાલને આપ્યું, અશ્વપાલે પોતે રાખેલી ગણિકાને તે આપ્યું અને ગણિકાએ પાછું તે ફલ રાજાને અર્પણ કર્યું, તેથી ચકિત થયેલો મહારાજા ભર્તૃહરિ પોતાની સ્ત્રીના વ્યભિચારથી પરમ વૈરાગ્ય પામ્યો; અને તેથી જ આ શ્લોકમાં તે પોતાને, રાણીને અને કામને નિંદે છે.

### કામ નિન્દા

वसन्ततिलकावृत्त

यां चिन्तयामि सततं मयि सा विरक्ता
साप्यन्यमिच्छति जनं स जनोऽन्यसक्तः ॥

**अस्मत्कृते च परितुष्यति काचिदन्या**
**धिक् तां च तं च मदनं च इमां च मां च ॥ २ ॥**

હું જે સ્ત્રીનું હૃદયમાં નિરંતર ચિંતન કરું છું તે મારી સ્ત્રી મારાથી વિરક્ત છે, એટલું જ નહીં, પરંતુ પરપુરુષ ઉપર આસક્ત છે; તે પુરુષ બીજી સ્ત્રી ઉપર આસક્ત છે; તે સ્ત્રી મારા ઉપર પ્રસન્ન રહે છે, એટલે મારા ઉપર આસક્ત છે. માટે જે સ્ત્રી મારી ઉપર આસક્ત છે તેને, તેની ઉપર જે પુરુષ આસક્ત છે તેને, તે પુરુષ ઉપર જે 'મારી સ્ત્રી આસક્ત છે તેને, મને અને આ સઘળી આસક્તિ જેનાથી પેદા થયેલી છે તે કામદેવને ધિક્કાર છે. ૨

## અજ્ઞ નિન્દા

आर्या

**अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः ॥**
**ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि तं नरं न रञ्जयति ॥ ३ ॥**

આ લોકમાં અજ્ઞ (કાંઈ પણ ન જાણનાર), સુજ્ઞ (સારી રીતે જાણનાર), અને અલ્પજ્ઞ (થોડું જાણનાર), એ રીતે ત્રણ પ્રકારના મનુષ્યો છે. તેમાં અજ્ઞ મનુષ્ય સહેલાઈથી વશ થાય છે, સુજ્ઞ મનુષ્ય બીલકુલ પ્રયાસ વિના વશ થાય છે, પરંતુ અલ્પજ્ઞને તો ચાર મુખવાળા બ્રહ્મા પણ વશ કરી શકતા નથી! ત્યારે બીજા તો કેમ જ કરી શકે? અર્થાત્ ન જ કરી શકે: કારણ કે અલ્પજ્ઞ થોડું જાણવા છતાં પણ હું વિદ્વાન્ છું. એમ પોતાના મનમાં સમજે છે. ૩

મૂર્ખ માણસનું ચિત્ત પ્રસન્ન કરવું દુર્ઘટ છે, એ વાત ઘણા દષ્ટાંત આપી બે શ્લોકથી સ્પષ્ટ કરે છે.

पृथ्वीवृत्त

**प्रसह्य मणिमुद्धरेन्मकरवक्त्रदंष्ट्राङ्कुरात्**
**समुद्रमपि संतरेत्प्रचलदूर्मिमालाकुलम् ॥**

**भुजङ्गमपि कोपितं शिरसि पुष्पवद्धारये-**
**न्न तु प्रतिनिविष्टमूर्खजनचित्तमाराधयेत् ॥४॥**

મગરના મુખની દાઢોની અણીમાં પડેલાં મણિને બળાત્કારથી કોઇ પણ પુરુષ કાઢી શકે, ઉછળતા મોજાથી ભરેલા સમુદ્રને કોઈ પણ પુરુષ તરી શકે, કોપેલા સર્પને કોઈ પણ પુરુષ હાથે ઉપાડી પુષ્પની પેઠે માથે ધારણ કરી શકે, પણ સદ્વસ્તુ વા અસદ્વસ્તુમાં ચોંટેલાં મૂર્ખ માણસનાં ચિત્તને કોઈ પણ પુરુષ સાધી શકે નહીં, એટલે તેને ચલાયમાન કરી શકે નહીં. ૪

પૃથ્વીવૃત્ત

**लभेत सिकतासु तैलमपि यत्नतः पीडय-**
**न्पिबेच्च मृगतृष्णिकासु सलिलं पिपासार्दितः ॥**
**कदाचिदपि पर्यटञ्शशविषाणमासादये-**
**न्न तु प्रतिनिविष्टमूर्खजनचित्तमाराधयेत् ॥ ५ ॥**

કોઈ પણ પુરુષ અતિ પ્રયાસથી વાલુકાને–રેતીને પીલે તો તેમાંથી તેલ કાઢી શકે, તૃષાથી પીડાતો કોઈ પુરુષ મૃગતૃષ્ણિકા (ઝાંઝવાના જળ)માં પણ જળપાન કરી શકે, પૃથ્વીમાં ફરતો કોઈ પણ પુરુષ કોઈ પણ દિવસ બ્રહ્માએ ન સરજેલું એવું શશલાનું શિંગડું* પામે, પરંતુ હરકોઈ વિષયમાં પેઠેલાં મૂર્ખ માણુસનાં મનને કોઈ પણ માણુસ કોઇ પણ રીતે ચલાયમાન કરી શકે નહીં. ૫

ખલ પુરુષોને કોઇ પણ ઉપાયથી સન્માર્ગમાં પ્રવર્તાવવા અતિ મુશ્કેલ છે, એમ નીચલા શ્લોકમાં કહે છે.

---

* આ શબ્દ 'આકાશકુસુમ'ની માફક વપરાય છે. શશલાને જો કે શિંગડું હોતું જ નથી, તેમ છતાં પણ કદાપિ પ્રાપ્ત થાય, પણ મૂર્ખનું મન વશ ન થાય.

शार्दूलविक्रीडितवृत्त

व्यालं बालमृणालतन्तुभिरसौ रोद्धुं समुज्जृम्भते
छेत्तुं वज्रमणीञ्छिरीषकुसुमप्रान्तेन संनह्यते ॥
माधुर्यं मधुबिन्दुना रचयितुं क्षाराम्बुधेरीहते
नेतुं वाञ्छति यः खलान्पथि सतां सूक्तैः सुधास्यन्दिभिः॥६॥

જે મનુષ્ય અમૃત જેવાં મધુર વચનથી ખલ પુરુષોને સન્માર્ગે લઇ જવા ઇચ્છે છે, તેનો પ્રયાસ કોમળ કમળના તંતુવડે સર્પ અથવા મહોન્મત્ત હાથીને બાંધવાને, સરસડાનાં પુષ્પોના છેડાથી હીરાઓને છેદવાને તથા મધનાં બિંદુથી ખારા સમુદ્રને મીઠો કરવા ઇચ્છે, તેના જેવો તેનો ઉદ્યોગ છે અર્થાત્ જેમ કોમળ કમળતંતુ વગેરેથી મહોન્મત્ત હાથી વગેરેનું બંધન આદિ અતિ મુશ્કેલ છે, તેમ ખલ પુરુષોને કોઇ પણ પ્રકારે સન્માર્ગે પ્રવર્તાવવા અતિ મુશ્કેલ છે. ૬

અજ્ઞ જનોનું અજ્ઞાન છૂપાવવાનો ઉપાય કહે છે.

इन्द्रवज्रावृत्त

स्वायत्तमेकान्तगुणं विधात्रा विनिर्मितं छादनमज्ञतायाः ।
विशेषतः सर्वविदां समाजे विभूषणं मौनमपण्डितानाम् ॥७॥

પોતાને સ્વાધીન અને જેમાં અનેક ગુણ છે એવું મૌન બ્રહ્માએ મૂર્ખપણાને છૂપાવવા માટે બનાવેલું છે. સર્વજ્ઞાની સભામાં અવિદ્વાનોને એ મૌન વિશેષ અલંકારરૂપ થઈ પડે છે, એટલે મૂર્ખની મૂર્ખતા છૂપાવવાનો મૌન સિવાય આ લોકમાં બીજો કોઈ પણ ઉપાય નથી. ૭

થોડાં જ્ઞાનથી સર્વજ્ઞપણાનું અભિમાન થાય છે અને વિશેષ જ્ઞાનથી તો તેનો અભાવ થાય છે, એમ પોતાના દૃષ્ટાંતથી ભર્તૃહરિ કહે છે.

शिखरिणीवृत्त

यदा किंचिज्ज्ञोऽहं द्विप इव मदान्धः समभवं
तदा सर्वज्ञोऽस्मीत्यभवदवलिप्तं मम मनः ॥
यदा किंचित्किंचिद्बुधजनसकाशादवगतं
तदा मूर्खोऽस्मीति ज्वर इव मदो मे व्यपगतः ॥ ८ ॥

હું જ્યારે થોડું જાણતો હતો અને હાથીની પેઠે મદોન્મત્ત થઈ વિવેકશૂન્ય હતો, ત્યારે હું સર્વજ્ઞ છું એમ મારું મન ગર્વમાં ગરકાવ રહેતું હતું. પછી જ્યારે વિદ્વાનો પાસેથી શાસ્ત્ર વગેરેમાં થોડો થોડો જાણીતો થયો ત્યારે જ હું મૂર્ખ છું એવી રીતે મારો મદ, જ્વરની પેઠે નષ્ટ થયો. ૮

તુચ્છ વિષયોમાં લલચાવેલા માણસને કુતરાનું દૃષ્ટાંત આપીને નિંદે છે.

हरिणीवृत्त

कृमिकुलचितं लालाक्लिन्नं विगन्धि जुगुप्सितं
निरुपमरसं प्रीत्या खादन्नरास्थि निरामिषम् ॥
सुरपतिमपि श्वा पार्श्वस्थं विलोक्य न शङ्कते
नहि गणयति क्षुद्रो जन्तुः परिग्रहफल्गुताम् ॥ ९ ॥

મનુષ્યનું હાડકું કે જેમાં કીડા પડેલા હોય, જે લાલાએ (લાળે)* કરીને ભિંજાયેલું હોય, જે દુર્ગંધવાળું હોય માટે નિંદવા લાયક હોય છે, અને સુકાએલું હોય તોપણ તેને અત્યુત્તમ સ્વાદવાળાંની પેઠે પ્રીતિથી ખાતો કુતરો, પડખામાં ઉભેલા ઇંદ્રને જોઇને પણ લજવાતો નથી; કારણ કે નીચ પ્રાણી પરિગ્રહ (વિષય)ની તુચ્છતાને ગણકારતો નથી. ૯

ઉત્તમ સ્થાનથી ભ્રષ્ટ થયેલો પુરુષ નીચે પડતો પડતો હલકા

---

* મુખમાંથી નિકળતો ચિકણો ને વાસ મારતો પ્રવાહી પદાર્થ.

સ્થાનને પ્રાપ્ત થાય છે, પરંતુ ફરીથી ઉત્તમ સ્થાનને પ્રાપ્ત થતો નથી, એમ ગંગાજીનું દૃષ્ટાંત આપીને કહે છે.

शिखरिणीवृत्त

**शिरः शार्वं स्वर्गात्पतति शिरसस्तत् क्षितिधरं**
**महीध्रादुत्तुङ्गादवनिमवनेश्चापि जलधिम् ॥**
**अधो गङ्गा सेयं पदमुपगता स्तोकमथवा**
**विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः ॥ १० ॥**

ઉત્તમ વિષ્ણુપદથી નીકળેલી ગંગા, સ્વર્ગથી પ્રથમ મહાદેવજીના મસ્તક ઉપર પડે છે, તે મસ્તકથી હિમાલય પર્વત ઉપર પડે છે, તે પર્વતથી પૃથ્વી ઉપર પડે છે અને પૃથ્વી ઉપરથી હજાર મુખે સમુદ્રમાં પડે છે. આ પ્રકારે તે ગંગાજી નીચાં પદને પ્રાપ્ત થયેલાં છે. આમજ થોડા પણ વિવેકથી ભ્રષ્ટ થયેલા પુરુષોની અનેક પ્રકારે હલકી સ્થિતિ થાય છે. ૧૦

ભાવ-જેમ ગંગા ઉત્તમ વિષ્ણુપદથી નીકળીને મહાદેવજીના મસ્તક વગેરે નીચાં નીચાં સ્થાનને પ્રાપ્ત થયેલાં છે, તેને ફરીથી ઉત્તમ પદ મળ્યું નહીં, તેમ વિવેક વગરના પુરુષો, અનેક પ્રકારનાં હલકાં સ્થાનને પ્રાપ્ત થાય છે, પણ ફરીથી તેઓ ઉત્તમ સ્થાનને પ્રાપ્ત થતા નથી. ૧૦

સઘળા ઉપદ્રવોની નિવૃત્તિના ઉપાયો લોક તથા શાસ્ત્રમાં જોવામાં આવે છે, પરંતુ મૂર્ખને બોધ કરવાનો ઉપાય કોઈ જગોએ પણ જોવામાં આવતો નથી.

शार्दूलविक्रीडितवृत्त

**शक्यो वारयितुं जलेन हुतभुक् छत्रेण सूर्यातपो**
**नागेन्द्रो निशिताङ्कुशेन समदो दण्डेन गोगर्दभौ ॥**
**व्याधिर्भेषजसङ्ग्रहैश्च विविधैर्मन्त्रप्रयोगैर्विषम्**
**सर्वस्यौषधमस्ति शास्त्रविहितं मूर्खस्य नास्त्यौषधम् ॥११॥**

જલથી અગ્નિનું નિવારણ થઈ શકે છે, છત્રથી તડકાનું નિવારણ થઈ શકે છે, તીક્ષ્ણ અંકુશવડે મદોન્મત્ત હાથીને નિયમમાં રાખી શકાય છે, દંડવડે ગાય અને ગધેડાનું નિવારણ થઈ શકે છે, ઔષધના સેવનથી રોગનું નિવારણ થઈ શકે છે, નાના પ્રકારના મંત્રપ્રયોગથી વિષનું નિવારણ થઈ શકે છે. એવી રીતે શાસ્ત્રોમાં સઘળાના ઉપાયો કહેલા છે, પરંતુ મૂર્ખપણાની નિવૃત્તિનો એકે ઉપાય કહેલો નથી. ૧૧

જે માણસ સાહિત્ય શાસ્ત્ર વગેરેથી અજાણ્યો હોય, તે મનુષ્યના આકારમાં પશુ જ છે.

उपजातिवृत्त

साहित्यसङ्गीतकलाविहीनः साक्षात्पशुः पुच्छविषाणहीनः ॥
तृणं न खादन्नपि जीवमानस्तद्भागधेयं परमं पशूनाम् ॥ १२॥

સાહિત્ય (કાવ્ય અલંકાર વગેરે); સંગીત (ગાન વગેરે) અને શિલ્પને ન જાણનાર પુરુષ, શિંગડાં તથા પૂછડાં વિનાનો સાક્ષાત્ પશુ જ છે. એ નરપશુ ઘાસ ખાધા વિના જીવે છે, એ તે પશુઓનું મોટું ભાગ્ય છે; કારણ કે, જો નરપશુ ઘાસ ખાતો હોત તો ઘાસ વગેરે ન મળવાથી બીચારાં પશુઓ મરણ પામત. ૧૨

જેઓ વિદ્યા વગેરે કાંઈ પણ જાણતા નથી, તેઓ પશુઓ છે. એ પશુઓ મનુષ્યરૂપે પૃથ્વીમાં ફરે છે, તે વિષે.

इंद्रवज्रावृत्त

येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः॥
ते मर्त्यलोके भुवि भारभूता मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥१३॥

જેઓને વિદ્યા, તપ, દાન, જ્ઞાન, સારો સ્વભાવ, ગુણ કે ધર્મ કાંઈ પણ નથી, તેઓ પૃથ્વીને ભાર આપનાર પશુરૂપ છે, છતાં મર્ત્ય લોકમાં મનુષ્યરૂપે ફરે છે. ૧૩

જંગલીઓની સાથે પર્વત આદિમાં ફરવું ઉત્તમ છે પરંતુ સ્વર્ગમાં પણ મૂર્ખ માણસોનો સંગ ઉત્તમ નથી, એમ કહે છે.

अनुष्टुभ्वृत्त

**वरं पर्वतदुर्गेषु भ्रान्तं वनचरैः सह ॥**
**न मूर्खजनसंपर्कः सुरेन्द्रभवनेष्वपि ॥ १४ ॥**

પર્વતમાં, ન જઈ શકાય તેવાં સ્થાનોમાં, જંગલી જાનવરોની સાથે ભટકવું ઉત્તમ છે, પરંતુ સ્વર્ગમાં પણ મૂર્ખ માણસનો સંગ ઉત્તમ નથી, મતલબ કે, મૂર્ખ માણસનો સંગ સર્વથા તજવો જોઇએ. ૧૪

## વિદ્વત્પ્રશંસા

જે રાજાના દેશમાં કવિઓ નિર્ધન હોય છે, તે રાજાનો દોષ છે, એમ મણિપરીક્ષક (ઝવેરી) ના દૃષ્ટાંતથી કહે છે.

शार्दूलविक्रीडितवृत्त

**शास्त्रोपस्कृतशब्दसुन्दरगिरः शिष्यप्रदेयागमा**
**विख्याताः कवयो वसन्ति विषये यस्य प्रभोर्निर्धनाः ॥**
**तज्जाड्यं वसुधाधिपस्य कवयो ह्यर्थं विनापीश्वराः**
**कुत्स्याः स्युः कुपरीक्षका न मणयो यैरर्घतः पातिताः॥१५॥**

જેઓની વાણી વ્યાકરણ વગેરેથી અને સુશોભિત શબ્દોથી સુંદર હોય છે અને જેઓનાં શાસ્ત્ર શિષ્યોને ભણવા યોગ્ય છે એવા પ્રસિદ્ધ કવિઓ, જે રાજાના દેશમાં નિર્ધન રહે છે, તે રાજાની જ જડતા છે; કારણ કે, ધન વિના પણ કવિઓ સમર્થ છે. (તેપર દૃષ્ટાંત) જે ઝવેરીઓ ઘણી કિંમતવાળા મણિની થોડી કિંમત કરે છે, તે ઝવેરીઓ જ નિંદવા લાયક છે, પણ મણિની હલકાઈ થતી નથી. મતલબ–જેમ મણિની યથાર્થ કિંમત ન જાણનાર ઝવેરીઓ નિંદવા લાયક છે, તેમ કવિઓનું યથાર્થ સ્વરૂપ ન જાણનાર રાજાઓ પણ નિંદવા લાયક છે. ૧૫

હવે રાજાએ વિદ્વાનોનું સન્માન કરવું જોઇએ, પણ તેઓનો તિરસ્કાર કરવો ન જોઇએ, એમ નીતિ વિદ્યાનાં વખાણ કરીને રાજાને બોધ કરવા માટે બે શ્લોક કહે છે:—

शार्दूलविक्रीडितवृत्त

**हर्तुर्याति न गोचरं किमपि शं पुष्णाति यत्सर्वदा**
**ह्यर्थिभ्यः प्रतिपाद्यमानमनिशं प्राप्नोति वृद्धिं पराम् ॥**
**कल्पान्तेष्वपि न प्रयाति निधनं विद्याख्यमन्तर्धनं**
**येषां तान् प्रति मानमुज्झत नृपाः कस्तैः सह स्पर्धते ॥१६॥**

જે ધન, ચોર વગેરેના જોવામાં આવતું નથી, અત્યુત્તમ કલ્યાણ કરે છે, માગણ લોકોને નિરંતર આપવાથી હંમેશાં અતિ વૃદ્ધિ પામે છે અને પ્રલયકાળમાં પણ નષ્ટ થતું નથી, એવું વિદ્યારૂપી ગુપ્ત ધન, જે વિદ્વાનો પાસે છે, તેઓની કોણ સ્પર્ધા કરે? (અર્થાત્ કોઈ નહીં). માટે હે રાજાઓ! તે વિદ્વાનો પ્રત્યે "અમે શ્રીમંત રાજા છીએ અને આ વિદ્વાનો નિર્ધન અને તુચ્છ છે" એવો ગર્વ છોડી દો. ૧૬

मालिनीवृत्त

**अधिगतपरमार्थान्पण्डितान्मावमंस्था-**
**स्तृणमिव लघु लक्ष्मीर्नैव तान्संरुणद्धि ॥**
**अभिनवमदलेखाश्यामगण्डस्थलानां**
**न भवति बिसतन्तुर्वारणं वारणानाम् ॥ १७ ॥**

જેમ નૂતન મદલેખાથી શ્યામ થયેલા ગંડસ્થળવાળા મહોન્મત્ત હસ્તીને, કમળતંતુથી વારી રખાતો નથી, તેમ તૃણ જેવી તુચ્છ લક્ષ્મીથી જેમને રોકી રખાતા નથી એવા પરમાર્થને પામેલા પંડિતોની અવગણના કરવી નહિ.* ૧૭

* કમળતંતુથી જેમ હાથી બંધાતો નથી, તેમ પરમાર્થને પ્રાપ્ત કરવાથી લક્ષ્મીને તૃણવત્ ગણતા પંડિતો તેની દરકાર રાખતા નથી.

આનુષંગિક (ઉપાધિથી થયેલા) ગુણનું નિવારણ કરનારા જોવામાં આવે છે, પણ સ્વાભાવિક ગુણનું નિવારણ કરવા માટે કોઇ પણ સમર્થ નથી, તેપર હંસનું દૃષ્ટાંતઃ—

वसन्ततिलकावृत्त

**अम्भोजिनीवननिवासविलासमेव**
**हंसस्य हन्ति नितरां कुपितो विधाता ॥**
**न त्वस्य दुग्धजलभेदविधौ प्रसिद्धां**
**वैदग्ध्यकीर्तिमपहर्तुमसौ समर्थः ॥ १८ ॥**

હંસ ઉપર કોપેલા બ્રહ્મા, તે હંસનું કમળના વનમાં રહેવાનું સુખ અવશ્ય હણે છે, પરંતુ દૂધ અને જળને જૂદાં પાડવામાં પ્રસિદ્ધ થયેલી હંસની ચતુરાઇની કીર્તિને, બ્રહ્મા પણ હણી શકતા નથી, ત્યારે બીજાની તો વાત જ શું કરવી? ૧૮

બાજુબંધ વગેરે ઘરેણાં કરતાં વાણીરૂપ ઘરેણું ઉત્તમ છે, એટલા માટે વાણીરૂપ ઘરેણું અવશ્ય મેળવવું જોઇએ, એવા અભિપ્રાયથી કહે છેઃ—

शार्दूलविक्रीडितवृत्त

**केयूरा न विभूषयन्ति पुरुषं हारा न चन्द्रोज्ज्वला**
**न स्नानं न विलेपनं न कुसुमं नालङ्कृता मूर्धजाः ॥**
**वाण्येका समलङ्करोति पुरुषं या संस्कृता धार्यते**
**क्षीयन्ते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥ १९ ॥**

બાજુબંધ, ચંદ્ર જેવા ચળકતા હાર, સ્નાન, ચોપડેલું ચંદન, પુષ્પ કે સારી રીતે શોભાવેલા વાળ પુરુષને શોભાવતા નથી, પણ જે સંસ્કારવાળી વાણીને વિદ્વાનો ધારણ કરે છે, તે વાણી જ કેવળ પુરુષને શોભાવે છે. બાજુબંધ વગેરે ઘરેણાંનો નાશ થાય છે, માટે વાણીરૂપ ઘરેણું તે જ અક્ષય ઘરેણું છે. ૧૯

૧૦૮૧૮



પુરુષને વિદ્યા જ રૂપાદિ સર્વસ્વ છે, માટે વિદ્યા વિનાનો પુરુષ પશુ જ છે.

शार्दूलविक्रीडितवृत्त

विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं
विद्या भोगकरी यशःसुखकरी विद्या गुरूणां गुरुः ॥
विद्या बन्धुजनो विदेशगमने विद्या परं दैवतं
विद्या राजसु पूजिता न तु धनं विद्याविहीनः पशुः ॥२०॥

વિદ્યા જ મનુષ્યને મોટું રૂપ છે, અતિ ગુપ્ત ધન છે, વિદ્યા ભોગ આપનારી છે, કીર્તિ અને આનંદ આપનારી છે, વિદ્યા ગુરુની પણ ગુરુ છે, વિદ્યા જ પરદેશમાં ભાઇની પેઠે હિત કરનારી છે અને દૈવત પણ વિદ્યા જ છે, રાજાઓ પણ વિદ્યાની જ પૂજા કરે છે, પણ ધનની પૂજા કરતા નથી, માટે વિદ્યારહિત પુરુષ પશુ જ છે, એટલા માટે પશુપણું દૂર કરવા માટે વિદ્યા જ અવશ્ય મેળવવી જોઇએ. ૨૦

ક્ષમા વગેરે ગુણવાળા પુરુષને વચન વગેરેનું શું પ્રયોજન છે, એમ કહે છે.

शार्दूलविक्रीडितवृत्त

क्षान्तिश्चेद्वचनेन किं किमरिभिः क्रोधोऽस्ति चेद्देहिनां
ज्ञातिश्चेदनलेन किं यदि सुहृद्दिव्यौषधैः किं फलम् ॥
किं सर्पैर्यदि दुर्जनाः किमु धनैर्विद्याऽनवद्या यदि
व्रीडा चेत्किमु भूषणैः सुकविता यद्यस्ति राज्येन किम् ॥२१॥

જો ક્ષાંતિ હોય તો મધુર વચનનું શું પ્રયોજન છે? (કારણ કે ક્ષમાથી જ સઘળું જગત્ પ્રસન્ન થાય છે.) મનુષ્યને જો ક્રોધ હોય તો શત્રુનું શું પ્રયોજન છે? (કારણ કે શત્રુનું સઘળું કામ ક્રોધ જ કરે છે.) જો સ્વજ્ઞાતિ હોય તો અગ્નિનું શું પ્રયોજન છે? (કારણ કે તાપ વગેરે અગ્નિનું કાર્ય સ્વજ્ઞાતિ જ છે.) જો

મિત્ર હોય તો ઉત્તમ ઔષધનું શું પ્રયોજન છે? (કેમકે મિત્ર જ શરીરમાં સુખ કરે છે.) જો દુષ્ટ પુરુષો હોય તો સર્પનું શું પ્રયોજન છે? (કારણ કે પ્રાણનાશ વગેરે કાર્ય દુષ્ટ પુરુષો જ કરે છે.) જો શુદ્ધ વિદ્યા હોય તો દ્રવ્યનું શું પ્રયોજન છે? (કારણ કે વિદ્યાથી જ સુખ થાય છે.) જો લાજ હોય તો ઘરેણાનું શું કામ છે? (લાજ જ મનુષ્યને શોભાવે છે.) જો સારી કવિતા કરવાની શક્તિ હોય તો રાજ્યનું શું કામ છે? (કારણ કે કવિતાથી જ રાજ્યનું સુખ મળે છે.) ૨૧

યોગ્ય કાર્ય કરનાર મનુષ્યમાં નીતિનો માર્ગ રહે છે.

शार्दूलविक्रीडितवृत्त

**दाक्षिण्यं स्वजने दया परजने शाठ्यं सदा दुर्जने**
**प्रीतिः साधुजने नयो नृपजने विद्वज्जनेष्वार्जवम् ॥**
**शौर्यं शत्रुजने क्षमा गुरुजने नारीजने धूर्तता**
**ये चैवं पुरुषाः कलासु कुशलास्तेष्वेव लोकस्थितिः ॥ २२ ॥**

સ્ત્રી, પુત્ર આદિ પોતાનાં મનુષ્યમાં સરલપણું, બીજાં મનુષ્યો ઉપર દયા, દુર્જનની પાસે હંમેશાં શઠપણું, સજ્જન ઉપર પ્રીતિ; રાજા પાસે વિનય, વિદ્વાન્ પાસે સરલપણું, શત્રુ પાસે શૂરપણું, ગુરુમાં ક્ષમા અને સ્ત્રી પાસે ધૂર્તપણું રાખવું, એ પ્રમાણે જે માણસો કળામાં કુશળ હોય છે, તેઓમાં જ ન્યાય માર્ગ રહે છે. ૨૨

સત્પુરુષનો સમાગમ જડપણાંને હરવા વગેરે સઘળાં કાર્યો કરે છે.

वसन्ततिलकावृत्त

**जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं**
**मानोन्नतिं दिशति पापमपाकरोति ॥**
**चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं**
**सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥ २३ ॥**

સજ્જનનો સમાગમ બુદ્ધિની જડતાને હરે છે, સત્ય બોલવાનું શીખવે છે, સન્માનની ઉત્તમતા બતાવે છે, પાપને દૂર કરે છે, ચિત્તને પ્રસન્ન કરે છે અને દિશાઓમાં કીર્તિનો ફેલાવો કરે છે. માટે કહો કે, સજ્જનસમાગમ માણસોનું કીયું કાર્ય નથી કરતો ? (સઘળાં કાર્યો સિદ્ધ કરે છે.) ૨૩

મોટા મોટા કવિઓ સઘળાથી ઉત્તમ છે, તેનું વર્ણન.

अनुष्टुभ्वृत्त

**जयन्ति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः ।**
**नास्ति येषां यशःकाये जरामरणजं भयम् ॥ २४ ॥**

શૃંગાર વગેરે રસોની સિદ્ધિવાળા અને પુણ્યવાન્ એવા મોટા મોટા કવિઓ સર્વથી ઉત્તમ છે, કે જેઓનાં કીર્તિરૂપી શરીરને જરા–ઘડપણ કે મરણનો ભય નથી. ૨૪

તાત્પર્ય–જેમ સિદ્ધ પુરુષોના રસૌષધના સેવનથી મનુષ્ય દેહને ઘડપણ તથા મરણનો ભય દૂર થાય છે અને તેનો નાશ થતો નથી; તેમ શૃંગાર વગેરે રસથી પૂર્ણ કાવ્યોથી ઉત્પન્ન થયેલી કવિતાઓની કીર્તિ કોઇ દિવસે પણ નષ્ટ થતી નથી.

ભગવાનની કૃપાથી જ સદાચરણી પુત્ર વગેરેથી યુક્ત થવાય છે, બીજે પ્રકારે થવાતું નથી.

शार्दूलविक्रीडितवृत्त

**सूनुः सच्चरितः सती प्रियतमा स्वामी प्रसादोन्मुखः**
**स्निग्धं मित्रमवञ्चकः परिजनो निष्क्लेशलेशं मनः ।**
**आकारो रुचिरः स्थिरश्च विभवो विद्यावदातं मुखं**
**तुष्टे विष्टपहारिणीष्टदहरौ संप्राप्यते देहिनाम् ॥ २५ ॥**

જો જગતનો ઉદ્ધાર કરનાર વિષ્ણુ ભગવાન્ પ્રસન્ન થયા હોય તો જ પુરુષને સારાં આચરણવાળો પુત્ર થાય છે, સતી સ્ત્રી મળે છે, સ્વામી (શેઠ વગેરે પોષણ કરનાર) પ્રસન્ન રહે છે,

સ્નેહવાળો મિત્ર મળે છે, નોકર વગેરે શુદ્ધ મનથી રહે છે, મનમાં થોડો પણ ક્લેશ રહેતો નથી, રૂપ આવે છે, વૈભવ સ્થિર થાય છે અને મુખ વિદ્યાથી શુદ્ધ થાય છે. ૨૫

પ્રાણીની હિંસા વગેરે ન કરવી, એ જ કલ્યાણનો માર્ગ છે.

स्रग्धरावृत्त

**प्राणाघातान्निवृत्तिः परधनहरणे संयमः सत्यवाक्यं**
**काले शक्त्या प्रदानं युवतिजनकथामूकभावः परेषाम् ।**
**तृष्णास्रोतोविभङ्गो गुरुषु च विनयः सर्वभूतानुकम्पा**
**सामान्यः सर्वशास्त्रेष्वनुपहतविधिः श्रेयसामेष पन्थाः २६**

પ્રાણના નાશથી નિવૃત્તિ થવી, પરાયાં ધન હરવામાં ચિત્તને નિયમમાં રાખવું, સત્ય બોલવું, સમય પ્રમાણે યથાશક્તિ દાન આપવું, પરસ્ત્રીની કથામાં મૂંગું રહેવું, આશાને વધવા ન દેવી, ગુરુ પાસે વિનય રાખવો અને સર્વ પ્રાણીઓ ઉપર દયા રાખવી, એ પ્રમાણે સર્વ શાસ્ત્રોમાં ન નિષેધ કરાયલો અને સર્વ લોકને સાધારણ એવો આ કલ્યાણનો માર્ગ છે. ૨૬

નીચ, મધ્ય અને ઉત્તમ પુરુષોનું, ક્રિયા આરંભવામાં વિચિત્રપણું કહે છે.

वसन्ततिलकावृत्त

**प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः**
**प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः ।**
**विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः**
**प्रारभ्य चोत्तमजना न परित्यजन्ति ॥ २७ ॥**

નીચ પુરુષો વિઘ્નના ભયથી કાર્યનો આરંભ કરતા નથી, મધ્યમ પુરુષો કાર્યનો આરંભ કરે છે, પણ તેમાં વિઘ્ન આવવાથી કાર્ય છોડી દે છે અને ઉત્તમ પુરુષો તો કાર્યનો આરંભ કરીને તેમાં વારંવાર વિઘ્ન પડવાથી પણ કાર્યને છોડતા નથી એટલે

વખતો વખત વિઘ્ન આવે ત્યારે તેની નિવૃત્તિનો ઉપાય કરે છે. ૨૭

સજ્જનની પેઠે વર્તવું, પણ ખળ પુરુષની પેઠે વર્તવું નહિ, એમ જણાવવા માટે સત્પુરુષનાં આચરણનાં વખાણ કરે છે.

शिखरिणीवृत्त

**प्रिया न्याय्या वृत्तिर्मलिनमसुभङ्गेऽप्यसुकरं**
**त्वसन्तो नाभ्यर्थ्याः सुहृदपि न याच्यः कृशधनः**
**विपद्युच्चैः स्थेयं पदमनुविधेयं च महताम्**
**सतां केनोद्दिष्टं विषममसिधाराव्रतमिदम् ॥ २८ ॥**

ન્યાયથી આજીવિકા ચલાવવી જેમને પ્રિય છે તેણે, પ્રાણના નાશની વખતે પણ નિંદિત કર્મ ન કરવું, દુર્જનની આગળ યાચના કરવી નહિ, જેનું ધન ક્ષીણ થયું હોય તેવા મિત્ર પાસે પણ માગવું નહિ, વિપત્તિમાં પણ મોટાઇમાં રહેવું અને મહાત્માઓના માર્ગને અનુસરવું, એ પ્રકારે અતિ કઠણ એવું આ અસિધારાવ્રત (તરવારની ધાર જેવું તીક્ષ્ણ વ્રત) સત્પુરુષોને કોણે બતાવ્યું? અર્થાત્ કોઇએ બતાવેલું નથી, પણ સ્વભાવસિદ્ધ છે. ૨૮

## માનશૌર્યપ્રશંસા

અત્યંત દુઃખ પામેલો માની પુરુષ, પોતાની મોટાઇથી વિરુદ્ધ એવું નીચ કર્મ કરતો નથી, તેપર સિંહની અન્યોક્તિ.

शार्दूलविक्रीडितवृत्त

**क्षुत्क्षामोऽपि जराकृशोऽपि शिथिलप्रायोपि कष्टां दशा-**
**मापन्नोऽपि विपन्नदीधितिरपि प्राणेषु नश्यत्स्वपि ।**
**मत्तेभेन्द्रविभिन्नकुम्भ पिशितग्रासैकबद्धस्पृहः**
**किं जीर्णं तृणमत्ति मानमहतामग्रेसरः केसरी ॥ २९ ॥**

ભૂખથી દુર્બળ થઇ ગયેલો તોપણ, ઘડપણથી કૃશ થયેલો તોપણ, ક્ષીણ શક્તિવાળો થયેલો હોય તો પણ, અતિ કષ્ટ દશાને પામેલો અને તેજ વિનાનો થયેલો હોય તોપણ જેને મોટા મોટા મદોન્મત્ત હાથીઓનાં કુંભસ્થળો ફાડીને તેમાંથીજ કોળીઆ ભરવાની ઇચ્છા બંધાયલી છે ને જે માનીઓમાં શ્રેષ્ઠ છે, તે સિંહ પ્રાણાંત વખતે પણ શું સૂકું ઘાસ ખાય છે? અર્થાત્ ખાતો નથી. ૨૯

તાત્પર્ય–જેમ માની સિંહ પોતાના ભક્ષ્ય માંસને છોડીને પ્રાણાંત વખતે પણ રસરહિત ઘાસને ખાવારૂપ નીચ કર્મ કરતો નથી તેમ માની પુરુષો પણ પ્રાણાંત સમયે નીચ કર્મ કરતા નથી.

માની પુરુષને ઉપર કહેલે પ્રકારે આચરણ કરવા છતાં પણ પોતાના બળને યોગ્ય ફળ મળે છે, તેપર કુતરાનું અને સિંહનું દૃષ્ટાંત.

शार्दूलविक्रीडितवृत्त

**स्वल्पं स्नायुवसावशेषमलिनं निर्मांसमप्यस्थि गोः**
**श्वा लब्ध्वा परितोषमेति न तु तत्तस्य क्षुधाशान्तये ।**
**सिंहो जम्बुकमङ्कमागतमपि त्यक्त्वा निहन्ति द्विपं**
**सर्वः कृच्छ्रगतोपि वाञ्छति जनः सत्वानुरूपं फलम् ॥३०॥**

આંતરડાં અને ચરબીવાળું માટે જ મલિન અને માંસરહિત એવાં બળદનાં હાડકાને પામીને, જો કે તે હાડકાંથી ભુખની નિવૃત્તિ થાય તેમ નથી, તોપણ તેથી કુતરો પ્રસન્ન થાય છે, અને સિંહ પાસે આવેલા શિયાળને તજીને હાથીને જ મારે છે, એટલા માટે સઘળાં પ્રાણીઓ પોતાનાં બળને અનુકૂળ ફળની ઇચ્છા કરે છે. ૩૦

કુતરા અને હાથીના દૃષ્ટાંતથી ક્ષુદ્ર માણસનું તુચ્છપણું અને ઉત્તમ માણસનું ધીરપણું બતાવે છે.

वसन्ततिलकावृत्त

**लाङ्गूलचालनमधश्चरणावपातम्**
**भूमौ निपत्य वदनोदरदर्शनं च ।**
**श्वा पिण्डदस्य कुरुते गजपुङ्गवस्तु**
**धीरं विलोकयति चाटुशतैश्च भुंक्ते ॥ ३१ ॥**

કુતરું ખાવા આપનારની આગળ પુછડું હલાવે છે, પગ આગળ નીચે પડે છે અને પૃથ્વી ઉપર પડીને મુખ તથા પેટ બતાવે છે, પણ ઉત્તમ હાથી તો ગંભીરપણાથી જુવે છે અને મધુર વચનવડે પ્રાર્થના કરવાથી ખાય છે. એ જ પ્રકારે ક્ષુદ્ર માણસ કુતરાની પેઠે મુખ હલાવવા વગેરે ક્રિયા કરે છે ને ઉત્તમ તો ગંભીરપણાથી જુવે છે અને અતિ આદરવાળાં પ્રિય વચનવડે શ્લાઘા કરવાથી ભોજન કરે છે. ૩૧

કુળની ઉન્નતિ કરનાર પુરુષ ઉત્તમ છે, બીજો નહિ.

अनुष्टुभ्वृत्त

**परिवर्तिनि संसारे मृतः को वा न जायते ।**
**स जातो येन जातेन याति वंशः समुन्नतिम् ॥ ३२ ॥**

જેમાં ઉત્પત્તિ અને નાશ થાય છે એવા સંસારમાં, કયો પુરુષ ઉત્પન્ન નથી થયો ને કયો પુરુષ મરણ નથી પામ્યો ? અર્થાત્ અનેક જન્મ્યા અને મરણ પામ્યા, પરંતુ ઉત્પન્ન થયો તો તે જ કહેવાય કે જેનાથી કુળની ઉન્નતિ થાય; અર્થાત્ બીજા થાય છે ખરા, પણ નહિ થયા જેવા. ૩૨

પુષ્પના ગુચ્છનું દૃષ્ટાંત આપી, ઉત્તમ પુરુષોની બે પ્રકારની વર્તણુક બતાવે છે.

अनुष्टुभवृत्त

**कुसुमस्तबकस्येव द्वे गती स्तो मनस्विनाम् ।**
**मूर्ध्नि वा सर्वलोकस्य विशीर्येत वनेऽथवा ॥ ३३ ॥**

પુષ્પના ગુચ્છાની પેઠે ઉત્તમ પુરુષની પણ બે પ્રકારની સ્થિતિ છેઃ—કાં તો સઘળા લોકના મસ્તક ઉપર રહેવું, કે વનમાંજ સુકાઈ જવું. ૩૩

મતલબ—જેમ, જો કોઈ ગ્રાહક હોય તો પુષ્પોનો ગુચ્છ સર્વ લોકનાં મસ્તક ઉપર રહે છે, નહિ તો વજનમાં જ સુકાઈને ખરી જાય છે; તેમ જો કોઈ શ્રોતા હોય તો ઉત્તમ પુરુષો હિતોપદેશ કરવાથી પૂજાય છે, નહિ તો ચુપાચુપ બેસી રહે છે.

દુર્જન પોતાનું પરાક્રમ પ્રસિદ્ધ કરવા માટે અતિ તેજવાળા પુરુષને પીડે છે, પણ થોડા તેજવાળાને પીડતો નથી, તે ઉપર રાહુનું દષ્ટાંત.

शार्दूलविक्रीडितवृत्त

**सन्त्यन्येऽपि बृहस्पतिप्रभृतयः संभाविताः पंचषा-**
**स्तान्प्रत्येषविशेषविक्रमरुची राहुर्न वैरायते ।**
**द्वावेव ग्रसते दिनेश्वरनिशाप्राणेश्वरौ भासुरौ**
**भ्रान्तः पर्वणि पश्य दानवपतिः शीर्षावशेषीकृतः ॥३४॥**

જૂઓ કે, બૃહસ્પતિ વગેરે બીજા પણ પાંચ છ ગ્રહો માનવા લાયક છે, તથાપિ વિશેષ પરાક્રમની ઇચ્છાવાળો રાહુ તે ગ્રહોની સાથે વૈર રાખતો નથી; એટલા માટે ભટકતો રાહુ પોતાનું મસ્તક બાકી રહ્યા છતાં પણ અમાવાસ્યાને દિવસે મહાતેજસ્વી સૂર્યને અને પૂર્ણિમાને દિવસે અતિ પ્રકાશવાળા ચંદ્રને સારી રીતે પીડે છે. ૩૪

'पश्य' એ પદ મનુષ્યને સંબોધન કરવા માટે છે.

તાત્પર્ય—જેમ રાહુ બીજા ગ્રહોને છોડીને અતિ તેજસ્વી સૂર્ય અને ચંદ્ર એ બેને જ પીડે છે, તેમ દુર્જન પણ સાધારણ મનુષ્યને છોડીને પોતાનું પરાક્રમ પ્રસિદ્ધ કરવામાટે તેજસ્વીને પીડે છે.

મોટા પુરુષોનાં ચરિત્રોની અવધિ નથી.

हरिणीवृत्त

**वहति भुवनश्रेणीं शेषः फणा[illegible]स्थितां**
**कमठपतिना मध्येपृष्ठं सदा स विधार्यते ।**
**तमपि कुरुते क्रोडाधीनं पयोधिरनादरा-**
**दहह महतां निःसीमानश्चरित्रविभूतयः ॥ ३५ ॥**

શેષનાગ પોતાની ફણારૂપી પાટીઆ ઉપર રહેલાં ભુવનોની પંક્તિને ધારણ કરે છે, તે શેષનાગને ભગવાન્ કાચબાનું રૂપ ધારણ કરીને સદા પીઠ ઉપર ધારણ કરે છે, તે કાચબાને સમુદ્ર પ્રયાસ વિના પોતાની વચમાં રાખે છે. આ કેવું આશ્ચર્ય છે કે, મોટા પુરુષોનાં ચરિત્રોની અવધિ જ નથી! ૩૫

તાત્પર્ય–સર્વથા તૃષ્ણાનો ત્યાગ કરવો ઉચિત છે.

દુઃખમાં પડેલા પિતાને છોડીને બીજે ઠેકાણે જઈ, પોતાના પ્રાણની રક્ષા કરવી, એ ઉચિત નથી.

शिखरिणीवृत्त

**वरं पक्षच्छेदः समदमघवन्मुक्तकुलिश-**
**प्रहारैरुद्गच्छद्बहलदहनोद्गार[illegible]रुभिः ।**
**तुषाराद्रेः सूनोरहह पितरि क्लेशविवशे**
**न चासौ संपातः पयसि पयसां पत्युरुचितः ॥ ३६ ॥**

ઉંચી જનારી અગ્નિની શિખાથી મોટા થયેલા એવા મદવાળા ઇન્દ્રે મારેલાં વજ્રના પ્રહારોથી પોતાની પાંખો કપાવા દેવી, એ મૈનાક પર્વતને યોગ્ય હતું. પરન્તુ અરેરે! પોતાના પિતા હિમાચલ પર્વતના ક્લેશથી પોતે પરવશ થયા છતાં, પોતાને ઉદકોના સ્વામી સમુદ્રના જલમાં પડવું યોગ્ય નહોતું. ૩૬

તાત્પર્ય–આપત્તિ વખતે પણ આપત્તિમાં પડેલા પિતાને કે કોઈ સજ્જનને છોડી દેવા, એ સજ્જનને ઉચિત નથી.

તેજસ્વી ચૈતન્યવાળો પુરુષ બીજાએ કરેલા વિકારને સહન કરતો નથી. તે ઉપર સૂર્યકાંતમણિનું દૃષ્ટાંત.

आर्या

यदचेतनोऽपि पादैः स्पृष्टः प्रज्वलति सवितुरिनकान्तः ।
तत्तेजस्वी पुरुषः परकृतविकृतिं कथं सहते ॥ ३७ ॥

જ્યારે જડ એવો પણ સૂર્યકાંતમણિ, સૂર્યના કિરણોનો સ્પર્શ થવાથી તેજવાળો થાય છે, ત્યારે તેજસ્વી પુરુષ બીજાએ કરેલા વિકારને કેમ સહન કરે? (અર્થાત્ સહન ન જ કરે.) ૩૭

પરાક્રમને પ્રકાશ કરનાર તેજનો હેતુ અવસ્થા નથી, પણ સ્વભાવ જ છે, તે પર સિંહનાં બચ્ચાંનું દૃષ્ટાંત.

आर्या

सिंहः शिशुरपि निपतति मदमलिनकपोलभित्तिषु गजेषु ।
प्रकृतिरियं सत्ववतां न खलु वयस्तेजसो हेतुः ॥ ३८ ॥

સિંહનું બચ્ચું પણ મદોન્મત્ત હાથીઓને મારવા જાય છે. આ બળવાનનો સ્વભાવ જ છે. આથી તેજનો હેતુ અવસ્થા (ઉમર–વય) નથી, એ નિશ્ચય છે. ૩૮

## દ્રવ્ય વિષે

દ્રવ્ય વિના સઘળા ગુણો તૃણવત્ તુચ્છ છે.

शार्दूलविक्रीडितवृत्त

जातिर्यातु रसातलं गुणगणस्तस्याप्यधो गच्छतु
शीलं शैलतटात्पतत्वभिजनः संदह्यतां वह्निना ।
शौर्ये वैरिणि वज्रमाशुनिपतत्वर्थोऽस्तु नः केवलं
येनैकेन विना गुणास्तृणलवप्रायाः समस्ता इमे॥३९॥

બ્રાહ્મણ વગેરે સ્વજાતિ પાતાળમાં જાઓ, ગુણનો સમુદાય તેની પણ નીચે જાઓ, સદાચરણ પર્વત ઉપરથી પડો, વંશ અગ્નિથી બળી ભસ્મ થાઓ અને શૂરપણું, કે જે શત્રુ છે,

તેની ઉપર જલદી વજ્ર પડો, પણ અમારી પાસે તો કેવળ ધન રહો; કારણ કે ધન વિના ઉપર કહેલા સઘળા ગુણો ઘાસનાં તણખલાં જેવા અતિ તુચ્છ છે. ૩૯

*અન્વય અને *વ્યતિરેકથી સર્વ કરતાં ધનનું શ્રેષ્ઠપણું કહે છે.

वसन्ततिलकावृत्त

**तानीन्द्रियाणि सकलानि तदेव कर्म**
**सा बुद्धिरप्रतिहता वचनं तदेव ।**
**अर्थोष्मणा विरहितः पुरुषः स एव**
**त्वन्यः क्षणेन भवतीति विचित्रमेतत् ॥ ४० ॥**

જે પ્રથમ હતી તે જ સઘળી ઈંદ્રિયો, તે જ કર્મ, તે જ અકુંઠિત થયેલી બુદ્ધિ, તે જ વચન અને તે જ પુરુષ, જો ધનરહિત થાય તો ક્ષણવારમાં બીજો બની જાય છે, એ આશ્ચર્ય છે. ૪૦

અર્થાત્ એક ધન વિના ઇંદ્રિય વગેરે સઘળાં વ્યર્થ થાય છે, માટે અવશ્ય ધન મેળવવું જોઈએ.

उपजातिवृत्त

**यस्यास्ति वित्तं स नरः कुलीनः स पण्डितः स श्रुतवान् गुणज्ञः।**
**स एव वक्ता स च दर्शनीयः सर्वे गुणाः कांचनमाश्रयन्ति॥४१॥**

જે પુરુષની પાસે ધન છે, તે જ કુલીન, તે જ પંડિત, તે જ ગુણવાન્, તે જ ગુણ જાણનાર, તે જ બોલનાર અને તે જ જોવા લાયક છે. કારણ કે, સઘળા ગુણો સુવર્ણ (ધન)માં રહે છે. ધન હોય ત્યારે જ સર્વ ગુણો પ્રકાશે છે. ૪૧

ખરાબ સલાહ વગેરેથી રાજા વગેરેનો નાશ થાય છે, એમ કહે છે.

---

* જેના ભાવથી જેનો ભાવ હોય તે અન્વય તથા જેના અભાવથી જેનો અભાવ હોય તે વ્યતિરેક.

शार्दूलविक्रीडितवृत्त

**दौर्मन्त्र्यान्नृपतिर्विनश्यति यतिः सङ्गात्सुतो लालना-**
**द्विप्रोऽनध्ययनात्कुलं कुतनयाच्छीलं खलोपासनात् ।**
**ह्रीर्मद्यादनवेक्षणादपि कृषिः स्नेहः प्रवासाश्रया-**
**न्मैत्री चाप्रणयात्समृद्धिरनयात्त्यागात्प्रमादाद्धनम् ॥ ४२ ॥**

ખરાબ સલાહથી રાજાનો નાશ થાય છે, સ્ત્રી વગેરેના સંગથી યતિનો નાશ થાય છે, લાડ લડાવવાથી પુત્ર નષ્ટ થાય છે-બગડે છે, ન ભણવાથી બ્રાહ્મણપણું નષ્ટ થાય છે, કુપુત્રથી કુળનો નાશ થાય છે, દુર્જનના સેવનથી સ્વભાવનો નાશ થાય છે, મદિરાથી લાજનો નાશ થાય છે, સંભાળ ન રાખવાથી ખેતીવાડીનો નાશ થાય છે, પરદેશમાં ફરવાથી સ્નેહનો નાશ થાય છે, અવિનયથી મૈત્રીનો નાશ થાય છે, અનીતિથી સમૃદ્ધિનો નાશ થાય છે અને અપાત્રને દાન દેવાથી વા ગાફલ રહેવાથી ધનનો નાશ થાય છે. ૪૨

દાન અને ભોગરહિત ધનનો સર્વથા નાશ થાય છે.

आर्या

**दानं भोगो नाशस्तिस्रो गतयो भवन्ति वित्तस्य ।**
**यो न ददाति न भुंक्ते तस्य तृतीया गतिर्भवति ॥ ४३ ॥**

દાન, ભોગ અને નાશ, એ ત્રણ ગતિ ધનની થાય છે. જે માણસ દાન દેતો નથી વા ઉપભોગ કરતો નથી, તેના ધનનો નાશ થાય છે. ૪૩

એટલા માટે જો ધન હોય તો દાન પણ દેવું અને ઉપભોગ પણ કરવો.

માગણ લોકને પુષ્કળ ધન આપી નિર્ધન થયેલો પુરુષ શોભે તે ઉપર દૃષ્ટાંત.

शिखरिणीवृत्त

**मणिः शाणोल्लीढः समरविजयी हेतिनिहतो**
**मदक्षीणो नागः शरदि सरितः श्यानपुलिनाः ।**
**कलाशेषश्चन्द्रः सुरतमृदिता बालवनिता**
**तनिम्ना शोभन्ते गलितविभवाश्चार्थिषु जनाः ॥ ४४ ॥**

સરાણે પાસા પાડેલો મણિ, ખડ્ગ વગેરેથી ઘાયલ થયેલો પણ યુદ્ધમાં જય મેળવનાર લડવૈયો, મદ ઝરવાથી ક્ષીણ થયેલો હાથી, શરદ્ ઋતુમાં સુકાયલા કીનારાવાળી નદીઓ, બીજનો ચંદ્ર, કામક્રીડામાં ચુંબન વગેરેથી મર્દન થયેલી બાળા–સ્ત્રી અને જેઓએ માગણ લોકોને પોતાનો વૈભવ આપી દીધો છે એવા મનુષ્યો શોભે છે. તાત્પર્ય માણસે અવશ્ય દાન કરવું જોઈએ. ૪૪

વસ્તુની હલકાઈ અને મોટાનું કારણ અવસ્થા જ છે, બીજું કંઈ નથી.

शिखरिणीवृत्त

**परिक्षीणः कश्चित्स्पृहयति यवानां प्रसृतये**
**स पश्चात्संपूर्णः कलयति धरित्रीं तृणसमाम् ।**
**अतश्चानैकान्त्याद्गुरुलघुतयाऽर्थेषु धनिना-**
**मवस्था वस्तूनि प्रथयति च सङ्कोचयति च ॥ ४૫ ॥**

દરિદ્રાવસ્થામાં હોય ત્યારે જે માણસ એક પોશ જવથી સંતુષ્ટ થાય છે, તે જ માણસ જ્યારે સંપત્તિવાન્ થાય છે ત્યારે પૃથ્વીને પણ તૃણ સમાન ગણે છે; એટલા માટે અવસ્થા જ વસ્તુને મહત્તા અને લઘુતા આપે છે–સંકોચમાં લાવે છે: પરંતુ ધન કંઈ લઘુતા કે મહત્તા આપતું નથી; કારણ કે, ધનવંતોની હમ્મેશાં એક જ સ્થિતિ રહેતી નથી. વખતે તે ધનાઢ્ય હોય

છે ને વખતે નિર્ધન થઈ પડે છે. માટે અવસ્થા જ મહાત્તા તથા લઘુતાનું કારણ છે. ૪૫

## રાજનીતિ

રાજાઓને પૃથ્વીના પાલનનો પ્રકાર જણાવે છે.

वसन्ततिलकावृत्त

**राजन्! दुधुक्षसि यदि क्षितिधेनुमेतां**
**तेनाद्य वत्समिव लोकममुं पुषाण।**
**तस्मिंश्च सम्यगनिशं परिपोष्यमाणे**
**नानाफलैः फलति कल्पलतेव भूमिः ॥ ४६ ॥**

હે રાજન્! જો પૃથ્વીરૂપી ગાયને દોહાવાની ઇચ્છા હોય તો વાછડાની પેઠે લોકનું પોષણ કરો. હંમેશાં સારી રીતે લોકનું પોષણ થવાથી પૃથ્વી કલ્પલતાની પેઠે નાના પ્રકારનાં ફળ આપે છે. ૪૬

રાજનીતિ એક પ્રકારની નથી, પરંતુ અનેક પ્રકારની છે, તે ઉપર વેશ્યાનું દૃષ્ટાંત.

वसन्ततिलकावृत्त

**सत्याऽनृता च परुषा प्रियवादिनी च**
**हिंस्रा दयालुरपि चार्थपरा वदान्या।**
**नित्यव्यया प्रचुरनित्यधनागमा च**
**वेश्याङ्गनेव नृपनीतिरनेकरूपा ॥ ४७ ॥**

જેમ વેશ્યા કોઈ વખતે સત્ય બોલનારી, કોઈ વખતે અસત્ય બોલનારી, કોઈ વખતે કઠોર બોલનારી, કોઈ વખતે પ્રિય બોલનારી, કોઈ વખતે હિંસા કરનારી, કોઈ વખતે દયાવાળી, કોઈ વખતે ધન લેનારી, કોઈ વખતે ધન આપનારી, કોઈ વખતે અતિ વ્યય કરનારી અને કોઈ વખતે પુષ્કળ ધન મેળવનારી, એ રીતે અનેક પ્રકારની હોય છે, તેમ રાજનીતિ પણ અનેક પ્રકારની હોય છે. ૪૭

આજ્ઞા વગેરે ૭ ગુણ રાજપુરુષમાં હોવા જોઇએ, તે જો ન હોય તો રાજાનો આશ્રય વ્યર્થ છે.

शालिनीवृत्त

**आज्ञा कीर्तिः पालनं ब्राह्मणानां दानं भोगो मित्रसंरक्षणं च ।**
**येषामेते षड्गुणा न प्रवृत्ताः कोऽर्थस्तेषां पार्थिवोपाश्रयेण ४८**

અપ્રતિહત આજ્ઞા, સર્વ દિશાઓમાં કીર્તિ, બ્રાહ્મણોનું પાલન, સત્પાત્રને દાન, વૈભવનો ઉપભોગ અને મિત્રોનું રક્ષણ એ છ ગુણ જે પુરુષોમા નથી, તેઓને રાજાના આશ્રયનું શું ફળ? અર્થાત્ કાંઈ પણ નહીં. ૪૮

પુરુષને પોતાનાં કર્મ પ્રમાણે ધન મળે છે, પણ અધિક મળતું નથી. તે પર ઘડાનું દૃષ્ટાંત.

शार्दूलविक्रीडितवृत्त

**यद्धात्रा निजभालपट्टलिखितं स्तोकं महद्वा धनं**
**तत्प्राप्नोति मरुस्थलेऽपि नितरां मेरौ ततो नाधिकम् ।**
**तद्धीरो भव वित्तवत्सु कृपणां वृत्तिं वृथा मा कृथाः**
**कूपे पश्य पयोनिधावपि घटो गृह्णाति तुल्यं जलम् ॥४९॥**

બ્રહ્માએ પોતાના ભાલ (કપાળ)માં થોડું અથવા અધિક જે ધન લખેલું હોય, તે ધન નિર્જલ દેશમાં પણ મળે છે, પણ તેથી અધિક મેરુપર્વતમાં પણ મળતું નથી; માટે ધીરજ રાખ અને ધનવાનની પાસે વ્યર્થ લાચારી ન દર્શાવ. વિચારી જો, કે કુવામાંથી ભરીએ વા સમુદ્રમાંથી ભરીએ, પણ ઘડામાં તો જેટલું જળ માતું હોય તેટલુંજ માય. ૪૯

તાત્પર્ય–લાભ થવો પ્રારબ્ધાધીન છે, માટે ધનની ઇચ્છાવાળા પુરુષે ધનવાનની પાસે લાચારી કરવી નહીં.

મારો આશ્રિત માણસ માગે તો જ આપું, એવી પ્રતિજ્ઞા ન કરવી, એપર મેઘાન્યોક્તિ.

अनुष्टुभ्वृत्त

त्वमेव चातकाधारोऽसीति केषां न गोचरः ।
किमम्भोदवराऽस्माकं कार्पण्योक्तिः प्रतीक्ष्यते ॥५०॥

હે શ્રેષ્ઠ મેઘ! ગરીબાઇનાં અમારાં વચનની શા માટે રાહ જુવે છે? કારણ કે તું જ ચાતક (બપૈયા)નો આધાર છે, એમ કોણ નથી જાણતું? અર્થાત્ સર્વ જાણે છે. ૫૦

તાત્પર્ય-પોતાના આશ્રિત માણસની ગરીબાઇનાં વચનની રાહ જોવી ઉચિત નથી.

પુરુષે કોઇની પાસે ગરીબાઇનું વચન કહેવું નહીં, એપર ચાતકની અન્યોક્તિ.

शार्दूलविक्रीडितवृत्त

रे रे चातक सावधानमनसा मित्र क्षणं श्रूयता-
मम्भोदा बहवो हि सन्ति गगने सर्वेऽपि नैतादृशाः ।
केचिद्वृष्टिभिरार्द्रयन्ति वसुधां गर्जन्ति केचिद्वृथा
यं यं पश्यसि तस्य तस्य पुरतो मा ब्रूहि दीनं वचः ॥५१॥

હે ચાતક! હે ચાતક! હે મિત્ર! ક્ષણવાર સાવધાન મનથી સાંભળ કે, આકાશમાં ઘણા મેઘો છે, પરંતુ સઘળા દયાળુ નથી. કેમકે, કેટલાક મેઘ વૃષ્ટિથી પૃથ્વીને ભીંજવી દે છે અને કેટલાક ફોકટના ગાજે છે. જેને જેને તું જોય છે તેની તેની આગળ દીનતાનાં વચન કહેતો નહીં. ૫૧

અર્થાત્ જે દાતા હોય તેની પાસે માગણી કરવી, બીજાની પાસે માગણી કરવી નહીં.

દુર્જનનું સ્વાભાવિક લક્ષણ કહે છે.

## દુર્જનનિંદા

द्रुतविलंबितवृत्त

अकरुणत्वमकारणविग्रहः परधने परयोषिति च स्पृहा ।
सुजनबन्धुजनेष्वसहिष्णुता प्रकृतिसिद्धमिदं हि दुरात्मनाम् ॥५२

સર્વ પ્રાણીઓ ઉપર નિર્દયપણું, કારણ વિના કલેશ, પરધન તથા પરસ્ત્રીની ઈચ્છા અને પોતાના સંબંધીઓનું રુડું સહન ન કરવું, એ ચાર દોષ ખલ પુરુષોમાં સ્વાભાવિક હોય છે. ૫૨

દુર્જન વિદ્વાન્ હોય, તોપણ તેનો સંગ કરવો નહીં, એમ સર્પના દૃષ્ટાંતથી કહે છે.

अनुष्टुभ्वृत्त

दुर्जनः परिहर्तव्यो विद्यया भूषितोऽपि सन् ।
मणिनालंकृतः सर्पः किमसौ न भयंकरः ॥ ५३ ॥

વિદ્યાથી સુશોભિત એટલે દુર્જન વિદ્વાન્ હોય તોપણ તેનો સંગ કરવો નહીં,(તેપર દૃષ્ટાંત) કારણ કે મણિથી શોભિતો સર્પ શું ભયંકર નથી? અર્થાત્ ભયંકર છે જ. ૫૩

તાત્પર્ય-જેમ મણિથી શોભતો સર્પ ભયંકર છે, તેમ દુર્જન વિદ્વાન્ હોય તોપણ તે ભયંકર છે, માટે સર્વથા તેનો સંગ તજવો.

દુર્જનો ગુણવાન્ પુરુષોના સર્વ ગુણોને દોષરૂપ ગણે છે, એમ કહે છે અર્થાત્ ગુણમાં દોષ આરોપવાનો પ્રકાર કહે છે.

शार्दूलविक्रीडितवृत्त

जाड्यं ह्रीमति गण्यते व्रतरुचौ दम्भः शुचौ कैतवं
शूरे निर्घृणता मुनौ विमतिता दैन्यं प्रियालापिनि ।
तेजस्विन्यवलिप्तता मुखरता वक्तर्यशक्तिः स्थिरे
तत्को नाम गुणो भवेत्स गुणिनां यो दुर्जनैर्नाङ्कितः ॥ ५४ ॥

દુર્જનો લાજવાળા પુરુષને જડ કહે છે, વ્રત કરનારને દંભી કહે છે, પવિત્ર પુરુષને ધૂર્ત કહે છે, શૂર પુરુષને નિર્દય કહે છે, સરલ પુરુષને બુદ્ધિહીન કહે છે, પ્રિય બોલનારને

દીન કહે છે, તેજસ્વીને ગર્વિષ્ઠ કહે છે, બોલવામાં ચતુરને બહુબોલો કહે છે અને સ્થિર (ઠરેલા) ને અશક્ત કહે છે. ત્યારે ગુણવાન્ પુરુષનો એવો કયો ગુણ છે કે, જેમાં દુર્જનોએ દોષ ન મુકયો હોય? ૫૪

ત્યાગ કરવા યોગ્ય દોષ અને ગ્રહણ કરવા યોગ્ય ગુણનાં લક્ષણ.

शार्दूलविक्रीडितवृत्त

**लोभश्चेदगुणेन किं पिशुनता यद्यस्ति किं पातकैः**
**सत्यं चेत्तपसा च किं शुचि मनो यद्यस्ति तीर्थेन किम्।**
**सौजन्यं यदि किं गुणैः स्वमहिमा यद्यस्ति किं मण्डनैः**
**सद्विद्या यदि किं धनैरपयशो यद्यस्ति किं मृत्युना ॥५५ ॥**

જો લોભ (ધન મળ્યા છતાં પણ અધિક મળવાની ઈચ્છા) હોય તો નિર્ગુણપણાંની શી જરૂર છે? (કારણ કે જો લોભ હોય તો સર્વ ગુણ વ્યર્થ થાય છે.) જો ચાડીઆપણું હોય તો પાપનું શું કામ છે? (કેમકે ચાડીઆપણામાં જ સર્વ પાપ સમાય છે.) જો સત્ય હોય તો તપનું શું પ્રયોજન છે? (સત્ય બોલવાથી જ તપનું ફળ મળે છે.) જો શુદ્ધ મન હોય તો તીર્થનું શું પ્રયોજન છે? (તીર્થમાં સ્નાનનું ફળ શુદ્ધ મનથી જ થાય છે.) જો સુજનપણું હોય તો ગુણનું શું પ્રયોજન છે? (કારણ કે સુજનતાથી સર્વ ગુણો આવે છે.) જો સારો મહિમા હોય તો ઘરેણાનું શું પ્રયોજન છે? (કારણ કે મહિમા જ શોભા આપે છે.) જો સદ્વિદ્યા હોય તો ધનનું શું પ્રયોજન છે? (કારણ કે સર્વ ધન કરતાં વિદ્યારૂપી ધન ઉત્તમ છે.) જો અપયશ હોય તો મૃત્યુનું શું પ્રયોજન છે? (કેમકે અપયશ જ મરણનું કાર્ય કરે છે.) ૫૫

જેનો પરિહાર ન થઈ શકે એવાં માનસિક દુઃખોની ગણના કરે છે.

पृथ्वीवृत्त

**शशी दिवसधूसरो गलितयौवना कामिनी**
**सरो विगतवारिजं मुखमनक्षरं स्वाकृतेः ।**
**प्रभुर्धनपरायणः सततदुर्गतः सज्जनो**
**नृपाङ्गणगतः खलो मनसि सप्त शल्यानि मे ॥ ५६ ॥**

દિવસમાં કાંતિહીન થયેલો ચંદ્ર, જેનું યૌવન ચાલ્યું ગયું છે એવી સ્ત્રી, કમળ વિનાનું સરોવર, સારી આકૃતિવાળાનું અક્ષર વિનાનું મુખ, ધનમાં તત્પર એવો માલિક, નિરંતર દારિદ્રયવાળો સજ્જન અને રાજાના આંગણામાં ગયેલો ખળ, એ સાત મારા મનમાં શલ્ય (કાંટા જેવા) છે. ૫૬

અત્યંત કોપેલા રાજાઓને કોઇ પણ પોતાનો નથી, એમ અગ્નિના દૃષ્ટાંતથી કહે છે.

अनुष्टुभ्वृत्त

**न कश्चिच्चण्डकोपानामात्मीयो नाम भूभुजाम् ।**
**होतारमपि जुव्हानं स्पृष्टो दहति पावकः ॥ ५७ ॥**

અત્યંત કોપવાળા રાજાઓને કોઈપણ પોતાનો નથી. (તે પર દૃષ્ટાંત) અગ્નિ સ્પર્શ થવાથી હોમનારને પણ બાળે છે. ૫૭

અર્થાત્-જેમ અગ્નિ સ્પર્શ થવાથી હોમનારને પણ બાળે છે, તેમ અત્યંત કોપવાળા રાજાઓ અપરાધ થવાથી પોતાના સંબંધી વગેરેને પણ છોડતા નથી.

સેવાધર્મ અતિ કઠિન છે.

मन्दाक्रान्तावृत्त

**मौनान्मूकः प्रवचनपटुश्चाटुलो जल्पको वा**
**धृष्टः पार्श्वे वसति च तदा दूरतश्चाप्रगल्भः ।**
**क्षान्त्या भीरुर्यदि न सहते प्रायशो नाभिजातः**
**सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ॥ ५८ ॥**

ચાકરી કરનાર જો મૌન ધારણ કરે તો મૂગો છે એમ ગણાય, જો વિશેષ બોલે તો વાચાળ અથવા વાયુના રોગવાળો ગણાય, જો માલિકની પાસે જ રહે તો નિર્લજ્જ ગણાય, જો માલિકથી દૂર દૂર ફરતો રહે તો અપ્રૌઢ ગણાય, જો ક્ષાંતિ રાખે તો બીકણ કહેવાય અને સહન ન કરે તો મૂર્ખ અથવા નીચા કુળનો કહેવાય. માટે સેવાધર્મ અત્યંત કઠિન છે અને તેને યોગીઓ પણ જાણી શકતા નથી. ૫૮

નીચની સેવા કરનારને સુખ મળતું નથી.

वसन्ततिलकावृत्त

उद्भासिताखिलखलस्य विशृङ्खलस्य
प्राग्जातविस्तृतनिजाधमकर्मवृत्तेः ।
दैवादवाप्तविभवस्य गुणद्विषोऽस्य
नीचस्य गोचरगतैः सुखमास्यते कैः ॥ ५९ ॥

જેણે સઘળા ખળ પુરુષોનો પ્રકાશ કરેલો છે, જે મર્યાદા રહિત છે, પૂર્વ જન્મમાં થયેલાં અને આ જન્મમાં ફેલાયલાં પોતાનાં નીચ કર્મમાં જે વર્તે છે, જેને દૈવયોગે ઐશ્વર્ય મળેલું છે અને જે ગુણનો દ્વેષ કરે છે તેવા નીચ પુરુષની નજરે પડેલા કયા પુરુષોને સુખ મળે છે? કોઇને નહીં. ૫૯

દિવસના પ્રથમ પહોર અને પાછલા પહોરની છાયાની પેઠે ખળ અને સજ્જનની મૈત્રી ચઢતી અને ઉતરતી જાય છે.

उपजातिवृत्त

आरम्भगुर्वी क्षयिणी क्रमेण लघ्वी पुरा वृद्धिमती च पश्चात् ।
दिनस्य पूर्वार्धपरार्धभिन्ना छायेव मैत्री खलसज्जनानाम्॥६०॥

દિવસના પૂર્વાર્ધની છાયાની પેઠે ખળ પુરુષની મૈત્રી આરંભમાં મોટી અને પછી ક્રમે કરી ક્ષય પામનારી છે. દિવસના ઉત્તરાર્ધની છાયાની પેઠે સજ્જનની મૈત્રી પ્રથમ થોડી હોય છે અને પછી ક્રમે કરી વધે છે. ૬૦

તાત્પર્ય-જેમ દિવસના પ્રથમ પહોરના આરંભમાં સૂર્ય તરફ મોઢું રાખી ઉભા હોઇએ છીએ ત્યારે આપણી મોટી છાયા હોય છે ને પછી જેમ જેમ દિવસ ચઢતો જાય છે તેમ તેમ ઓછી (નાની) થતી જાય છે; તેમ ખલ પુરુષની મૈત્રી આરંભમાં મોટી ને પછી ઘટી જાય છે અને જેમ દિવસના પાછલા પહોરમાં પ્રથમ છાયા થોડી હોય છે, પણ જેમ જેમ દિવસ ઉતરતો જાય, તેમ તેમ છાયા વધતી જાય છે; તેમ સજ્જનની મૈત્રી આરંભમાં થોડી ને પછી ક્રમે ક્રમે વધતી જાય છે.

જગતમાં દુર્જનો, વિના કારણે વૈરી થાય છે, તે વિષે પારધિ અને મચ્છીમારનું દૃષ્ટાંત.

आर्या

**मृगमीनसज्जनानां तृणजलसंतोषविहितवृत्तीनाम् ।**
**लुब्धकधीवरपिशुना निष्कारणवैरिणो जगति ॥ ६१ ॥**

જગતમાં પારધિઓ તૃણ ખાઈ જીવનાર મૃગના વિના કારણે વૈરી થાય છે, ઢીમરો જલથી જીવનારા માછલાના વિના કારણે વૈરી થાય છે અને દુર્જનો સંતોષી સજ્જનોના વિના કારણે વૈરી થાય છે. ૬૧

અર્થાત્-જેમ પારધિ અને ઢીમર-મૃગ અને માછલાના વિના કારણે વૈરી થાય છે તેમ દુર્જન સજ્જનોના વિના કારણે વૈરી થાય છે.

સજ્જન સમાગમની વાંચ્છા વગેરે ગુણવાળા પુરુષો અત્યંત પૂજ્ય થાય છે.

## સુજનપ્રશંસા

शार्दूलविक्रीडितवृत्त

**वाञ्छा सज्जनसंगमे परगुणे प्रीतिर्गुरौ नम्रता**
**विद्यायां व्यसनं स्वयोषिति रतिर्लोकापवादाद्भयम् ।**

**भक्तिः शूलिनि शक्तिरात्मदमने संसर्गमुक्तिः खले-**
**ष्वेते येषु वसन्ति निर्मल[illegible]णास्तेभ्यो नरेभ्यो नमः॥ ६२ ॥**

સજ્જનના સમાગમમાં વાંચ્છા (ઇચ્છા), બીજાના ગુણમાં પ્રીતિ, ગુરુમાં નમ્રપણું, વિદ્યાનું વ્યસન, પોતાની સ્ત્રી ઉપર રતિ, લોકમાં નિંદાનો ભય, મહાદેવજી ઉપર ભક્તિ, મનને વશ રાખવામાં શક્તિ, ખળના સહવાસનો ત્યાગ એટલા નિર્મળ ગુણો જે પુરુષમાં હોય છે તે પુરુષો પૂજ્ય છે. ૬૨

મહાત્માઓના સ્વાભાવિક ગુણ.

द्रुतविलंबितवृत्त

**विपदि धैर्यमथाभ्युदये क्षमा**
**सदसि वाक्पटुता युधि विक्रमः ।**
**यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ**
**प्रकृ[illegible]दं हि महात्मनाम् ॥ ६३ ॥**

વિપત્તિ વખતે ધૈર્ય, ઉન્નતિ વખતે ક્ષમા, સભામાં વાણીનું ચાતુર્ય, યુદ્ધમાં પરાક્રમ, યશમાં પ્રીતિ અને વેદાદિ ઉપર આસક્તિ, એટલા ગુણો મહાત્માઓમાં સ્વાભાવિક છે. ૬૩

સત્પુરુષોની મોટાઈ—બીજો પ્રકાર.

शिखरिणीवृत्त

**प्रदानं प्रच्छन्नं गृहमुपगते संभ्रमविधिः**
**प्रियं कृत्वा मौनं सदसि कथनं नाप्युपकृतेः ।**
**अनुत्सेको लक्ष्म्यां निरभिभवसाराः परकथाः**
**सतां केनोद्दिष्टं विषममसिधाराव्रतमिदम् ॥ ६४ ॥**

બ્રાહ્મણને ગુપ્ત દાન દેવું, ઘેર આવેલાની આગતા-સ્વાગતા કરવી, હિત કરીને પણ મૌન રાખવું, પોતે કરેલા ઉપકારને પ્રગટ કરવો નહીં. સમૃદ્ધિ છતાં પણ ગર્વ રાખવો

નહીં. અને પરાભવના સારાંશ વગરની બીજાઓની વાતો કરવી, એવી રીતે તલવારની ધાર જેવું ઉપર કહેલું તીક્ષ્ણ-વ્રત સત્પુરુષોને કોણે બતાવ્યું? અર્થાત્ કોઈએ બતાવ્યું નથી, પણ એ સ્વાભાવિક છે. ૬૪

સત્પાત્રને દાન આદિ આપવાં, એ જ ભૂષણ છે, પણ બીજું કંઈ ભૂષણ નથી.

शिखरिणीवृत्त

**करे श्लाघ्यस्त्यागः शिरसि गुरुपादप्रणयिता**
**मुखे सत्या वाणी विजयि भुजयोर्वीर्यमतुलम् ।**
**हृदि स्वस्था वृत्तिः श्रुतमधिगतं च श्रवणयो-**
**र्विनाप्यैश्वर्येण प्रकृतिमहतां मण्डनमिदम् ॥ ६५ ॥**

સત્પાત્રને દાન આપવું એ હાથનું ઘરેણું છે, ગુરુને નમસ્કાર કરવા એ મસ્તકનું ઘરેણું છે, સત્ય બોલવું એ મુખનું ઘરેણું છે, જય મેળવે તેવું અતિ ઉત્તમ વીર્ય એ ભુજનો અલંકાર છે, સ્વચ્છ વર્તણુક એ હૃદયનું ઘરેણું છે અને ઈશ્વરનું જ્ઞાન થવું એ શાસ્ત્રનું ઘરેણું છે-સ્વભાવથી જ મહાત્માઓનાં ઉપર કહેલાં ઘરેણાં છે. ૬૫

સંપત્તિ અને વિપત્તિ વખતની મહાત્માઓના મનની સ્થિતિ આવી હોય છે.

अनुष्टुभ्वृत्त

**संपत्सु महतां चित्तं भवत्युत्पलकोमलम् ।**
**आपत्सु च महाशैलशिलासंघातकर्कशम् ॥ ६६ ॥**

મહાત્માઓનું ચિત્ત સંપત્તિ વખતે કમળ જેવું કોમળ થાય છે અને આપત્તિમાં મોટા પર્વતની શિલાના સમુદાય જેવું અત્યંત કઠિન થાય છે. અર્થાત્ મહાત્માઓનું ચિત્ત સંપત્તિમાં ગર્વરહિત રહે છે અને વિપત્તિમાં ધીરજવાળું રહે છે. ૬૬

સંબંધથી જ ગુણનું વિચિત્રપણું થાય છે, તેપર જળનું દૃષ્ટાંત.

शार्दूलविक्रीडितवृत्त

**संतप्तायसि संस्थितस्य पयसो नामाऽपि न ज्ञायते**
**मुक्ताकारतया तदेव नलिनीपत्रस्थितं राजते ।**
**स्वात्यां सागरशुक्तिमध्यपतितं तन्मौक्तिकं जायते**
**प्रायेणाधममध्यमोत्तमगुणः संसर्गतो जायते ॥ ६७ ॥**

તપેલાં લોખંડ ઉપર પડેલાં જળનું નામ પણ જણાતું નથી અર્થાત્ તત્કાલ નાશ પામે છે, એ જ જળ જો કમલનાં પત્ર ઉપર પડ્યું હોય તો મોતીના દાણા જેવું શોભે છે; અને એ જ જળ જો સ્વાતિ નક્ષત્રમાં સમુદ્રની છીપની વચમાં પડયું હોય તો મોતી થાય છે; માટે અધમ, મધ્યમ અને ઉત્તમ ગુણ તો પ્રાયઃ સંગથી જ થાય છે. ૬૭

તાત્પર્ય–જેમ તપેલા તવા વગેરેના સંબંધથી એક જ જળનું પરિણામ જૂદું જૂદું થાય છે, તેમ અધમ, મધ્યમ અને ઉત્તમ જનના સહવાસથી જૂદા જૂદા ગુણની પ્રાપ્તિ થાય છે; એટલા માટે મનુષ્યે ઉત્તમનો સહવાસ કરવો અને અધમનો સહવાસ કરવો નહી.

આચરણથી પુત્ર વગેરેનું લક્ષણ કહે છે.

वसन्ततिलकावृत्त

**यः प्रीणयेत्सुचरितैः पितरं स पुत्रो**
**यद्भर्तुरेव हितमिच्छति तत्कलत्रम् ।**
**तन्मित्रमापदि सुखे च समक्रियं य-**
**देतत्त्रयं जगति पुण्यकृतो लभन्ते ॥ ६८ ॥**

જે સારી વર્તણુકથી પિતાને પ્રસન્ન કરે તે જ પુત્ર, જે પતિનું હિત ઇચ્છે તે જ સ્ત્રી અને આપત્તિ તથા સુખમાં જેની વર્તણુક સમાન જ રહે તેજ મિત્ર સમજવો. પુણ્ય કૃત્યો કરેલાં હોય એવા પુરુષનેજ ઉપર કહેલી ત્રણ વસ્તુ મળે છે. ૬૮

સત્પુરુષો નમ્રતા વગેરે ગુણોથી જગતમાં પૂજ્ય થાય છે.

स्रग्धरावृत्त

**नम्रत्वं नोन्नमन्तः परगुणकथनैः स्वान्गुणान्ख्यापयन्तः**
**स्वार्थान्संपादयन्तो विततपृथुतरारम्भयत्नाः परार्थे ।**
**क्षान्त्यैवाऽऽक्षेपरूक्षाक्षरमुखरमुखान् दुर्मुखान्दूषयन्तः**
**सन्तः साश्चर्यचर्या जगति बहुमताः कस्य नाभ्यर्चनीयाः ॥**

સત્પુરુષો નમ્રપણાથી ઉન્નતિને પ્રાપ્ત થાય છે, (નમવાથી કોઈ પણ ઉંચું થાય નહીં ને સત્પુરુષો તો નમવાથી ઉંચા થાય છે–શ્રેષ્ઠ ગણાય છે) એજ તેઓનું આશ્ચર્યકારક ચરિત્ર છે; સત્પુરુષો બીજાના ગુણના વર્ણનથી પોતાના ગુણને પ્રસિદ્ધ કરે છે (પરોપકાર માટે મોટા પ્રયાસથી આરંભ કરે છે, અને પોતાનું કાર્ય સિદ્ધ કરે છે) અને તિરસ્કારથી કઠોર અક્ષરવાળાં જેઓનાં મુખ છે એવા દુર્જનોને ક્ષમાથી જ દોષયુક્ત કરે છે. આશ્ચર્યકારક આચરણવાળા અને અતિ માનવાલાયક એવા સત્પુરુષો કોને પૂજ્ય નથી? સર્વને પૂજ્ય છે. ૬૯

વૃક્ષ વગેરેનું દૃષ્ટાંત આપી પરોપકારીઓના સ્વભાવને વર્ણવે છે.

## પરોપકાર પદ્ધતિ

वंशस्थवृत्त

**भवन्ति नम्रास्तरवः फलोद्गमै-**
**र्नवाम्बुभिर्भूरिविलम्बिनो घनाः ।**
**अनुद्धताः सत्पुरुषाः समृद्धिभिः**
**स्वभाव एवैष परोपकारिणाम् ॥ ७० ॥**

ફળ આવવાથી વૃક્ષો નમી જાય છે, નવાં જળથી મેઘ નમી જાય છે, તેમ સમૃદ્ધિથી સત્પુરુષો નમે છે. પરોપકારીઓનો એ સ્વભાવ જ છે. ૭૦

અર્થાત્ જેમ ફળ આવવાથી વૃક્ષ વગેરે નમ્ર થાય છે તેમ ઐશ્વર્ય મળતાં પણ સત્પુરુષો અનુદ્ધત-નમ્ર બને છે.

શ્રવણ આદિ ગુણથી જ કાન વગેરે ઉત્તમ છે.

उपजातिवृत्त

**श्रोत्रं श्रुतेनैव न कुण्डलेन दानेन पाणिर्न तु कङ्कणेन ।**
**विभाति कायः करुणापराणां परोपकारैर्न तु चन्दनेन ॥७१॥**

શાસ્ત્રનાં શ્રવણથી જ કાન શોભે છે, પણ કુંડળથી શોભતા નથી; દાન કરવાથી હાથ શોભે છે, પણ કંકણથી શોભતા નથી; અને દયાળુ માણસોનું શરીર પરોપકારથી શોભે છે, પરંતુ ચંદનથી શોભતું નથી; એટલા માટે પુરુષોએ અવશ્ય શાસ્ત્રશ્રવણ આદિ કરવું જોઇએ. ૭૧

સારા મિત્રનું લક્ષણ.

वसन्ततिलकावृत्त

**पापान्निवारयति योजयते हिताय**
**गुह्यं च गूहति गुणान्प्रकटीकरोति ॥**
**आपद्गतं च न जहाति ददाति काले**
**सन्मित्रलक्षणमिदं प्रवदन्ति सन्तः ॥ ७२ ॥**

પાપથી નિવારણ કરે છે, કલ્યાણકારક આચરણમાં લગાડે છે, ગુપ્ત વાતને છૂપાવે છે, ગુણને પ્રસિદ્ધ કરે છે, આપત્તિ વખતે પણ છોડતો નથી અને સમયે ધન વગેરે પણ આપે છે, એ પ્રકારનું સારા મિત્રોનું લક્ષણ છે, એમ સત્પુરુષો કહે છે. ૭૨

સત્પુરુષો કોઇની પણ પ્રાર્થના વિના જ બીજાનાં કલ્યાણ માટે ઉદ્યોગ કરે છે, એપર સૂર્ય વગેરેનાં દૃષ્ટાંત.

वसन्ततिलकावृत्त

**पद्माकरं दिनकरो विकचीकरोति**
**चन्द्रो विकासयति कैरवचक्रवालम् ।**

नाभ्यर्थितो जलधरोऽपि जलं ददाति ।
सन्तः स्वयं परहितेषु कृताभियोगाः ॥ ७३ ॥

સૂર્ય પ્રાર્થના વિના જ કમળના સમુદાયને પ્રફુલ્લિત કરે છે, ચંદ્ર કોઇની પણ પ્રાર્થના વિના પોયણી (કુમુદિની) ને પ્રફુલ્લિત કરે છે અને મેઘ પણ કોઇની પ્રાર્થના વિના જળ આપે છે; તેમ જ સત્પુરુષો પણ જાતે જ બીજાનાં કલ્યાણ માટે ઉત્સાહથી પ્રયાસ કરે છે. ૯૩

ક્રિયાના ભેદથી મનુષ્યોના ચાર ભેદ છે.

शार्दूलविक्रीडितवृत्त

एके सत्पुरुषाः परार्थघटकाः स्वार्थं परित्यज्य ये
सामान्यास्तु परार्थमुद्यमभृतः स्वार्थाविरोधेन ये ।
तेऽमी मानुषराक्षसा परहितं स्वार्थाय निघ्नन्ति ये
ये निघ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥ ७४ ॥

જેઓ સ્વાર્થ છોડીને પરોપકાર કરે છે તે સત્પુરુષ કહેવાય છે, જેઓ સ્વાર્થને ધક્કો ન લાગે તેવી રીતે પરોપકાર કરે છે તે મધ્યમ પુરુષ કહેવાય છે, જે સ્વાર્થ માટે પરના હિતનો નાશ કરે છે તે મનુષ્યમાં રાક્ષસ કહેવાય છે અને જે વૃથા બીજાના કલ્યાણનો નાશ કરે છે, તે કોણ છે ? એ અમે જાણતા નથી, અર્થાત્ તેઓ અતિ નિંદ્ય છે. ૭૪

સજ્જનની મૈત્રી, સંતાપ થાય તોપણ નાશ પામતી નથી, એ સંબંધે જળ તથા દૂધનું દૃષ્ટાંત.

शार्दूलविक्रीडितवृत्त

क्षीरेणात्मगतोदकाय हि गुणा दत्ताः पुरा तेऽखिलाः
क्षीरे तापमवेक्ष्य तेन पयसा ह्यात्मा कृशानौ हुतः ।
गन्तुं पावकमुन्मनस्तदभवद्दृष्ट्वा तु मित्रापदं
युक्तं तेन जलेन शाम्यति सतां मैत्री पुनस्त्वीदृशी ॥७५॥

પ્રથમ પોતા પાસે આવેલાં જળને દૂધ પોતાની મધુરતા વગેરે સર્વ ગુણો આપી દે છે-બન્ને એકરૂપ થઈ જાય છે; પછી અગ્નિનો સંયોગ થવાથી દૂધને તાપ થતો જોઈ, જળ પોતાના શરીરને અગ્નિમાં હોમે છે–પ્રથમ જળ બળી જાય છે. પછી મિત્ર જે જળ તેની આપત્તિ જોઈ, દૂધ પણ અગ્નિમાં પડવા માટે તૈયાર થાય છે, એટલે તે ઉભરાવા લાગે છે, પછી તેમાં જળ છાંટવાથી તે ઉભરો પાછો બેસી જાય છે. સત્પુરુષોની મૈત્રી તો દૂધ અને જળના જેવી હોય છે. ૭૫

મહાત્માઓ ઘણાને આશ્રય આપે છે, તેપર સમુદ્રની અન્યોક્તિ.

पृथ्वीवृत्त

**इतः स्वपिति केशवः कुलमितस्तदीयद्विषा-**
**मितश्च शरणार्थिनां शिखरिणां गणाः शेरते ।**
**इतोऽपि वडवानलः सह समस्तसंवर्तकै-**
**रहो विततमूर्जितं भरसहं च सिन्धोर्वपुः ॥ ७६ ॥**

સમુદ્રમાં એક ઠેકાણે નારાયણ સૂવે છે, એક ઠેકાણે નારાયણના શત્રુ દૈત્યોનો સમુદાય રહે છે, એક ઠેકાણે શરણે આવેલા પર્વતોનો સમુદાય સૂવે છે અને એક ઠેકાણે પ્રલયના સઘળા અગ્નિઓ સાથે વડવાનલ (સમુદ્રમાં રહેનાર અગ્નિ) રહે છે. એવી રીતે સમુદ્રનું શરીર આશ્ચર્યકારક વિસ્તારવાળું, બળવાળું અને ભારને સહન કરનારું છે–મહાત્માઓ સમુદ્રની પેઠે ઉપકાર કરનાર અને ઉપકાર નહીં કરનાર સઘળાને આશ્રય આપે છે. ૭૬

તૃષ્ણા વગેરે તજવાથી સજ્જનપણું આવે છે, એ સંબંધે મનુષ્યો પ્રતિ ઉપદેશ.

शार्दूलविक्रीडितवृत्त

**तृष्णां छिन्धि भज क्षमां जहि मदं पापे रतिं मा कृथाः**
**सत्यं ब्रूह्यनुयाहि साधुपदवीं सेवस्व विद्वज्जनम् ।**

मान्यान्मानय विद्विषोऽप्यनुनय प्रच्छादय स्वान्गुणान्
कीर्तिं पालय दुःखिते कुरु दयामेतत्सतां चेष्टितम् ॥ ७७ ॥

તૃષ્ણાને છેદો, ક્ષમાનું સેવન કરો, મદને તજો, પાપમાં પ્રીતિ ન રાખો, સત્ય બોલો, સજ્જનના માર્ગને અનુસરો, વિદ્વાનોની સેવા કરો, માનવા યોગ્યને માનો, શત્રુઓને પણ મનાવો, પોતાના ગુણોને ઢાંકો, કીર્તિની રક્ષા કરો અને દુઃખિયા ઉપર દયા રાખો; કારણ કે, ઉપર કહેલાં લક્ષણો સજ્જનનાં છે. ૭૭

બીજે પ્રકારે પણ સત્પુરુષોનું લક્ષણ અને તેનું દુર્લભપણું કહે છે.

मालिनीवृत्त

मनसि वचसि काये पुण्यपीयूषपूर्णा-
स्त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः ।
परगुणपरमाणून्पर्वतीकृत्य नित्यं
निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥ ७८ ॥

જેનાં મન, વચન અને કાયા પુણ્યરૂપ અમૃતથી ભરેલાં છે-મન, વચન અને શરીરથી જે પુણ્ય કરે છે, પણ પાપ કરતા નથી-અને ઉપકારોથી ત્રણે જગતને પ્રસન્ન કરે છે અને બીજાના થોડા ગુણને પર્વત જેવડા મોટા કરી નિત્ય પોતાના મનમાં પ્રસન્ન થાય છે, એવા સત્પુરુષો વિરલ છે! ૭૮

સત્પુરુષો પોતાના ગુણ બીજાને આપે છે, તે સંબંધે મલય પર્વતની અન્યોક્તિ.

वसन्ततिलकावृत्त

किं तेन हेमगिरिणा रजताद्रिणा वा
यत्राश्रिताश्च तरवस्तरवस्त एव ।
मन्यामहे मलयमेव यदाश्रयेण
कङ्कोलनिम्बकुटजान्यपि चन्दनानि ॥ ७९ ॥

જેમાં રહેલાં વૃક્ષો જેવાં હોય તેવાં ને તેવાં જ રહે છે, એવા સોનાના મેરુ પર્વતથી અથવા રૂપાના કૈલાસ પર્વતથી શું પ્રયોજન છે? અર્થાત્ કાંઈ પણ નહીં. અમે તો મલયાચળને જ. મોટો માનીએ છીએ. કારણ કે, જે પર્વતના આશ્રયથી ચણુકબાબ, લિમ્બડા અને ઇન્દ્રજવનાં વૃક્ષો પણ ચંદન થઈ જાય છે. ૭૯

ધીર પુરુષો મેળવવા ધારેલી વસ્તુને મેળવવા માટે યત્ન કરતાં વચમાં વિઘ્ન આવે તો 'પણ ધારેલી વસ્તુની પ્રાપ્તિ વિના વિરામ પામતા નથી, એ સંબંધે સમુદ્રમથન કરતા દેવતાઓનું દૃષ્ટાંત આપી સિદ્ધ કરે છે.

## ધીરજ પ્રશંસા

उपेन्द्रवज्रावृत्त

**रत्नैर्महार्हैस्तुतुषुर्न देवा न भेजिरे भीमविषेण भीतिम् ।**
**सुधां विना न प्रययुर्विरामं न निश्चितार्थाद्विरमन्ति धीराः ८०**

દેવતાઓ અમૂલ્ય રત્નોથી પ્રસન્ન થયા નહીં અને ભયંકર વિષથી ડર્યાં નહીં; (કારણ કે, તેઓ અમૃત માટે સમુદ્ર મથન કરતા હતા, માટે) અમૃત નીકળ્યા પહેલાં વિરામ પામ્યા નહીં. ધીર પુરુષો ધારેલી વસ્તુ મળ્યા સિવાય વિરામ પામતા નથી, એટલે ધારેલી વસ્તુ મળે ત્યાં સૂધી (સત્પુરુષો) ઉદ્યોગ કર્યા કરે છે. ૮૦

પોતાનાં કાર્યમાં પૂર્ણ રીતે ઉતરેલો વિવેકી પુરુષ, વચમાં આવેલાં સુખ વા દુઃખને ગણકારતો નથી, એ પર બોધવચન.

शिखरिणीवृत्त

**क्वचिद्भूमौ शायी क्वचिदपि च पर्यङ्कशयनः**
**क्वचिच्छाकाहारी क्वचिदपि च शाल्योदनरुचिः ।**
**क्वचित्कन्थाधारी क्वचिदपि च दिव्याम्बरधरो**
**मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखम् ॥ ८१ ॥**

કોઇ વખતે પૃથ્વી ઉપર સૂવે છે અને કોઇ વખતે પલંગ ઉપર પોઢે છે, કોઈ વખત શાક ખાઈ રહે છે અને કોઈ વખત ભાત આદિનું સુંદર ભોજન કરે છે, કોઈ વખત કન્થા-ફાટેલી તૂટેલી ગોદડી ઓઢે છે અને કોઈ વખત મનોહર વસ્ત્ર પહેરે છે, એમ કાર્ય કરવાની ઇચ્છાવાળો વિવેકી પુરુષ સુખને કે દુઃખને ગણુતો નથી. ૮૧

સુજનપણા વગેરે સર્વ અલંકાર કરતાં સ્વભાવ જ ઉત્તમ અલંકાર છે.

शार्दूलविक्रीडितवृत्त

**ऐश्वर्यस्य विभूषणं सुजनता शौर्यस्य वाक्संयमो**
**ज्ञानस्योपशमः श्रुतस्य विनयो वित्तस्य पात्रे व्ययः ।**
**अक्रोधस्तपसः क्षमा प्रभवितुर्धर्मस्य निर्व्याजता**
**सर्वेषामपि सर्वकारणमिदं शीलं परं भूषणम् ॥ ८२ ॥**

સૌજન્ય મોટાઇને શોભાવે છે (સુજનતા વિના મોટાઈ શોભતી નથી); વાક્સંયમ (વાણી નિયમમાં રાખવી) એ શૌર્યને શોભાવનાર છે, (વાણીથી પોતાનાં પરાક્રમનાં વખાણુ કરવાં નહીં); જ્ઞાનનું ભૂષણુ શાંતિ છે (તત્ત્વજ્ઞાન થાય ત્યારે શાંતિ અવશ્ય રાખવી જોઇએ); નમ્રતા શાસ્ત્રનાં શ્રવણુને શોભાવે છે (શાસ્ત્રશ્રવણુથી નમ્રતા અવશ્ય મેળવવી જોઇએ); સત્પાત્રને દાન આપવું એ ધનને શોભાવે છે (જો ધન હોય તો અવશ્ય સત્પાત્રને દાન આપવું); ક્રોધ ન કરવો એ તપને શોભાવે છે (તપ કરનારે ક્રોધ ન કરવો જોઇએ); ક્ષમા સમર્થ પુરુષને શોભાવે છે (સમર્થ પુરુષે ક્ષમા રાખવી જોઇએ); નિષ્કપટપણું ધર્મને શોભાવે છે (દંભથી ધર્માચરણુ કરવું નહીં); સુજનતા વગેરે સર્વ ગુણોનું કારણુ શીલ* એ જ પરમ ભૂષણુ છે. ૮૨

---

* ધર્મશાસ્ત્રમાં તેર પ્રકારનું શીલ કહેલું છે.

ધીર પુરુષો નિંદા વગેરે થવા છતાં પણ ન્યાયમાર્ગથી ચલાયમાન થતા નથી.

वसन्ततिलकावृत्त

**निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु**
**लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।**
**अद्यैव वा मरणमस्तु युगान्तरे वा**
**न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥ ८३ ॥**

નીતિમાં કુશળ પુરુષો નિંદા કરો અથવા તો સ્તુતિ કરો, લક્ષ્મી યથેચ્છ આવો વા જાઓ, આજે જ મરણ થાઓ વા યુગાન્તરે મરણ થાઓ, પરંતુ ધીર પુરુષો ન્યાયમાર્ગથી એક પગલું પણ ચલાયમાન થતા નથી. ૮૩

તાત્પર્ય–નિંદા વગેરે થાય તો પણ ન્યાયમાર્ગ છોડવો નહીં.

મનુષ્યની વૃદ્ધિ અને ક્ષયનું કારણ પ્રારબ્ધ જ છે, એપર સર્પનું દૃષ્ટાંત.

शार्दूलविक्रीडितवृत्त

**भग्नाशस्य करण्डपीडिततनोर्म्लानेन्द्रियस्य क्षुधा**
**कृत्वाऽऽखुर्विवरं स्वयं निपतितो नक्तं मुखे भोगिनः ।**
**तृप्तस्तत्पिशितेन त्वरमसौ तेनैव यातः पथा**
**लोकाः पश्यत दैवमेव हि नृणां वृद्धौ क्षये कारणम् ८४**

કોઇ એક વાદીએ એક સર્પને કરંડીઆમાં પૂર્યો તેથી તેનું શરીર બહુ પીડાવા લાગ્યું, તેની સર્વ આશા ભંગ થઈ ગઈ અને ક્ષુધાવડે તેની ઇંદ્રિયો પણ મ્લાન થઈ ગઈ, એવામાં રાત્રિને વખતે એક ઉંદર ખોરાકની આશાથી તે કરંડીઆમાં કાણું પાડીને પોતે જ તે સર્પના મુખમાં જઈ પડ્યો, એટલે સર્પ તેના માંસથી તૃપ્ત થઈને તુરત ઉંદરે પાડેલા બાકામાંથી

બહાર નિકળી ગયો. માટે હે મનુષ્યો! તમે નિશ્ચયે સમજજો કે, મનુષ્યોના ઉદયાસ્તનું કારણ દૈવ જ છે. ૮૪

આલસ્યને દૂર કરી ઉદ્યોગી પુરુષ લોકમાં સુખ પામે છે એમ કહે છે.

अनुष्टुम्वृत्त

पातितोऽपि कराघातैरुत्पतत्येव कन्दुकः ।
प्रायेण साधुवृत्तानामस्थायिन्यो विपत्तयः ॥ ८५ ॥

હાથવડે વારંવાર પાડવા છતાં પણ દડો જેમ ફરીફરીને ઉછળે છે, તેમ સાધુ વૃત્તિવાળા પુરુષો ઉપર આવેલી વિપત્તિઓ પણ ઘણું કરીને સ્થિર રહેતી નથી. ૮૫

अनुष्टुम्वृत्त

आलस्यं हि मनुष्याणां शरीरस्थो महान्रिपुः ।
नास्त्युद्यमसमो बन्धुः कृत्वायं नावसीदति ॥ ८६ ॥

આલસ્ય જ મનુષ્યોના શરીરમાં રહેલો મોટો શત્રુ છે; ઉદ્યોગ જેવો કોઈ પણ બંધુ નથી; કારણ કે ઉદ્યોગ કરનાર પુરુષ દુઃખી થતો નથી. ૮૬

વૃક્ષ વગેરેની પેઠે આપત્તિ આવે છે અને નષ્ટ થાય છે, માટે સત્પુરુષો મનમાં દુઃખ ધરતા નથી.

आर्या

छिन्नोऽपि रोहति तरुः क्षीणोप्युपचीयते पुनश्चन्द्रः ।
इति विमृशन्तः सन्तः सन्तप्यन्ते न विप्लुता लोके ॥८७॥

છેદેલું વૃક્ષ પણ ફરીથી ઉગે છે અને ક્ષીણ થયેલો ચંદ્ર પણ ફરીથી વધે છે; એવી રીતે વિચારતા સત્પુરુષો જગતમાં આપત્તિમાં આવવાથી સંતાપ કરતા નથી. ૮૭

## દૈવની પ્રશંસા

પ્રારબ્ધ પ્રતિકૂલ હોય તો પરાક્રમ વ્યર્થ થાય છે, એપર ઇંદ્રનું દૃષ્ટાંત.

शार्दूलविक्रीडितवृत्त

नेता यस्य बृहस्पतिः प्रहरणं वज्रं सुराः सैनिकाः
स्वर्गो दुर्गमनुग्रहः किल हरेरैरावतो वारणः ।
इत्यैश्वर्यबलान्वितोऽपि बलभिद्भग्नः परैः संगरे
तद्व्यक्तं वरदैवमेव शरणं धिग्धिग् वृथा पौरुषम् ॥८८॥

જેના મુખ્ય કારભારી બૃહસ્પતિ છે, જેનું શસ્ત્ર વજ્ર છે, જેના સૈનિકો દેવતા છે, જેનો સ્વર્ગ જેવો કિલ્લો છે, જેની ઉપર વિષ્ણુ ભગવાનનો અનુગ્રહ છે અને જેને ઐરાવત હાથી છે; એવી રીતે ઐશ્વર્ય અને બળવાળા ઇંદ્રને પણ યુદ્ધમાં શત્રુએ જિતી લીધો, તો પ્રારબ્ધ જ શરણે જવા યોગ્ય છે એ પ્રસિદ્ધ છે. પ્રારબ્ધ વગરના પુરુષાર્થને ધિક્કાર છે. (નસીબ ન હોય તો માણસોનો ઉદ્યોગ નિષ્ફળ થાય છે.) ૮૮

સઘળાં કાર્ય કર્માધીન છે તોપણ વિદ્વાન્ માણસે જે કરવું તે વિચારીને કરવું, એપર બોધ વચન.

अनुष्टुभ्वृत्त

कर्मायत्तं फलं पुंसां बुद्धिः कर्मानुसारिणी ।
तथाऽपि सुधिया भाव्यं सुविचार्यैव कुर्वता ॥ ८९ ॥

પુરુષને ફળ મળવું તે કર્મને આધીન છે અને બુદ્ધિ કર્માનુસારી છે, તથાપિ વિદ્વાન્ માણસે સારી રીતે વિચારીને જ કર્મ કરવું જોઇએ. ૮૯

ભાગ્ય વગરનો પુરુષ જ્યાં જાય ત્યાં દુઃખ પામે છે, એપર ટાલ પડેલાનું દૃષ્ટાંત.

शार्दूलविक्रीडितवृत्त

खल्वाटो दिवसेश्वरस्य किरणैः सन्तापितो मस्तके
वाञ्छन्देशमनातपं विधिवशात्तालस्य मूलं गतः ।
तत्राप्यस्य महाफलेन पतता भग्नं सशब्दं शिरः
प्रायो गच्छति यत्र भाग्यरहितस्तत्रैव यान्त्यापदः ॥ ९० ॥

એક માણસને માથે ટાલ પડેલો હતો, તે સૂર્યના કિરણોથી માથું તપ્યું ત્યારે છાયાવાળાં સ્થળની ઇચ્છાથી નસીબયોગે તાડનાં મૂળ આગળ ગયો, તો ત્યાં પણ તાડનું મોટું ફળ પડવાથી તડાકાબંધ તેનું માથું ફૂટયું. ભાગ્યરહિત જ્યાં જાય છે ત્યાં જ પ્રાયઃ આપત્તિઓ આવી પડે છે. ૯૦

તાત્પર્ય-તડકાથી તપેલો ટાલીઓ છાયાવાળી જગોએ ગયો, તો ત્યાં પણ તાડનું ફળ પડવાથી તેનું માથું ફૂટી ગયું તેમ ભાગ્યરહિત પુરુષ જ્યાં જાય છે ત્યાં દુઃખજ પામે છે.

સર્વત્ર પ્રારબ્ધજ બળવાન્ છે, એપર દૃષ્ટાંત.

द्रुतविलंबितवृत्त

शशिदिवाकरयोर्ग्रहपीडनं गजभुजंगमयोरपि बन्धनं ।
मतिमतां च विलोक्य दरिद्रतां विधिरहो बलवानिति मे मतिः

સૂર્ય અને ચંદ્રને પણ રાહુથી પીડા થાય છે, હાથી અને સર્પ પણ બંધાય છે, અને બુદ્ધિમાનો દરિદ્ર હોય છે, તે જોઇને મારું મત તો એવું છે કે, પ્રારબ્ધજ બળવાન્ છે. ૯૧

પુરુષો ઉત્તમ છતાં અલ્પાયુષી હોય છે તે જોઇ, તેઓને બનાવતા બ્રહ્મા વિચાર વગરના છે એમ લોકમત છે તેપર શ્લોક.

द्रुतविलंबितवृत्त

सृजति तावदशेषगुणाकरं पुरुषरत्नमलङ्करणं भुवः ।
तदपि तत्क्षणभङ्गि करोति चेदहह कष्टमपण्डितता विधेः ॥९२॥

બ્રહ્મા પ્રથમ સર્વ ગુણની ખાણ અને પૃથ્વીના અલંકારરૂપ ઉત્તમ પુરુષને સર્જે છે તદપિ તત્ક્ષણે જો એ ઉત્તમ પુરુષની અલ્પ આયુષ કરે છે, તો એ કેવી ખેદની વાત છે કે, બ્રહ્મા પણ અજ્ઞાની છે. ૯૨

જન્મ વખતે બ્રહ્માએ લલાટમાં લખેલા લેખને કોઇ પણ ફેરવી શકતું નથી; એપર કરીર (કેરડા)નું દૃષ્ટાંત.

शार्दूलविक्रीडितवृत्त

**पत्रं नैव यदा करीरविटपे दोषो वसन्तस्य किम्**
**नोलूकोऽप्यवलोकते यदि दिवा सूर्यस्य किं दूषणम्**
**धारा नैव पतन्ति चातकमुखे मेघस्य किं दूषणं**
**यत्पूर्वं विधिना ललाटलिखितं तन्मार्जितुं कः क्षमः ॥९३॥**

કરીર (કેરડાં)ના વૃક્ષમાં પાંદડાં થતાં નથી, એમાં વસંતઋતુનો શો દોષ? દિવસમાં ઘૂડ જોઇ શકતું નથી, તેમાં સૂર્યનો શો દોષ? ચાતક (બપૈયા)ના મુખમાં જળની ધાર પડતી નથી, તેમાં મેઘનો શો દોષ? માટે બ્રહ્માએ પ્રથમ લલાટમાં જે લખેલું હોય, તેને ફેરવવા માટે કોણ સમર્થ છે? ૯૩

અર્થાત્ જો કે વસંતઋતુ હોય ત્યારે સર્વ વૃક્ષોને પાંદડાં આવે છે, માત્ર કેરડાંના વૃક્ષને પાંદડાં આવતાં નથી; દિવસમાં સઘળા દેખે છે, પણ ઘૂડ દેખી શકતું નથી અને મેઘની ધારા સર્વત્ર પડે છે પણ ચાતકના મુખમાં પડતી નથી, તેમાં પ્રારબ્ધ વિના બીજું કાંઈ પણ કારણ નથી, માટે સર્વત્ર પ્રારબ્ધ બળવાન્ છે.

## કર્મની પ્રબળતા

કર્મ પ્રશંસાપર બે શ્લોક.

शिखरिणीवृत्त

**नमस्यामो देवाननु हतविधेस्तेऽपि वशगा**
**विधिर्वन्द्यः सोऽपि प्रतिनियतकर्मैकफलदः ।**
**फलं कर्मायत्तं किममरगणैः किं च विधिना**
**नमस्तत्कर्मभ्यो विधिरपि न येभ्यः प्रभवति ॥ ९४ ॥**

દેવોને નમસ્કાર કરીએ છીએ, પરંતુ તે તો બ્રહ્માને વશ છે; (તો) બ્રહ્મા વંદન કરવા યોગ્ય છે, (પરંતુ) તે પણ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણેજ કર્મનું ફળ આપે છે, તે ફળ કર્મના વશમાં છે, માટે દેવો તથા બ્રહ્માને (વંદવાનું) શું પ્રયોજન છે? માટે બ્રહ્મા પણ જેને ફેરવી શકતા નથી, એવાં કર્મનેજ નમસ્કાર કરીએ છીએ. ૯૪

તાત્પર્ય–સર્વ કરતાં કર્મજ પ્રબળ છે.

शार्दूलविक्रीडितवृत्त

**ब्रह्मा येन कुलालवन्नियमितो ब्रह्माण्डभाण्डोदरे**
**विष्णुर्येन दशावतारगहने क्षिप्तो महासंकटे ।**
**रुद्रो येन कपालपाणिपुटके भिक्षाटनं कारितः**
**सूर्यो भ्राम्यति नित्यमेव गगने तस्मै नमः कर्मणे ॥९५॥**

જે કર્મે બ્રહ્માને બ્રહ્માંડની વચમાં કુંભારનું કામ સોંપેલું છે, વિષ્ણુને દશ અવતારના મોટા સંકટમાં નાંખેલા છે, જે કર્મ મહાદેવજીની પાસે ખોપરીમાં ભીખ મંગાવે છે અને સૂર્યને નિરંતર આકાશમાં ભમાવે છે, તે કર્મને નમસ્કાર કરું છું. ૯૫

સર્વ જગોએ વખતો વખત ભાગ્યજ ફળે છે, પરંતુ આકૃતિ વગેરે ફળતાં નથી, એપર વૃક્ષનું દૃષ્ટાંત.

वसन्ततिलकावृत्त

**नैवाकृतिः फलति नैव कुलं न शीलं**
**विद्याऽपि नैव न च यत्नकृताऽपि सेवा ।**
**भाग्यानि पूर्वतपसा खलु संचितानि**
**काले फलन्ति पुरुषस्य यथैव वृक्षाः ॥ ९६ ॥**

આકૃતિ, કુલ, સ્વભાવ, વિદ્યા અને યત્નથી કરેલી સેવા કોઈ પણ પુરુષને ફળ આપતું નથી, માત્ર પ્રથમ કરેલાં તપથી મેળવેલું ભાગ્ય, વૃક્ષની પેઠે પુરુષને વખતો વખત ફળ આપે છે. ૯૬

તાત્પર્ય-જેમ વૃક્ષ સમય આવે ફળ આપે છે, પણ વખત વિના ફળ આપતાં નથી, તેમ ભાગ્ય પણ વખતે ફળ આપે છે, માટે ભાગ્ય જ ફળ આપનાર છે, પણ બીજું કોઈ નથી.

પૂર્વે મેળવેલાં પુણ્ય માણુસની સર્વત્ર રક્ષા કરે છે, એમ કહે છે.

उपेन्द्रवज्रावृत्त

**वने रणे शत्रुजलाग्निमध्ये महार्णवे पर्वतमस्तके वा ।**
**सुप्तं प्रमत्तं विषमस्थितं वा रक्षन्ति पुण्यानि पुरा कृतानि ।९७।**

વનમાં, રણમાં, શત્રુ, જલ અથવા અગ્નિની વચમાં, મહા સમુદ્રમાં અને પર્વત ઉપર, નિદ્રામાં પડેલા હોઈએ ત્યારે મદ્ય વગેરેથી ભાન વગરના અને જોખમ ભરેલા સ્થળમાં પૂર્વે કરેલાં પુણ્યો, પુરુષની રક્ષા કરે છે; એટલા માટે માણુસો-એ સર્વદા પુણ્ય જ કરવું જોઇએ. ૯૭

માણુસે સત્ક્રિયા જ કરવી, એમ તેનાં કારણો બતાવીને કહે છે.

शार्दूलविक्रीडितवृत्त

**या साधूंश्च खलान्करोति विदुषो मूर्खान्हितान्द्वेषिणः**
**प्रत्यक्षं कुरुते परोक्षममृतं हालाहलं तत्क्षणात् ।**
**तामाराधय सत्क्रियां भगवतीं भोक्तुं फलं वांछितं**
**हे साधो व्यसनैर्गुणेषु विपुलेष्वास्थां वृथा मा कृथाः ॥ ९८॥**

હે સજ્જન! જો વાંછિત ફળ ભોગવવાની ઇચ્છા હોય તો સત્ક્રિયા કે જે ખલ પુરુષને પણ સજ્જન કરે છે, મૂર્ખોને વિદ્વાન્ કરે છે, શત્રુઓને (મિત્ર) કરે છે, પરોક્ષને પ્રત્યક્ષ કરે છે, અને ઝેરને તત્કાળ અમૃત કરે છે, તે ભગવતી સત્ક્રિયા (સત્કર્મ)ની સેવા કર અને અન્ય પુષ્કળ ગુણોમાં આસક્તિથી ફોકટ પ્રયાસ મા કર. ૯૮

બુદ્ધિમાન્ માણસે જે કાર્ય કરવું, તે છેવટ સુધીનો વિચાર કરીને કરવું.

માલિનીવૃત્ત

गुणवदगुणवद्वा कुर्वता कार्यमादौ
परिणतिरवधार्या यत्नतः पण्डितेन ।
अतिरभसकृतानां कर्मणामा विपत्ते-
र्भवति हृदयदाही शल्यतुल्यो विपाकः ॥ ९९ ॥

ગુણવાળું વા ગુણ વગરનું કાર્ય કરનારા પંડિતે પ્રથમથી જ યત્નથી પરિણામનો વિચાર કરવો જોઇએ (એટલે આ કાર્યનું પરિણામ સુખદાયક થશે વા દુઃખદાયક તે વિચારવું જોઇએ, તેમ ન કરે તો દુઃખ થાય.) અતિ ઉતાવળથી કરેલાં કર્મોનું પરિણામ શલ્ય (બાણનાં ફળાં) પેઠે મરણ પર્યંત હૃદયમાં દાહ કરનારું થઈ પડે છે. ૯૯

આ કર્મભૂમિમાં જન્મીને માણસે તપ જ કરવું જોઇએ, પણ બીજું કાંઈ નહીં, એ અભિપ્રાયથી કહે છે.

સ્રગ્ધરાવૃત્ત

स्थाल्यां वैदूर्यमय्यां पचति तिलकणाँश्चान्दनैरिंधनाद्यैः
सौवर्णैर्लाङ्गलाग्रैर्विलिखति वसुधामर्कमूलस्य हेतोः ।
छित्त्वा कर्पूरखण्डान्वृतिमिह कुरुते कोद्रवाणां समन्ता-
त्प्राप्येमां कर्मभूमिं न चरति मनुजो यस्तपो मन्दभाग्यः १००

જે માણસ આ કર્મભૂમિમાં જન્મીને તપ કરતો નથી તે મન્દભાગ્ય માણસ વૈદૂર્યમણિના પાત્રમાં ચંદનનાં ઇંધણાંથી તલને પકાવે છે, આકડાનાં મૂળ માટે સોનાના હળના અગ્ર ભાગથી પૃથ્વીને ખેડે છે અને કપૂરનાં ઝાડને કાપી (તેથી) કોદરાનાં ઝાડને વાડ કરે છે. ૧૦૦

તાત્પર્ય—જેમ તલ પકાવવા માટે વૈડૂર્યનું પાત્ર અને ચંદનનાં ઈંધણાં વ્યર્થ છે, જેમ આકડાનાં મૂળ કાઢવા માટે સોનાના અગ્ર ભાગથી પૃથ્વી ખેડવી વ્યર્થ છે અને જેમ કોદરાની રક્ષા માટે કપૂરની વાડ વ્યર્થ છે, તેમ આ કર્મ-ભૂમિમાં તપ સિવાય બીજાં કર્મ વ્યર્થ છે.

સઘળું કર્માધીન છે, માટે મોટા યત્ન કરવાથી પણ જે અવશ્ય થવાનું હોય, તે થાય જ છે.

शार्दूलविक्रीडितवृत्त

मज्जत्वम्भसि यातु मेरुशिखरं शत्रूञ्जयत्वाहवे
वाणिज्यं कृषिसेवनादि सकला विद्याः कलाः शिक्षतु ।
आकाशं विपुलं प्रयातु खगवत्कृत्वा प्रयत्नं परं
नाभाव्यं भवतीह भाग्यवशतो भाव्यस्य नाशः कुतः १०१

(મોટા પુરુષ) જળમાં બૂડે, મેરુ પર્વતનાં શિખર ઉપર જાય, યુદ્ધમાં શત્રુઓને જીતે, વેપાર, ખેડ, સેવા કરે અને સઘળી વિદ્યા ને કળા શીખે અને પક્ષીની પેઠે પરમ પ્રયત્ન કરીને મોટા આકાશમાં જાય તોપણ જે ન થવાનું હોય તે થાય નહીં, ને જે થવાનું હોય તેનો નાશ ક્યાંથી? અર્થાત્ નાશ થતો નથી. ૧૦૧

ન ઘટે તેવાં પણ સઘળાં કાર્યો પૂર્વજન્મના કર્મથી સિદ્ધ થાય છે.

वसन्ततिलकावृत्त

भीमं वनं भवति तस्य पुरं प्रधानं
सर्वो जनः सुजनतामुपयाति तस्य ।
कृत्स्ना च भूर्भवति सन्निधिरत्नपूर्णा
यस्यास्ति पूर्वसुकृतं विपुलं नरस्य ॥ १०२ ॥

જે માણસે પૂર્વ જન્મમાં પુષ્કળ પુણ્ય કર્યાં હોય તે માણસ માટે ભયંકર વન પણ મોટું નગર થાય છે, સઘળા

મનુષ્યો સજ્જન થાય છે, અને આખી પૃથ્વી ઉત્તમ ભંડાર તથા રત્નથી પૂર્ણ થાય છે, એટલા માટે માણસે પુણ્ય જ કરવું જોઇએ. ૧૦૨

પ્રશ્ન અને ઉત્તરથી પુરુષને કરવા લાયક અને ન કરવા લાયક શું છે? તે કહે છે.

शार्दूलविक्रीडितवृत्त

को लाभो गुणिसंगमः किमसुखं प्राज्ञेतरैः संगतिः
का हानिः समयच्युतिर्निपुणता का धर्मतत्त्वे रतिः ।
कः शूरो विजितेन्द्रियः प्रियतमा काऽनुव्रता किं धनं
विद्या किं सुखमप्रवासगमनं राज्यं किमाज्ञाफलः ॥१०३॥

પ્ર–લાભ કયો? ઉ–ગુણવાનનો સમાગમ જ લાભ છે. પ્ર–દુઃખ કયું? ઉ–મૂર્ખોનો સમાગમ એ જ દુઃખ છે. પ્ર–હાનિ કઈ? ઉ–સમય ભૂલી જવો એ જ હાનિ છે (એટલે માણસે વખતો વખત સાવધાનીથી રહેવું જોઇએ). પ્ર–ચતુરાઈ કઈ? ઉ–ધર્મમાં પ્રીતિ રાખવી એ જ ચતુરાઈ છે. પ્ર–શૂર કયો? ઉ–જે જિતેંદ્રિય હોય તે શૂર કહેવાય છે. પ્ર–અતિ પ્રિય સ્ત્રી કઈ? ઉ–જે પોતાને અનુસરે તે અતિ પ્રિય સ્ત્રી સમજવી. પ્ર–ધન કયું? ઉ–વિદ્યા જ ધન છે. પ્ર–સુખ શું? ઉ–પરદેશ ન જવું એ જ સુખ છે. પ્ર–રાજ્ય કયું? ઉ–જેમાં આજ્ઞાનો અમલ થાય તે રાજ્ય કહેવાય. એટલે જે રાજ્યથી આજ્ઞા સફળ થાય, તેવું રાજ્ય કરવું? ૧૦૩

વિવેકી પુરુષની બે ગતિ થાય છે, તેપર માલતીનાં પુષ્પનું દૃષ્ટાંત.

अनुष्टुभ्वृत्त

मालतीकुसुमस्येव द्वे गतीह मनस्विनः ।
मूर्ध्नि वा सर्वलोकस्य शीर्यते वन एव वा ॥ १०४ ॥

વિવેકી પુરુષની માલતીનાં પુષ્પની પેઠે બે ગતિ છે; (એક તો) સર્વ લોકના મસ્તક ઉપર રહેવું, (ને બીજું) વનમાં સૂકાઈ જવું. ૧૦૪

તાત્પર્ય–જેમ માલતીનું પુષ્પ સર્વ લોકના મસ્તક ઉપર રહે છે અથવા વનમાંજ સૂકાઇને ખરી જાય છે, તેમ વિવેકી પુરુષ ઘરમાં રહી લોકને માન્ય થાય છે અથવા વનમાં વસે છે.

પૃથ્વી ઉપર સજ્જનની સ્થિતિ દુર્લભ.

आर्या

**अप्रियवचनदरिद्रैः प्रियवचनाढ्यैः स्वदारपरितुष्टैः**
**परपरिवादनिवृत्तैः क्वचित्क्वचिन्मण्डिता वसुधा ॥ १०५ ॥**

જે અપ્રિય વચનનો દરિદ્ર છે અને પ્રિય વચનનો ભરેલો છે, જે પોતાની સ્રીથી સંતુષ્ટ રહે છે અને બીજાની નિન્દાથી અળગો રહે છે, તેવા સત્પુરુષોથી પૃથ્વી કોઈ કોઈ જગે શોભી રહી છે. અર્થાત્ તેવા પુરુષો અતિ દુર્લભ છે. ૧૦૫

ધીર પુરુષના ધૈર્યનો નાશ કરવાને કોઈ પણ સમર્થ નથી, એપર અગ્નિનું દૃષ્ટાંત.

उपजातिवृत्त

**कदर्थितस्यापि हि धैर्यवृत्तेर्न शक्यते धैर्यगुणः प्रमार्ष्टुम् ।**
**अधोमुखस्यापि कृतस्य वह्नेर्नाधः शिखा याति कदाचिदेव ॥**

જેમ અગ્નિનું મુખ નીચું કરીએ તો પણ તેની જ્વાળા કોઈ દિવસે નીચે જતી નથી, પરંતુ ઉપરજ જાય છે, તેવી રીતે ધીર પુરુષ દુઃખી છતાં પણ ધૈર્ય છોડતો નથી. ૧૦૬

ધીર પુરુષ સઘળાં જગતને વશ કરે છે.

वसन्ततिलकावृत्त

**कान्ताकटाक्षविशिखा न खनन्ति यस्य**
**चित्तं न निर्दहति कोपकृशानुतापः ।**

कर्षन्ति भूरिविषयाश्च न लोभपाशै-
लोकत्रयं जयति कृत्स्नमिदं स धीरः ॥ १०७ ॥

સ્ત્રીનાં કટાક્ષરૂપી બાણુ જેનાં ચિત્તને ભેદતાં નથી, કોપરૂપી અગ્નિનો તાપ જેનાં ચિત્તને બાળતો નથી અને ઘણા વિષયો લોભરૂપી પાશથી જેનાં ચિત્તને ખેંચતા નથી, તે ધીર પુરુષ આ ત્રણેય લોકને જિતે છે. ૧૦૭

એક જ શૂર પુરુષ સધળા જગતને જિતે છે, એપર સૂર્યનું દૃષ્ટાંત.

अनुष्टुभ्वृत्त

एकेनापि हि शूरेण पादाक्रान्तं महीतलं ।
क्रियते भास्करेणेव स्फारस्फुरिततेजसा ॥ १०८ ॥

જેમ અતિ દેદિપ્યમાન તેજવાળો એક સૂર્ય પોતાનાં કિરણોથી આખા ભૂમંડળને વ્યાપ્ત કરે છે, તેમ એક જ શૂર પુરુષ પોતાના પગથી આખા ભૂમંડળને વ્યાપ્ત કરે છે—એટલે પોતાને વશ કરે છે. ૧૦૮

લોકને પ્રિય લાગે તેવા સ્વભાવવાળા પુરુષને સધળા અનુકૂલ થાય છે.

शार्दूलविक्रीडितवृत्त

वह्निस्तस्य जलायते जलनिधिः कुल्यायते तत्क्षणा-
न्मेरुः स्वल्पशिलायते मृगपतिः सद्यः कुरङ्गायते ।
व्यालो माल्यगुणायते विषरसः पीयूषवर्षायते
यस्याङ्गेऽखिललोकवल्लभतमं शीलं समुन्मीलति ॥ १०९ ॥

સર્વ લોકને પ્રસન્ન કરે તેવો સ્વભાવ જે પુરુષના શરીરમાં શોભે છે તે પુરુષની પાસે અગ્નિ જળ જેવો શીતલ થાય છે, સમુદ્ર નાની સરખી નદીના જેવો થાય છે, (એટલે ન તરાય તેવો

પણ સમુદ્ર સુખથી તરાય છે.) મેરુ પર્વત તત્કાળ નાની સરખી શિલા જેવો થાય છે, સિંહ હરિણ જેવો થાય છે, સર્પ પુષ્પ-માળાના જેવો થાય છે અને ઝેર અમૃતની વૃષ્ટિ જેવું થાય છે. (એટલે પોતાનો મારવાનો ગુણ છોડી દે છે.) ૧૦૯

તેજસ્વી પુરુષો પ્રતિજ્ઞાને છોડતા નથી, તેપર પોતાની માતાનું દૃષ્ટાંત.

वसन्ततिलकावृत्त

लज्जागुणौघजननीं जननीमिव स्वा-
मत्यन्तशुद्धहृदयामनुवर्तमानाम् ।
तेजस्विनः सुखमसूनपि संत्यजन्ति
सत्यव्रतव्यसनिनो न पुनः प्रतिज्ञाम् ॥ ११० ॥

સત્યવાદી તેજસ્વી પુરુષો પોતાના પ્રાણોનો આનંદથી ત્યાગ કરે છે, પણ જે લજ્જારૂપ ગુણસમુદાયને ઉત્પન્ન કરવા-વાળી છે, જે હૃદયને અત્યંત શુદ્ધ રાખવાવાળી છે, અને જે અત્યંત શુદ્ધ હૃદયની અને અનુકૂળ માતા જેવી છે, એવી પ્રતિજ્ઞાનો કદી પણ ત્યાગ કરતા નથી. ૧૧૦

તાત્પર્ય—સત્યવાદી પુરુષે પ્રાણ તજવા ઇષ્ટ છે, પરંતુ પોતાની પ્રતિજ્ઞા તજવી નહીં.

સ્ત્રીના સ્વાભાવિક દોષો.

## ક્ષેપક શ્લોકો

शार्दूलविक्रीडितवृत्त

अग्राह्यं हृदयं यथैव वदनं यद्दर्पणान्तर्गतं
भावः पर्वतसूक्ष्ममार्गविषमः स्त्रीणां न विज्ञायते
चित्तं पुष्करपत्रतोयतरलं विद्वद्भिराशंसितं
नारी नाम विषाङ्कुरैरिव लता दोषैः समं वर्धिता ॥१॥

દર્પણમાં જણાતા વદનની માફક સ્રીનું હૃદય અગ્રાહ્ય-ન સમજાય તેવું છે, તેણીના ભાવ પર્વતોના સાંકડા અને વિષમ માર્ગની માફક સમજાતા નથી, કમળનાં પત્ર ઉપર રહેલાં પાણીની માફક ચંચળ અને વિદ્વાનોથી શંકા કરાયલું જેનું ચિત્ત છે એવી નારીરૂપ લતા, વિષના અંકુરોના જેવા દોષોની સાથે ઉછરેલી છે. અર્થાત્ સ્રીઓમાં આ દોષો સ્વાભાવિક રહેલા છે. ૧

आर्या

**अभिमुखनिहतस्य सतस्तिष्ठतु तावज्जयोऽथवा स्वर्गः ।**
**उभयबलसाधुवादः श्रवणसुखोसौ बतात्यर्थम् ॥ २ ॥**

સામી છાતીએ રણમાં ઘૂમનારને સ્વર્ગ મળે છે કે જય મળે છે? એ વાત એક કોરે રાખીએ તો પણ, એટલું તો છે જ કે, કાનને સુખ ઉપજાવનારો ઉભય પક્ષના સૈન્યનો સાધુવાદ–ધન્યવાદ તે પામે છે એ ઘણી મોટી વાત છે. ૨

શ્લોક સ્પષ્ટ નથી, તો પણ તેનો એમ અર્થ થાય છે કે, રણસંગ્રામને મોખરે મરનારને સ્વર્ગ મળ્યું કે જય મળ્યો? એ પ્રશ્નનો નિર્ણય ન થાય તો પણ એ તો નક્કી જ છે કે, તેને બેઉ પક્ષનો ધન્યવાદ મળે છે અને આવો ધન્યવાદ, રણને મોખરે મરનાર માટે ઓછો કીર્તિપ્રદ નથી. જય કિંવા સ્વર્ગ તો મળવાનાં હોય ત્યારે મળે, પરંતુ મરતાં વેંત ઉભયપક્ષ તેને ધન્યવાદ આપે છે, એ જ મોટી વાત છે.

शिखरिणीवृत्त

**इयत्येतस्मिन्वा निरवधिचमत्कृत्यतिशये**
**वराहो वा राहुः प्रभवति चमत्कारविषयः ।**
**महीमेको मग्नां यदयमवहद्न्तसलिलैः**
**शिरः शेषः शत्रुर्निमिलति परं संत्यजति च ॥ ३ ॥**

આ અવધિ વગરના ચમત્કારસમૂહમાં વરાહ અને રાહુ ખરેખર મોટા ચમત્કારના વિષય બનેલા છે, જેમાંનો પહેલો વરાહ, એકલો જ દાંત ઉપર ચઢાવીને જળમાંથી પૃથ્વીને ઉપર લઇ આવે છે અને મસ્તક માત્ર રહેલો રાહુ શત્રુને ગળી જાય છે અને મૂકી દે છે. ૩

ટીકા–આ શ્લોક ગુંચવણ ભરેલો છે. તેનો ભાવ અને વૈયાકરણીય અન્વય વિચિત્ર છે. ત્રીજું ચરણ વધારે વિષમ છે, પરંતુ કર્ત્તાનો વાચ્યાર્થ એમ જણાય છે કે, વરાહ દાંત ઉપર ચઢાવી પૃથ્વીને સમુદ્રમાંથી ઉપર લઈ આવે છે અને રાહુ મસ્તક માત્ર રહેલો છતાં શત્રુ–ચંદ્ર સૂર્યને ગળી જાય છે, એ ચમત્કારથી ભરેલા જગતમાં ચમત્કારનો વિષય જ છે.

शिखरिणीवृत्त

**उदन्वच्छन्ना भूः स च निधिरपां योजनशतं**
**सदा पान्थः पूषा गगनपरिमाणं कलयति ।**
**इति प्रायो भावाः स्फुरदवधिमुद्रामुकुलिताः**
**सतां प्रज्ञोन्मेषः पुनरयमसीमा विजयते ॥ ४ ॥**

પૃથ્વી ચાર સમુદ્રના માપમાં અને સમુદ્ર સો યોજનના માપમાં આવેલો છે, હમ્મેશાં ફરતા સૂર્યનારાયણ ગગનનું માપ લે છે, આ પ્રમાણે પ્રાયઃ સઘળી દિશાઓના અવધિ માપમાં આવેલા છે, પરંતુ સંતજનની બુદ્ધિ ખરેખર અસીમ–અવધિ રહિત છે અને તેજ જય પામો. ૪

અર્થાત્–પૃથ્વી, સમુદ્ર અને આકાશ સોનું માપ થઈ શકે છે, પરંતુ સત્પુરુષની પ્રજ્ઞાનું માપ થતું નથી, માટે તેને જ ધન્ય છે.

शालिनीवृत्त

**एको देवः केशवो वा शिवो वा**
**एकं मित्रं भूपतिर्वा यतिर्वा ।**

**एको वासः पत्तने वा वने वा**
**एका भार्या सुन्दरी वा दरी वा ॥ ५ ॥**

એક દેવને ભજવો જોઈએ, કાં તો વિષ્ણુ ભગવાન્ કે કાં તો શિવ; મૈત્રી પણ બેમાંથી એક સાથે રાખવી, કાં તો રાજા સાથે કે કાં તો સંન્યાસી સાથે; નિવાસસ્થાન પણ બેમાંથી એક સારું, કાં તો શહેર કે કાં તો વન; તેમ જ સ્ત્રી પણ એક જ સારી, કાં તો સુંદરી કે કાં તો ગુફા! ૫

અર્થાત્–આ શ્લોકમાં માણસને બે રીતના માર્ગ બતાવે છે, તે બેમાંથી એક ગ્રહણ કરવો, એટલે કે પહેલો નહીં બને તો બીજો.

गीति

**कमठकुलाचलदिग्गजफणिपतिविधृतापि चलति वसुधेयम्**
**प्रतिपन्नममलमनसां न फलति पुंसां युगान्तेऽपि ॥ ६ ॥**

કાચબે, કુલાચલપર્વતે, દિગ્ગજે તથા શેષનાગે ધારણ કર્યા છતાં પણ આ પૃથ્વી (હમ્મેશાં) ફરે છે. પણ નિર્મળ મનવાળા પુરુષો જે કામ માથે લે છે, તે સાહસ–કામમાંથી યુગાન્તે પણ પાછા ફરતા નથી. ૬

शार्दूलविक्रीडितवृत्त

**किं कूर्मस्य भरव्यथा न वपुषि क्ष्मां न क्षिपत्येष य-**
**त्किं वा नास्ति परिश्रमो दिनपतेरास्ते न यन्निश्चलः ।**
**किन्त्वङ्गीकृतमुत्सृजन् कृपणवत् श्लाघ्यो जनो लज्जते**
**निर्वाहः प्रतिपन्नवस्तुषु सतामेतद्धि गोत्रव्रतम् ॥ ७ ॥**

શું કાચબાને પોતાના શરીરપર ભાર લાગતો નહિ હોય કે એ પૃથ્વીને પોતાના શરીરપરથી ફેંકી દેતો નથી? સૂર્યને શું થાક લાગતો નથી કે તે કોઈપણ દિવસ નિશ્ચળ થઈને બેસતો નથી? શું મોટા પુરુષો મનવડે જે કામ માથે લે છે, તે છોડીને

ચાલ્યા જવાથી તેઓને શરમ આવતી નથી? અર્થાત્ આવે છે જ. કારણ કે મોટા માણુસોની આ એક ખાયસ જ છે કે, જે કામ માથે લીધું હોય, તે હમ્મેશાં નિભાવ્યા જ કરવું. ૭

अनुष्टुभ्वृत्त

**को न याति वशं लोके मुखे पिण्डेन पूरितः ।**
**मृदङ्गो मुखलेपेन करोति मधुरध्वनिम् ॥ ८ ॥**

મુખમાં કોળીઓ આપીએ તો આ જગતમાં કોણ વશ ન થાય? મૃદંગ–પખાજ પણ તેના મુખ ઉપર લોટનો લેપ કરતાં મધુર શબ્દ કરે છે. ૮

શાર્દૂલવિક્રીડિતવૃત્ત

**क्षुद्राः सन्ति सहस्रशः स्वभरणव्यापारमात्रोद्यताः**
**स्वार्थो यस्य परार्थ एव परमो नैकः सतामग्रणीः ।**
**दुःपूरोदरपूरणाय पिबति स्रोतः पतिं वाडवो**
**जीमूतस्तु निदाघसंभृतजगत्संतापविच्छित्तये ॥ ९ ॥**

પોતાનું જ પેટ ભરવાને ઉદ્યમે લાગેલા હજારો ક્ષુદ્ર-જનો માલમ પડશે, પણ પારકાનો અર્થ–એજ પોતાનો સ્વાર્થ, એવું જાણનારા સારા પુરુષોમાં અગ્રેસર એક પણ નથી. વડવાનલ જેવો ક્ષુદ્ર અગ્નિ પોતાનું જ પેટ ભરવાને માટે સમુદ્રનું પાણી પી જાય છે, પણ જગતને વિષે ઘામ-રૂપી લાગેલા સંતાપને ટાળવાને માટે વાદળાં ઉદ્યમે લાગેલાં છે, (તેનાં સરખાં સારાં માણુસો થોડાં જ હોય છે). ૯

હવે પછીના શ્લોકમાં કવિને મંત્રી સાથે સરખાવે છે.

मन्दाक्रान्तावृत्त

**दूरादर्थं घटयति नवं दूरतश्चापशब्दं**
**त्यक्त्वा भूयो भवति निरतः सत्सभारञ्जनेषु ।**

मन्दं मन्दं रचयति पदं लोकचित्तानुवृत्त्या
कामं मन्त्री कविरिव सदा खेदभारैरमुक्तः ॥ १० ॥

ખરેખર કવિની માફક મંત્રી હમ્મેશાં ખેદરૂપી ભારથી મુક્ત હોતો નથી; કારણ કે તે દૂરથી નવીન અર્થ (મંત્રીપક્ષે દ્રવ્ય અને કવિપક્ષે અર્થાલંકાર) આણવાની ઘટના કરે છે, અને અપશબ્દ (મંત્રીપક્ષે ધનુષનો ટંકાર એટલે લડાઈ અને કવિપક્ષે વ્યાકરણ વગેરે શુદ્ધિથી રહિત શબ્દ) છોડી દઈને સારા માણસના સમૂહને રંજન કરવામાં હંમેશાં મચેલો રહે છે, અને લોકની ચિત્તવૃત્તિને અનુકૂળ ધીમે ધીમે પદ ભરે છે. (મંત્રીપક્ષે પદ એટલે તંત્ર વ્યવહાર અને કવિપક્ષે પદ રચના.)

મંત્રી (રાજ્યનો કારભારી) પરરાજ્યમાંથી નવીન દ્રવ્ય પોતાના રાજ્યમાં આણવા વાસ્તે યોજનાઓ ઘડી કાઢે છે; અપશબ્દો વાપરતો નથી અને સારા માણસના સમૂહને રંજન કરવામાં હમ્મેશાં મચેલો રહે છે; રૈયતના ચિત્તને અનુસરીને ધીમે ધીમે પગલાં ભરે છે. ખરેખર કવિની માફક મંત્રી હમ્મેશ ખેદરૂપી ભારથી ભરેલો જ હોય છે. કવિ પણ દૂરથી નવીન અર્થને ખેંચી લાવે છે અને અપશબ્દોનો (દુષ્ટ શબ્દોનો) દૂરથી ત્યાગ કરે છે, સજ્જનની સભાને રંજન કરવામાં તત્પર રહે છે, લોકોની ચિત્તવૃત્તિને અનુસરીને ધીમે ધીમે પદોની રચના કરે છે. આ રીતે કવિ મંત્રીની પેઠે સદા સંપૂર્ણ રીતે ખેદના ભારથી ભરેલો હોય છે. ૧૦

शार्दूलविक्रीडितवृत्त

दैवेन प्रभुणा स्वयं जगति यद्यस्य प्रमाणीकृतं
तत्तस्योपनमेन्मनागपि महान्नैवाश्रयः कारणम् ।
सर्वाशापरिपूरके जलधरे वर्षत्यपि प्रत्यहं
सूक्ष्मा एव पतन्ति चातकमुखे द्वित्राः पयोबिन्दवः ॥ ११ ॥

દૈવવડે જેટલું જેના નસીબમાં નિર્માણ કીધેલું હોય છે તેટલું તેને વહેલું મોડું મળે છે, વધતો વા ઓછો આશ્રય એ કંઈ કારણભૂત નથી. સર્વ પ્રાણી માત્રની આશા પૂર્ણ કરવાને વાદળાં હમ્મેશાં વરસ્યા કરે છે, તે છતાં પણ ચાતકનાં મોઢાં વિષે તો ઝીણાંજ બે અથવા ત્રણ સુધીનાં ટીપાં જાય છે. ૧૧

आर्या

**परिचरितव्याः सन्तो यद्यपि कथयन्ति न सदुपदेशम् ।**
**यास्त्वेषां स्वैरकथास्ता एव भवन्ति शास्त्राणि ॥ १२ ॥**

અગર જો સાધુ પુરુષો સારો ઉપદેશ નહીં આપે, તે છતાં પણ તેઓ સેવવા યોગ્ય છે; કારણ કે તેઓની સાથે જે વાતચિતો થાય છે, તેજ શાસ્ત્રરૂપ થઈ પડે છે. ૧૨

अनुष्टुभ्वृत्त

**प्रायःकन्दुकपातेनोत्पतत्यार्यः पतन्नपि ।**
**तथा त्वनार्यः पतति मृत्पिण्डपतनं यथा ॥ १३ ॥**

આર્ય પુરુષો પડ્યા છતાં પણ, દડો જેમ પડ્યા પછી પાછો ઉછળે છે તેમ ફરીને ઉચ્ચ સ્થિતિને પહોંચે છે; પણ અનાર્ય પુરુષ તો માટીના ગોળાની માફક પડ્યા પછી, પાછા ઉઠી શકતા નથી. ૧૩

आर्या

**यदि नाम दैवगत्या जगदसरोजं कदाचिदपि जातम् ।**
**अवकरनिकरं विकिरति तत्किं कृकवाकुरिव हंसः ॥ १४ ॥**

અગર જો દૈવયોગે જગત્ કમળ વિનાનું થયું અર્થાત્ જગતને વિષે કમળ નહીં ઉગ્યાં, તો શું પણ હંસ કોઈ પણ દિવસ કુકડાની માફક ઉકેડા ખોતરવા જશે ? ૧૪

शार्दूलविक्रीडितवृत्त

यन्नागा मदभिन्नगण्डकरटास्तिष्ठन्ति निद्रालसा
द्वारे हेमविभूषणाश्च तुरगा वल्गन्ति यद्दर्पिताः ।
वीणावेणुमृदङ्गशङ्खपटहैः सुप्तस्तु यद्बोध्यते
तत्सर्वं सुरलोकदेवसदृशं धर्मस्य विस्फूर्जितम् ॥ १५ ॥

જેને ત્યાં મદ ઝરવાથી સુગંધી ગંડસ્થળવાળા હાથીઓ સુસ્તીમાં ડોલ્યા કરે છે અને જેનાં બારણામાં સુવર્ણથી શણગારેલા અને મદોન્મત્ત એવા ઘોડાઓ હણહણાટ કરે છે, જે ઉંઘેલો હોય છે ત્યારે વીણા, વેણુ, મૃદંગ, શંખ અને નગારાના અવાજથી જાગે છે, તે સર્વ, ઇંદ્રના સરખું સુખ ધર્મની પ્રાબલ્યતા દર્શાવે છે. ૧૫

शार्दूलविक्रीडितवृत्त

ये संतोषसुखप्रमोदमुदितास्तेषां न भिन्ना मुदो
ये त्वन्ये धनलोभसंकुलधियस्तेषां न तृष्णा हता ।
इत्थं कस्य कृते कृतः स विधिना तादृक्पदं संपदां
स्वात्मन्येव समाप्तहेममहिमा मेरुर्न मे रोचते ॥ १६ ॥

જે સંતોષરૂપી સુખમાં આનંદ માનનારા છે તે તો દિલગીર થતા જ નથી અને જેમની બુદ્ધિ ધનના લોભથી વ્યાકુળ થયેલી છે, તેમની તૃષ્ણા મટતી જ નથી. ત્યારે બ્રહ્માએ સંપત્તિઓના સ્થાનરૂપ આ મેરુ પર્વત કોને માટે બનાવ્યો હશે અર્થાત્ સંતોષીને તો આત્મસંતોષમાં જ સૌનો સમાવેશ થવાથી મેરુ રુચતો નથી, અને લોભી તો મેરુથી પણ તૃપ્ત થવાનો નથી, ત્યારે સોનાનો મેરુ પર્વત બનાવવાનું શું પ્રયોજન હશે, તે સમજાતું નથી. ૧૬

आर्या

रक्तत्वं कमलानां सत्पुरुषाणां परोपकारित्वम् ।
असतां च निर्दयत्वं स्वभावसिद्धं त्रिषु त्रितयम् ॥ १७ ॥

કમળનું રકતપણું, સત્પુરુષોનું પરાક્રમીપણું, દુષ્ટ માણસોનું નિર્દયપણું, આ ત્રણ વસ્તુઓ ત્રણ રીતના પુરુષોને વિષે કુદરતથી જ ઉત્પન્ન થયેલી છે. ૧૭

वंशस्थवृत्त

**वचो हि सत्यं परमं विभूषणं**
**गजाङ्गनायाः कृशता हि तत्र ।**
**द्विजस्य विद्यैव पुनस्तथा क्षमा**
**शीलं हि सर्वस्य नरस्य भूषणम् ॥ १८ ॥**

સાચી વાણી એ માણસોનું મોટું ભૂષણ છે, કૃશતા તે ગજગામિ સ્ત્રીનું ભૂષણ છે, વિદ્યા અને ક્ષમા એ બ્રાહ્મણનું મોટું ભૂષણ છે, અને સર્વ માણસનું ભૂષણ શીલ છે. ૧૮

शिखरिणीवृत्त

**वरं तुङ्गाच्छृङ्गाद्गुरुशिखरिणः क्वापि पुलिने**
**पतित्वायं कायः कठिनदृषदन्तर्विदलितः ।**
**वरं न्यस्तो हस्तः फणिपतिमुखे तीव्रदशने**
**वरं वह्नौ पातस्तदपि न कृतः शीलविलयः ॥ १९ ॥**

આ કાયા કોઈ મોટા પર્વતના ઊંચા શિખરપરથી રેતીવાળા પ્રદેશમાં પડીને, કઠણ પથ્થરોના આઘાતથી ચૂરેચૂરા થઈ જાય તે સારી; આ હાથને તીક્ષ્ણ દાંતવાળા મોટા સર્પના મુખમાં ઘાલવો તે પણ સારું; અગ્નિમાં ઝંપલાવવું તે પણ સારું, પણ સદાચરણનો નાશ કરવો તે ખોટો છે. ૧૯

हरिणीवृत्त

**विरम विरसायासादस्माद्दुरध्यवसायतो**
**विपदि महतां धैर्यध्वंसं यदीक्षितुमीहसे ।**
**अपि जडमते कल्पापाये व्यपेतनिजक्रमाः**
**कुलशिखरिणः क्षुद्रा नैते न वा जलराशयः ॥ २० ॥**

એ જડ મતિના! આપત્તિમાં આવી પડેલા મોટા પુરુષોની ધીરજનો નાશ થતો જોવાની તું ઈચ્છા રાખે છે, પરંતુ આ પ્રકારના ફોકટ અને મૂર્ખતા ભરેલા પ્રયાસથી વિરામ પામ. દુનિયાનો લય થાય તો પણ મોટા પર્વતોનું પરાક્રમ ઓછું થતું નથી, તેમ જ સમુદ્રો પણ ક્ષુદ્ર બની જતા નથી. ૨૦

आर्या

**स्पृहयति भुजयोरन्तरमायतकरवालकररुहविदीर्णम् ।**
**विजयश्रीर्वीराणां व्युत्पन्नप्रौढवनितेव ॥ २१ ॥**

જેમ વ્યુત્પન્ન પ્રૌઢ વનિતા પોતાની છાતી, તરવાર સરખા તીક્ષ્ણ નખોના આઘાતવાળી થવા ઈચ્છે છે, તેમ જ વીર પુરુષોની વિજયરૂપી લક્ષ્મી, પોતાની છાતી, નખોના જેવી તરવારથી આઘાતવાળી થવા સ્પૃહા કરે છે. ૨૧

वसन्ततिलकावृत्त

**अयममृतनिधानं नायकोऽप्योषधीनां**
**शतभिषगनुयातः शम्भुमूर्ध्नोवतंसः ।**
**विरहयति न चैनं राजयक्ष्मा शशाङ्कं**
**हतविधिपरिपाकः केन वा लङ्घनीयः ॥ २२ ॥**

પોતે અમૃતનું નિધાન, ઔષધિનો નાયક, સો વૈદ્યથી અનુગત અને શંકરના મસ્તકનો તાજ હોવા છતાં પણ ચંદ્રમા જ્યારે ક્ષયરોગથી મુક્ત થતો નથી, ત્યારે અરેરે! કોઈથી ન ફીટાડી શકાય તેવો વિધિનો પરિપાક જ બળવાન્ છે. ૨૨

हरिणीवृत्त

**प्रियसखि विपद्दण्डाघातप्रपातपरंपरा**
**परिचयचले चिन्ताचक्रे निधाय विधिः खलः ।**
**मृदमिव बलात्पिण्डीकृत्य प्रगल्भकुलालव-**
**द्भ्रमयति मनो नो जानीमः किमत्र विधास्यति ॥ २३ ॥**

હે પ્રિય સખી! કુશળ કુંભાર જેમ માટીને બળાત્કારથી પિંડારૂપ કરીને દંડના પ્રહારપરિચયથી ચાલતા ચાકડા ઉપર ચઢાવે છે, તેમ જ ખળ એવો વિધિ પણ વિપત્તિરૂપી દંડના મારની પરંપરાના પરિચયથી ચાલનારા એવા ચિંતારૂપી ચાકડા ઉપર બળાત્કારથી મૃત્તિકાની પેઠે અમારો પિંડ કરી, તેના ઉપર અમને ચઢાવીને અમારાં મનને ભમાવે છે. આમાંથી તે શું કરશે, તે અમે જાણુતા નથી. ૨૩

☞ સ્વર્ગસ્થ તેલંગની 'નીતિશતક'ની 'યુનિવર્સીટી' વાળી પ્રતમાં, શુભ્રંથી આરંભાતો શ્લોક 'શૃંગારશતક'માં હોવાથી અત્ર તેની પુનરાવૃત્તિ કરી નથી.

॥ इति श्रीमद्राजर्षिप्रवरभर्तृहरिकृतं नीतिशतकं संपूर्णम् ॥



भर्तृहरिकृत

# शृंगारशतक

## મંગળાચરણ

પ્રથમ નીતિ બતાવીને પછી-શૃંગાર વર્ણવતાં રાજર્ષિપ્રવર ભર્તૃહરિ કામદેવની સ્તુતિથી મંગળાચરણ કરે છે.

वसन्ततिलकावृत्त

**शंभुस्वयंभुहरयो हरिणेक्षणानां**
**येनाक्रियंत सततं गृहकर्मदासाः ।**
**वाचामगोचरचरित्रविचित्रिताय**
**तस्मै नमो भगवते कुसुमायुधाय ॥ १ ॥**

શંભુ, સ્વયંભુ અને હરિને પણ જેણે સતત હરિણેક્ષણા-ઓનાં-સ્ત્રીઓનાં ઘર કામ કરનાર-ભુંડા બનાવેલા છે એવા, અને વાણીથી પણ અગમ્ય, ચરિત્રોથી વિચિત્ર એવા ભગવાન્ કુસુમાયુધ-કામદેવને હું નમસ્કાર કરું છું. ૧

પુણ્ય તપતું હોય ત્યાં સુધી સુખ મળે છે અને પુણ્યનો અસ્ત થતાં સુખનો પણ અસ્ત જ થાય છે.

शार्दूलविक्रीडितवृत्त

**शुभ्रं सद्म सविभ्रमा युवतयः श्वेतातपत्रोज्ज्वला**
**लक्ष्मीरित्यनुभूयते स्थिरमिव स्फीते शुभे कर्मणि ।**
**विच्छिन्ने नितरामनङ्गकलहक्रीडात्रुटत्तंतुकम्**
**मुक्ताजालमिव प्रयाति झटिति भ्रश्यद्दिशो दृश्यताम् ॥२॥**

જ્યાં સુધી શુભ કર્મ પહોંચતાં હોય ત્યાં સુધી ધવલ

મંદિર, વિલાસવાળી યુવતીઓ અને શ્વેત છત્રથી ઉજ્જ્વલ લક્ષ્મીનું સુખ સ્થિર હોય, એમ અનુભવાય છે; પણ તે કર્મનો અવધિ આવી રહેતાં તો તે સર્વે, કામક્રીડાના કલહમાં તૂટી ગયેલા દોરાવાળા મૌક્તિક હારના મૌક્તિકની પેઠે, સપાટાબંધ દશે દિશાએ વેરાઈ જાય છે—અસ્ત પામી જાય છે. ૨

વિવેકી પુરુષને પણ સ્ત્રીનાં કટાક્ષ ન વાગ્યાં હોય ત્યાં સૂધી જ તેના હૃદયમાં વિવેક રહે છે.

रथोद्धतावृत्त

तावदेव कृतिनां हृदि स्फुरत्येष निर्मलविवेकदीपकः ।
यावदेव न कुरङ्गचक्षुषां ताड्यते चपललोचनांचलैः ॥ ३ ॥

જ્યાં સૂધી કુરંગના જેવાં નેત્રવાળી સ્ત્રીઓનાં ચંચળ નેત્રકટાક્ષ ન વાગ્યાં હોય, ત્યાં સૂધી જ વિવેકી પુરુષના હૃદયમાં પણ નિર્મળ વિવેકદીપક પ્રકાશે છે. ૩

સ્ત્રીને જોઇને જેમને વિકાર થતો નથી, તેમને જ ધન્ય છે.

वसन्ततिलकावृत्त

धन्यास्त एव चपलायतलोचनानां
तारुण्यदर्पघनपीनपयोधराणाम् ।
क्षामोदरोपरिलसत्त्रिवलीलतानां
दृष्ट्वाऽऽकृतिं विकृतिमेति मनो न येषाम् ॥ ४ ॥

ચપળ અને દીર્ઘ નેત્રવાળી, યૌવનના મદમાં તણાતી, પુષ્ટ અને મોટાં પયોધરવાળી તથા જેમના કૃશ ઉદર ઉપર ત્રિવલ્લી પડેલી હોય છે એવી સ્ત્રીઓની આકૃતિ જોઇને જેમના મનમાં વિકાર થતો નથી, તે જ પુરુષોને ધન્ય છે. ૪

કહેવું સ્હેલ છે, પણ કરવું દુસ્તર છે.

मालिनिवृत्त

भवति वचसि सक्तस्यागः हिच्य वार्ता
श्रुतः खरमुखानां केवलं पण्डितानाम् ।

जघनमरुणरत्नग्रन्थिकाञ्चीकलापम्
कुवलयनयनानां को विहातुं समर्थः ॥ ५ ॥

શાસ્ત્રશ્રવણથી વાચાળ પંડિતોની વાણીમાં 'સ્ત્રીનો સંગ ન કરવો' એવી વાત જ થાય છે, પણ ત્યાગ થતો નથી; કારણ કે જેપર લાલ રત્નથી ગુંથેલો મેખલામણિ હોય છે, એવું કમળનયના સ્ત્રીઓનું જઘન તજવા કોણ સમર્થ છે? ૫

હાથીનો ગર્વ હરવામાં કેટલાક શૂરા છે, પરંતુ કામને જિતનારા તો વિરલ જ હોય છે.

वसन्ततिलकावृत्त

मत्तेभकुम्भदलने भुवि सन्ति शूराः
केचित्प्रचण्डमृगराजवधेऽपि दक्षाः ।
किंतु ब्रवीमि बलिनां पुरतः प्रसह्य
कन्दर्पदर्पदलने विरला मनुष्याः ॥ ६ ॥

મદમસ્ત હસ્તીનાં ગંડસ્થળ ફાડી નાંખે એવા શૂરા પૃથ્વી ઉપર છે અને કેટલાક પ્રચંડ સિંહનો વધ કરવામાં પણ કુશળ છે; પરંતુ હું બળવાનોની સમક્ષ આગ્રહથી કહું છું કે, કંદર્પનો દર્પ ઉતારનારા મનુષ્યો વિરલા જ છે. ૬

સ્ત્રીઓનું શું શું બંધનકર્તા નથી?

वंशस्थवृत्त

स्मितेन भावेन च लज्जया भिया पराङ्मुखैरर्धकटाक्षवीक्षणैः
वचोभिरीर्ष्याकलहेन लीलया समस्तभावैः खलु बन्धनं स्त्रियः

મંદ હાસ્ય, હાવભાવ, લજ્જા, ભય, આડું જોવું, અર્ધ વીંચેલ આંખે જોવું, મધુર ભાષણ, ઈર્ષ્યા, કલેશ અને વિલાસ, એ સ્ત્રીઓના સઘળા ભાવો પુરુષને બંધનરૂપ છે. ૭

સ્ત્રી કોને વશ કરતી નથી?

वसन्ततिलकावृत्त

एताश्चलद्वलयसंहतिमेखलोत्थ-
झङ्कारनूपुररवाहृतराजहंस्यः ।
कुर्वन्ति कस्य न मनो विवशं तरुण्यो
वित्रस्तमुग्धहरिणीसदृशाक्षिपातैः ॥ ८ ॥

ઉંચા નીચા થવાથી ખણુખણાટ કરી રહેલાં વલયોના અને મેખલાના ઝમકારથી તથા નૂપુરના શબ્દથી રાજહંસીઓનું આકર્ષણ કરનારી, ત્રાસ પામેલી સુંદર હરણીના જેવાં નેત્રના કટાક્ષથી સ્ત્રીઓ કોના મનને વ્યાકુળ કરતી નથી? તાત્પર્ય–સ્ત્રીઓ સર્વથા પુરુષને વશ કરે છે. ૮

સ્ત્રી જ સુખદુઃખનું કારણ છે.

इन्द्रवज्रावृत्त

सत्यं जना वच्मि न पक्षपाताल्लोकेषु सर्वेष्वपि तथ्यमेतत् ।
नान्यन्मनोहारि नितंबिनीभ्यो दुःखस्य हेतुर्न हि कश्चिदन्यः ९

હે જનો! નિતંબિની સ્ત્રીઓથી બીજું કંઈ (પણ) મનોહારી નથી, તેમ તેના જેવો બીજો દુઃખનો હેતુ પણ નથી જ, એમ હું પક્ષપાતથી કહેતો નથી, પણ સત્ય કહું છું. સર્વ લોકોમાં આ અતિ સત્ય છે. ૯

સ્ત્રીઓનાં સ્વાભાવિક કટાક્ષ વગેરેને જોઈ, 'આ મારા પ્રત્યે કટાક્ષ કરે છે' એમ સમજી મૂઢ પુરુષ મોહ પામે છે, તે ભમરાના દૃષ્ટાંતથી કહે છે.

इन्द्रवज्रावृत्त

लीलावतीनां सहजाः स्वभावास्त एव मूढस्य हृदि स्फुरन्ति ।
रागो नलिन्या हि निसर्गसिद्धस्तत्र भ्रमत्येव मुधा षडंघ्रिः १०

કટાક્ષ વગેરે સ્ત્રીઓના સ્વાભાવિક ધર્મો છે, અને તે ધર્મો મૂઢ પુરુષના હૃદયમાં પ્રકાશે છે. તેમાં દૃષ્ટાંત–કમળનો

રંગ સ્વભાવસિદ્ધ છે, અને તેમાં ભ્રમર વ્યર્થ જ ભમ્યા કરે છે. અભિપ્રાય–જેમ ભ્રમર કમળના રંગને જ આ રંગ મારે માટે છે એમ માને છે, તેમ મૂઢ પુરુષ સ્ત્રીઓનાં કટાક્ષને જોઈને 'આ મને કટાક્ષ મારે છે' એમ માને છે. ૧૦

સ્ત્રી ઉપર આસક્તિ જ પ્રણામ વગેરેનું કારણ થાય છે.

शार्दूलविक्रीडितवृत्त

सिद्धाध्यासितकन्दरे हरवृषस्कन्धावगाढद्रुमे
गङ्गाधौनशिलातले हिमवतः स्थाने स्थिते श्रेयसि ।
कः कुर्वीत शिरःप्रणाममलिनं म्लानं मनस्वी जनो
यद्वित्रस्तकुरङ्गशावनयना न स्युः स्मरास्त्रं स्त्रियः ॥११॥

જો ભયભીત થયેલા હરિણના બચ્ચાના જેવા નેત્રવાળી સ્ત્રીઓ કામદેવનું શસ્ત્ર ન હોય તો કયો મનસ્વી મનુષ્ય પ્રણામથી મલિન અને ખેદવાળું મસ્તક કરત? અર્થાત્ કોઈ નહીં; કારણ કે જેની ગુફામાં સિદ્ધ પુરુષો વસે છે, જેનાં વૃક્ષોની સાથે શંકરનો પોઠીઓ કાંધ ઘસે છે અને જેના શિલાતળને ગંગાજી ધૂવે છે, એવા કલ્યાણકારક હિમાલય પર્વતનું નિર્જન સ્થાન વિદ્યમાન છે. (અર્થાત્ સ્ત્રી ઉપર આસક્તિ ન થાત તો સર્વે ઉપદ્રવ રહિત હિમાલય પર્વતમાં જઈને વસત, પણ સ્ત્રીને પ્રણામ વગેરે કરત નહીં.) ૧૧

આ સંસારમાં જેમ પરોપકારથી બીજું ઉત્તમ પુણ્ય નથી, તેમ કમલ સરખાં નેત્રવાળી સ્ત્રીઓ વિના બીજું કાંઈ પણ સુંદર નથી.

शिखरिणीवृत्त

भवन्तो वेदान्तप्रणिहितधियामाप्तगुरवो
विचित्रालापानां वयमपि कवीनामनुचराः ।
तथाप्येतद्ब्रूमो नहि परहितात्पुण्यमधिकं
न चास्मिन् संसारे कुवलयदृशो रम्यमपरम् ॥१२॥

તમે વેદાંતીઓના હિતકારક ગુરુ છો, તો અમે પણ વિચિત્ર ભાષણ કરનાર કવિઓને અનુસરનાર છીએ; તથા અમે એટલું તો કહીએ છીએ કે, આ જગતમાં પરોપકારથી બીજું અધિક પુણ્ય નથી અને કમલનયના સ્ત્રીઓથી બીજું (કંઈ) સુંદર નથી! ૧૨

પર્વતના નિતંબ (તળેટી) અને સ્ત્રીના નિતંબ એ બન્ને સુખ આપનાર છે, પણ તેમાં કોણ વિશેષ સુખ આપે છે?

उपजातिवृत्त

मात्सर्यमुत्सार्य विचार्यकार्य-
मार्याः समर्यादमिदं वदन्तु ।
सेव्या नितम्बाः किमु भूधराणा-
मुत स्मरस्मेरनितम्बिनीनाम् ॥ १३ ॥

હે આર્ય પુરુષો! ઈર્ષ્યાને દૂર કરી (તથા) કાર્યનો વિચાર કરીને, શાસ્ત્રની મર્યાદા પ્રમાણે જ ઉત્તર આપો કે, શું પર્વતોના નિતંબનું સેવન કરવું, કે કામદેવનાં મંદ હાસ્યવાળી સ્ત્રીઓના નિતંબનું સેવન કરવું? ૧૩

અધિકાર પ્રમાણે પર્વતનાં નિતંબ અને સ્ત્રીઓનાં નિતંબ બન્ને સેવવાં.

मालिनीवृत्त

किमिह बहुभिरुक्तैर्युक्तिशून्यैः प्रलापै-
र्द्वयमपि पुरुषाणां सर्वदा सेवनीयम् ।
अभिनवमदलीलालालसं सुन्दरीणां
स्तनभरपरिखिन्नं यौवनं वा वनं वा ॥ १४ ॥

આ જગતમાં યુક્તિ વગરના ઘણા વ્યર્થ બકવાદનું શું પ્રયોજન છે? પુરુષોએ 'નવીન મદની લીલાથી સુંદર અને સ્તનના ભારથી મદવાળું સ્ત્રીઓનું યૌવન અથવા વન' એ બન્ને સદા સેવવાં જોઈએ. ૧૪

તાત્પર્ય–વૈરાગ્ય ન વ્યાપ્યો હોય તો યુવાન સ્ત્રી સેવવી અને વૈરાગ્ય વ્યાપ્યો હોય તો વન સેવવું, કારણ કે અવસ્થા પ્રમાણે બન્ને સુખ આપે છે.

સ્ત્રીએ આલિંગન કરાયલો જે માણસ સૂવે છે, તેને ધન્ય છે.

वसन्ततिलकावृत्त

मत्तेभकुंभपरिणाहिनि कुङ्कुमार्द्रे
कान्तापयोधरतटे रसखेदखिन्नः ।
वक्षो निधाय भुजपञ्जरमध्यवर्ती
धन्यः क्षपां क्षपयति क्षणलब्धनिद्रः ॥ १५ ॥

કામક્રીડાના પરિશ્રમથી થાકી ગયલો, મોટા હાથીના ગંડસ્થલ જેવા પહોળા અને કુંકુમથી ભીંજાએલા સ્ત્રીના સ્તન ઉપર પોતાની છાતી રાખીને સ્ત્રીના હાથરૂપી પાંજરામાં શયન કરીને, ક્ષણવાર (જે) નિદ્રામાં રાત્રિ ગાળે છે, તેને ધન્ય છે. ૧૫

તાત્પર્ય–આ જગતમાં સ્ત્રીની સાથે પરસ્પર આલિંગન કરીને સૂવું, તે જ સુખનું કારણ છે.

અતિ રૂપવાળી સ્ત્રીને જોઈ મોહ પામેલ અને તે ન પ્રાપ્ત થતાં કોઈ પુરુષની 'આ સ્ત્રી દુર્લભ છે' એમ જણાવનારી ઉક્તિ.

शिखरिणीवृत्त

अनाघ्रातं पुष्पं किसलयमलूनं कररुहै-
रनाविद्धं रत्नं मधु नवमनास्वादितरसम् ।
अखण्डं पुण्यानां फलमिव च तद्रूपमनघम् ।
न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधिः॥१६॥

કુમારિકાનું રૂપ ન સુંઘેલાં પુષ્પ જેવું છે, નખવડે ન છેદાયલા નવાંકુર જેવું છે, ન વિંધેલાં રત્ન જેવું છે, ન ચાખેલાં નવાં મધ જેવું છે અને પુણ્યનાં અખંડ ફળ જેવું છે, તો કયા ભોક્તા પુરુષને તે સ્ત્રી બ્રહ્મા મેળવી આપશે, એ હું જાણતો નથી. ૧૬

તૃષ્ણા જિતાય એવી નથી.

स्रग्धरावृत्त

**राजन् तृष्णाम्बुराशेर्न हि जगति गतः कश्चिदेवावसानं**
**कोवाऽर्थोऽर्थैः प्रभूतैः स्ववपुषि गलिते यौवने सानुरागः ।**
**गच्छामः सद्म यावद्विकसितनयनेन्दीवरालोकिनीना-**
**माक्रम्याक्रम्य रूपं झटिति न जरया लुप्यते प्रेयसीनाम् ॥१७॥**

હે રાજન્! જગતમાં કોઇ પણ પુરુષ તૃષ્ણારૂપી સમુદ્રના પારને પહોંચ્યો નથી. માટે પુષ્કળ ધનનું શું પ્રયોજન છે? (અર્થાત્ કંઈ નહીં.) પોતાનું શરીર શિથિલ થાય છે, ત્યારે યૌવનની ઇચ્છા રહે છે; માટે ફૂલેલાં શ્યામ કમલ જેવાં નેત્રવાળી પ્યારી સ્ત્રીઓનાં રૂપનો ઘડપણ જલદી બળાત્કારથી નાશ ન કરે, તેટલા વખતમાં અમે ઘેર જઇએ. ૧૭

પરદેશમાં કમાવા ગયેલા પુરુષની આ ઉક્તિ છે.

आर्या

**उपरि घनं घनपटलं तिर्यग्गिरयोऽपि नर्तितमयूराः ।**
**क्षितिरपि कन्दलधवला दृष्टिं पथिकः क यापयतु ॥ १८ ॥**

ઉપર જુવે તો મેઘનો ઘાટો સમુદાય છે, આડું જુવે તો જેમાં મયૂરો નાચે છે તેવા પર્વતો છે અને પૃથ્વી પણ નવાંકુરથી ધોળી છે, ત્યારે પ્રવાસી પુરુષ કેઈ તરફ જોઈ દૃષ્ટિને સુખ આપે? ૧૮

અર્થાત્–સ્ત્રીનો સહવાસ જ સુખનું કારણ છે.

આ સંસારમાં પંડિતોનો બે પ્રકારે કાળક્ષેપ થાય છે.

स्रग्धरावृत्त

**संसारेऽस्मिन्नसारे परिणतितरले द्वे गती पण्डितानां**
**तत्त्वज्ञानामृताम्भःप्लवलुलितधियां यातु कालः कदाचित् ।**
**नोचेन्मुग्धाङ्गनानां स्तनजघनघनाभोगसंसर्गिणीनां**
**स्थूलोपस्थस्थलीषु स्थगितकरतलस्पर्शलोलोद्यमानाम् ॥१९॥**

આ અસાર અને નાશવાળા સંસારમાં પંડિતોની બે પ્રકારની પ્રવૃત્તિ હોય છે. તેઓએ કદાચિત્ તત્ત્વજ્ઞાનરૂપી અમૃત જળમાં બુદ્ધિને ગોથાં મરાવવામાં કાળ કાઢવો; પરંતુ જો પોતાને તત્ત્વજ્ઞાન ન હોય તો સ્થિરતાથી ભરાઉ સ્તન અને ભરાઉ જાંઘવાળી મુગ્ધાંગનાના મોટા ઉપસ્થ સ્થળમાં તૃષ્ણાસહિત હસ્તતલથી સ્પર્શ કરવામાં ઉદ્યમી થઈ કાળક્ષેપ કરવો. ૧૯

તાત્પર્ય–જ્ઞાન થયું હોય તો સર્વદા તત્ત્વવિચાર કરવો, નહીં તો સર્વદા સ્ત્રીસેવન કરવું.

વિદ્વાન્ પુરુષ પણ સ્ત્રીને જોઈ મોહ પામે છે.

शार्दूलविक्रीडितवृत्त

कान्तेत्युत्पललोचनेति विपुलश्रोणीभरे[illegible]त्सुकः
पीनोत्तुङ्गपयोधरेति सुमुखाम्भोजेति सुभ्रूरिति ।
दृष्ट्वा मुह्यति मोदतेऽभिरमते प्रस्तौति विद्वानपि
प्रत्यक्षामलिपुत्रिकां स्त्रियमहो मोहस्य दुश्चेष्टितम् ॥ २० ॥

કેવું આશ્ચર્ય છે કે, વિદ્વાન્ પુરુષ પણ પ્રત્યક્ષ છરીના જેવી સ્ત્રીને જોઈ મોહ પામે છે, પ્રસન્ન થાય છે, અને તેમાં અત્યાસક્ત થઈને જ સ્તુતિ કરે છે અને ક્રીડા કરે છે કે–હે કાંતા! હે કમલ જેવાં નેત્રવાળી! હે મોટા નિતંબવાળી! હે ભરાઉ અને ઉંચા સ્તનવાળી! હે કમલ જેવાં સુંદર મુખવાળી! અને હે સુંદર ભ્રૂકુટિવાળી! અહો આ મોહની ખરાબ ચેષ્ટા છે. ૨૦

અર્થાત્–મોહથી વિદ્વાન્ પણ સ્ત્રીમાં લંપટ થાય છે.

નીચેના પાંચ શ્લોકથી શૃંગારના આલંબનરૂપ સ્ત્રીનું વર્ણન કરવામાં આવે છે.

शिखरिणीवृत्त

कचित्सु[illegible]भङ्गैः कचिदपि च लज्जा[illegible]रिगतैः
कचिद्भीतित्रस्तैः कचि[illegible]पि च लीलाविल[illegible]सितैः ।

**नवोढानामेतैर्वदनकमलैर्नेत्रचलितैः**
**स्फुरन्नीलाब्जानां प्रकरपरिकीर्णा इव दिशः ॥ २१ ॥**

કોઈ વેળા સુંદર ભ્રુકુટિભંગવાળાં, કોઈ વેળા લજ્જાથી કરેલાં હાવભાવવાળાં, કોઇ વેળા ભયથી ચમકેલાં, કોઇ વેળા લીલાથી કરેલા હાવભાવવાળાં તેમ જ નેત્રના વિલાસવાળાં નવોઢાનાં મુખકમળોથી દિશાઓ, જાણે ડોલતા શ્યામ કમળના સમુદાયથી, છવાયલી હોય તેવી જણાય છે. ૨૧

તાત્પર્ય—સ્ત્રીઓ ઉપર અત્યંત આસક્ત પુરુષોને સ્ત્રીઓનાં મુખ વગેરેનું સ્મરણ થાય છે અને તેના જેવી બીજી વસ્તુઓનું પણ સ્મરણ થાય છે.

સ્ત્રીઓનું સ્વાભાવિક ભૂષણ.

शार्दूलविक्रीडितवृत्त

**वक्त्रं चन्द्रविडम्बि पङ्कजपरीहासक्षमे लोचने**
**वर्णः स्वर्णमपाकरिष्णुरलिनीजिष्णुः कचानां चयः ।**
**वक्षोजाविभकुम्भविभ्रमहरौ गुर्वी नितम्बस्थली**
**वाचोहारि च मार्दवं युवतिषु स्वाभाविकं मण्डनम् ॥ २२ ॥**

ચંદ્રનો તિરસ્કાર કરે તેવું મુખ, કમળનો પરિહાસ કરવામાં સમર્થ એવાં નેત્ર, સોનાથી સરસ વર્ણ (અંગરંગ), ભ્રમર જેવા શ્યામ કેશ, હાથીના ગંડસ્થળની શોભાને હરી લે તેવાં (ભરાઉ) સ્તન, ભારે નિતંબ, મનોહર વચન અને કોમળપણું, આ સ્ત્રીઓનું સ્વાભાવિક ભૂષણ છે. ૨૨

એક જ સ્ત્રી જો આસક્ત હોય તો અમૃતની પેઠે સુખ આપે છે અને વિરક્ત હોય તો ઝેરની પેઠે દુઃખ આપે છે.

अनुष्टुभ्वृत्त

**नामृतं न विषं किंचिदेकां मुक्त्वा नितम्बिनीम् ।**
**सैवामृतलता रक्ता विरक्ता विषवल्लरी ॥ २३ ॥**

એક સ્ત્રીને છોડી બીજું કાંઇ અમૃત કે ઝેર નથી–અર્થાત્ એ જ અમૃત અને ઝેરરૂપ છે; કારણ કે સ્ત્રી જો આસક્ત હોય તો અમૃતની વેલી જેવી થઇ પડે છે, એટલે તેના જેવું સુખ આપે છે, અને જો વિરક્ત હોય તો વિષવેલી થઇ પડે છે, એટલે તેના જેવું દુઃખ આપે છે. ૨૩

સ્વાભાવિક કટાક્ષ વગેરે ભાવ સ્ત્રીઓને અલંકારની પેઠે શોભા આપે છે ને શસ્ત્રની પેઠે પુરુષોના હૃદયને ભેદે છે.

शालिनीवृत्त

भ्रूचातुर्याकुञ्चिताक्षाः कटाक्षाः
स्निग्धा वाचो लज्जितांताश्च हासाः ।
लीलामन्दं प्रस्थितं संस्मितं च
स्त्रीणामेतद्भूषणं चायुधं च ॥ २४ ॥

ભ્રુકુટિનાં ચાતુર્યથી સંકોચવાળાં છે નેત્ર જેનાં એવાં કટાક્ષ, પ્રેમવાળાં વચનો, લજ્જાવાળાં હાસ્યો, લટકાથી મંદ મંદ ચાલવું અને મંદ મંદ હાસ્ય, આ સઘળાં સ્ત્રીઓનાં અલંકાર અને શસ્ત્ર છે. ૨૪

આવતી જુવાની વખતે સ્ત્રીઓના જે જે ભાવ થાય છે, તે સઘળા સુંદર હોય છે.

शिखरिणीवृत्त

स्मितं किञ्चिद्वक्त्रे सरलतरलो दृष्टिविभवः
परिस्पन्दो वाचामभिनवविलासोक्तिसरसः ।
गतीनामारम्भः किसलयितलीलापरिकरः
स्पृशन्त्यास्तारुण्यं किमिह नहि रम्यं मृगदृशः॥२५॥

મુખ ઉપર મંદ મંદ હાસ્ય, સરલ અને તરલ–દૃષ્ટિનો વૈભવ, નવીન શૃંગારમય ભાષણોથી સરસ એવી વાણીની રચના અને નવાંકુરવાળી લીલાના સમૂહવાળો ગમનનો આરંભ, આ

સઘળા આવતી જુવાનીવાળી સ્ત્રીના ગુણોમાં કયો ગુણ મનોહર નથી ?–અર્થાત્ સર્વે મનોહર છે. ૨૫

પુરુષ જ્યાં સુધી સ્ત્રીઓની દૃષ્ટિરૂપી બાણથી વિંધાતો નથી, ત્યાં સુધી સન્માર્ગ વગેરેનું આચરણ કરે છે.

स्रग्धरावृत्त

**सन्मार्गे तावदास्ते प्रभवति पुरुषस्तावदेवेन्द्रियाणाम्**
**लज्जां तावद्विधत्ते विनयमपि समालम्बते तावदेव ।**
**भ्रूचापाकृष्टमुक्ताः श्रवणपथगता नीलपक्ष्माण एते**
**यावल्लीलावतीनां न हृदि धृतिमुषो दृष्टिबाणाः पतन्ति ॥२६॥**

ભ્રુકુટિરૂપ ધનુષથી કાન સૂધી ખેંચીને મૂકેલાં, શ્યામ છેડાવાળાં અને ધૈર્યને ચોરનારાં સ્ત્રીઓની દૃષ્ટિરૂપી બાણ, જ્યાં સૂધી હૃદયમાં પેસતાં નથી ત્યાં સૂધી પુરુષ સન્માર્ગમાં રહે છે, ઇંદ્રિયોને વશમાં રાખે છે, લજ્જા રાખે છે અને વિનયનો પણ ત્યાંજ સૂધી આશ્રય કરે છે. ૨૬

અમૃત જેવું પણ સ્ત્રીમુખ પરિણામમાં વિષ જેવું થાય છે, તેપર ઝેર કોચલાંનાં વૃક્ષનું દૃષ્ટાંત.

शिखरिणीवृत्त

**यदेतत्पूर्णेन्दुद्युतिहरमुदाराकृतिधरं**
**मुखाब्जं तन्वङ्ग्याः किल वसति यत्राधरमधु ।**
**इदं तत्किंपाकद्रुमफलमिदानीमतिरसं**
**व्यतीतेऽस्मिन्काले विषमिव भविष्यत्यसुखदम् २७**

જેમાં અધરામૃતનો વાસ છે એવું, સોળે કળાએ ઉગેલા ચંદ્રની કાંતિને પણ ઝાંખી પાડે એવું અને સરલ આકૃતિવાળું આ નાજુકડીનું મુખકમળ ઝેર કોચલાં જેવું છે. તથાપિ યૌવન-કાળે અતિ રસથી ભરેલું લાગે છે; પણ જુવાની જતી રહ્યા પછી ઝેર જેવું દુઃખકર થઇ પડશે છે. ૨૭

હવે સંસારમાં દુષ્ટ રાજાના મહેલના દરવાજાની સેવા કરવાથી ખેદ પામેલા મનવાળા પુરુષો તરુણસ્ત્રીઓના આધારથી સ્થિર ચિત્તવાળા થાય છે.

स्रग्धरावृत्त

संसारेऽस्मिन्नसारे कुनृपतिभवनद्वारसेवावलम्ब-
व्यासङ्गध्वस्तधैर्यं कथममलधियो मानसं संनिदध्युः ।
यद्येताः प्रोद्यदिन्दुद्युतिनिचयभृतो न स्युरम्भोजनेत्राः
प्रेङ्खत्काञ्चीकलापाः स्तनभरविनमन्मध्यभागास्तरुण्यः ॥२८॥

આ અસાર સંસારમાં, જો ઉગતા ચંદ્રની કાંતિના સમુદાયને ધારણ કરવાવાળી, કમળ જેવાં નેત્રવાળી, ખણખણાટ કરતી કટિમેખલાવાળી અને સ્તનના ભારથી જેના મધ્ય ભાગ નમતા હોય છે એવી તરુણ સ્ત્રીઓ ન હુત તો, દુષ્ટ રાજાના મહેલના દરવાજાની સેવાના આધારના અભ્યાસથી જેનું ધૈર્ય રહેતું નથી, એવા સ્વચ્છ બુદ્ધિવાળા પુરુષો, પોતાનાં મનને કયે પ્રકારે સ્થિર રાખત? અર્થાત્ કોઇ પ્રકારે સ્થિર રાખી શકત નહીં. ૨૮

સાર–દુષ્ટ રાજાની સેવાથી મનમાં ખેદ પામતા પુરુષોનું ચિત્ત ઉપર વર્ણવેલી સ્ત્રીના સેવનથી સ્થિર થાય છે.

વસંત ઋતુ આવે ત્યારે કામને ઉદ્દીપન કરનાર પદાર્થોના ગુણો પ્રકટ થાય છે, એ સંબંધે પાંચ શ્લોકથી વસંત ઋતુનું વર્ણન.

हरिणीवृत्त

परिमलभृतो वाताः शाखा नवाङ्कुरकोटयो
मधुरविरुतोत्कण्ठा वाचः प्रियाः पिकपक्षिणाम् ।
विरलसुरतस्वेदोद्गारा वधूवदनेन्दवः
प्रसरति मधौ राज्यां जातो न कस्य गुणोदयः ॥२९॥

વસંત ઋતુનો ફેલાવ થાય છે ત્યારે વાયુ સુગંધીને ધારણ કરે છે (એટલે સુગંધી વાયુ વાય છે), શાખાઓમાં કરોડો

નવાંકુર આવે છે, કોયલો ઉત્કંઠા ઉત્પન્ન કરનારી મધુર ને પ્રિય વાણી બોલે છે અને રાત્રિમાં ચંદ્ર જેવાં સ્ત્રીઓનાં મુખ ઉપર કામ ક્રીડાના પરિશ્રમથી પારવાં પારવાં પસીનાનાં મોતીઓ બંધાય છે, માટે વસંત ઋતુમાં કોના ગુણનો ઉદય થતો નથી? અર્થાત્ સર્વના ગુણનો ઉદય થાય છે. ૨૯

द्रुतविलंबितवृत्त

**मधुरयं मधुरैरपि कोकिलाकलकलैर्मलयस्य च वायुभिः ।**
**विरहिणः प्रणिहन्ति शरीरिणं विपदि हन्त सुधापि विषायते॥**

આ વસંત ઋતુ, કોયલના મધુર કલરવોથી અને મલયાચળના વાયુઓથી વિરહી પુરુષોને સંતાપે છે. વિપત્તિમાં અમૃત પણ વિષ જેવું થઈ પડે છે. ૩૦

शार्दूलविक्रीडितवृत्त

**आवासः किल किंचिदेव दयितापार्श्वे विलासालसः**
**कर्णे कोकिलकामिनीकलरवः स्मेरो लतामण्डपः ।**
**गोष्ठी सत्कविभिः समं कतिपयैः सेव्याः शितांशोः कराः**
**केषांचित्सुखयन्त्यवेहि हृदये चैत्रे विचित्राः क्षपाः ॥ ३१ ॥**

હે જન! ચૈત્ર માસની વિચિત્ર રાત્રિઓ કોઈ પુરુષોને હૃદયમાં સુખ ઉપજાવે છે એમ સમજ. કારણ કે તે રાત્રિઓ નાની થવાથી સ્ત્રીના પડખામાં વિલાસથી મંદ એવો આવાસ થોડો થાય છે-એટલે તેની પાસે થોડો વખત રહેવાય છે અને કાનમાં કોયલોનો મધુર કલરવ સાંભળવામાં આવે છે, લતામંડપ પ્રફુલ્લિત થાય છે, કેટલાક સારા કવિઓની સાથે આલાપ થાય છે અને ચન્દ્રનાં કિરણો સેવવા લાયક થાય છે. ૩૧

शार्दूलविक्रीडितवृत्त

**पान्थस्त्रीविरहानला तिकथामातन्वती मञ्जरी**
**माकन्देषु पिकाङ्गनाभिरधुना सोत्कण्ठमालोक्यते ।**

**अप्येते नवपाटलापरिमलप्राग्भारपाटच्चरा**
**वान्ति क्लान्तिवितानतानवकृतः श्रीखण्डशैलानिलाः ॥३२॥**

વસંત કાળમાં આંબરાઈઓમાં રહેલી કોયલો પ્રવાસી જનની સ્ત્રીઓને વિરહરૂપી અગ્નિમાં હોમવાની વાતો કરતી આંબાની મંજરીને ઉત્કંઠાથી નિહાળ્યા કરે છે અને નવીન પાટલાંનાં પુષ્પોની પુષ્કળ સુગંધીને ચોરવાવાળા, એટલે તેના સુગંધીવાળા અને મોટા પરિશ્રમને દૂર કરવાવાળા મલયાચળના વાયુઓ વાય છે. ૩૨

आर्या

**सहकारकुसुमकेसरनिकरभरामोदमूर्छितदिगन्ते ।**
**मधुरमधुविधुरमधुपे मधौ भवेत्कस्य नोत्कण्ठा ॥ ३३ ॥**

વસંત ઋતુ કે જેમાં આંબાનાં પુષ્પ (મોર)ના સમુદાયની સુગંધી દિશાઓમાં ફેલાય છે અને જેમાં સુંદર મકરંદથી ભ્રમરાઓ વ્યાકુળ થાય છે, એવી વસંત ઋતુમાં કોને ઉત્કંઠા થતી નથી? અર્થાત્ સર્વને થાય છે. ૩૩

ગ્રીષ્મ ઋતુમાં પણ હર્ષ અને કામદેવને વધારનાર પદાર્થો છે, માટે તે પદાર્થો બતાવીને વસંત ઋતુનું વર્ણન કર્યા પછી ત્રણ શ્લોકથી ગ્રીષ્મ ઋતુનું વર્ણન કરે છે.

वसन्ततिलकावृत्त

**[illegible] मृगाक्ष्यो**
**धारागृहाणि कुसुमानि च कौमुदी च ।**
**मन्दो मरुत्सुमनसः शुचि हर्म्यपृष्ठं**
**ग्रीष्मे मदं च मदनं च विवर्धयन्ति ॥ ३४ ॥**

સ્વચ્છ અને આર્દ્ર ચંદન રસથી જેઓના હાથ ભીંજાયલા હોય છે એવી હરિણાક્ષીઓ, ફુવારાવાળાં ઘર, પુષ્પ, ચાંદની,

સુખકારક સ્પર્શવાળો વાયુ, માલતી લતા અને ધવલ અગાશીઓ, ગ્રીષ્મ ઋતુમાં હર્ષ અને કામદેવને વધારે છે. ૩૪

शिखरिणीवृत्त

स्रजो हृद्यामोदा व्यजनपवनश्चन्द्रकिरणाः
परागः कासारो मलयजरजः सीधु विशदम् ।
शुचिः सौधोत्सङ्गः प्रतनु वसनं पङ्कजदृशो
निदाघार्ता ह्येतत्सुखमुपलभन्ते सुकृतिनः ॥ ३५ ॥

ગ્રીષ્મ ઋતુથી પીડાયલા પુણ્યવાન્ પુરુષોને મનોહર સુગંધવાળી માળાઓ, પંખાનો પવન, ચંદ્રનાં કિરણો, મકરંદ, સરોવર, ચંદનનું ચૂર્ણ, સ્વચ્છ મદ્ય, મહેલનો શુદ્ધ મધ્ય ભાગ, ઝીણું વસ્ત્ર અને કમલ જેવાં નેત્રવાળી સ્ત્રીઓ, આટલી વસ્તુનું સુખ મળે છે. ૩૫

शिखरिणीवृत्त

सुधाशुभ्रं धाम स्फुरदमलरश्मिः शशधरः
प्रियावक्त्राम्भोजं मलयजरजश्चातिसुरभि ।
स्रजो हृद्यामोदास्तदिदमखिलं रागिणि जने
करोत्यन्तः क्षोभं न तु विषयसंसर्गविमुखे ॥ ३६ ॥

કળી ચૂના વગેરેથી સફેત ઘર, સ્ફુરાયમાન અને સ્વચ્છ કિરણોવાળો ચંદ્ર, કમલ જેવું સ્ત્રીનું મુખ, અતિ સુગંધી ચંદનનું ચૂર્ણ અને મનોહર સુગંધીવાળી માળાઓ, આ સઘળી વસ્તુઓ, આસક્તિવાળા પુરુષના મનમાં વિકાર ઉત્પન્ન કરે છે, પરંતુ વિષયના સંબંધથી વિમુખ એટલે વૈરાગ્યવાળા પુરુષના મનમાં વિકાર ઉત્પન્ન કરતી નથી. ૩૬

પાંચ શ્લોકથી વર્ષાઋતુનું વર્ણન.

दोधकवृत्त

तरुणीवेषा दीपितकामा विकसितजातिः [illegible]व्यलुगान्धः ।
उन्नतपीनपयोधरभारा प्रावृट् तनुते कस्य न हर्षम् ॥ ३७ ॥

જેમ સ્ત્રીમાં કામ ઉત્પન્ન થાય છે તેમ વર્ષા ઋતુથી પણ કામ ઉત્પન્ન થાય છે; જેમ સ્ત્રી કેશમાં જાઇનાં પુષ્પને ધારણ કરે છે, તેમ વર્ષા ઋતુમાં પણ જાઇનાં પુષ્પો ફૂલે છે; જેમ સ્ત્રીનાં શરીર વગેરેમાં સુંદર સુગંધી હોય છે, તેમ વર્ષા ઋતુમાં પણ સુંદર સુગંધી હોય છે; જેમ સ્ત્રીઓમાં ઉંચા ને મોટા પયોધર (સ્તન) હોય છે, તેમ વર્ષાઋતુમાં પણ ઉંચા ને મોટા પયોધર (મેઘ) હોય છે; માટે સ્ત્રીની પેઠે વર્ષાઋતુ કોના હર્ષને વધારતી નથી? અર્થાત્ સર્વના હર્ષને વધારે છે. ૩૭

मालिनीवृत्त

वियदुपचितमेघं भूमयः कन्दलिन्यो
नवकुटजकदम्बामोदिनो गन्धवाहाः ।
शिखिकुलकलकेकारावरम्या वनान्ताः
सुखिनमसुखिनं वा सर्वमुत्कंण्ठयन्ति ॥ ३८ ॥

વધેલા મેઘવાળું આકાશ, નવાંકુરવાળી પૃથ્વીઓ, નવીન ઇંદ્રજવ અને કદંબની સુગંધીવાળા વાયુઓ અને મયૂરોના મધુર શબ્દોથી સુંદર વનના ભાગો–આ વસ્તુઓ, વિયોગી અથવા વિયોગ વગરના સર્વ પુરુષોને ઉત્કંઠાવાળા કરે છે. ૩૮

शिखरिणीवृत्त

इतो विद्युद्वल्लीविलसितमितः केतकितरोः
स्फुरद्गन्धः प्रोद्यज्जलदनिनदस्फूर्जितमितः ।
इतः केकिक्रीडाकलकलरवः पक्ष्मलदृशां
कथं यास्यन्त्येते विरहदिवसाः संभृतरसाः ॥ ३९ ॥

એક તરફ વિજળીના ચમકારા, એક તરફ કેવડાની સ્ફુરી રહેલી સુગંધ, એક તરફ આકાશમાં થતી મેઘગર્જના, અને એક તરફ કળા કરતા મયૂરોનો મધુરો કલરવ થાય છે, માટે પુષ્કળ

છે શૃંગાર રસ જેમાં, એવા વિરહિણી સ્ત્રીઓના આ વિરહના દિવસો કેમ નીકળશે ? ૩૯

शिखरिणीवृत्त

असूचीसंसारे तमसि नभसि प्रौढजलद-
ध्वनिप्राये तस्मिन्पतति दृषदां नीरनिचये ।
इदं सौदामिन्याः कनककमनीयं विलसितं
मुदं च ग्लानिं च प्रथयति पथिष्वेव सुदृशाम् ॥४०॥

જેમાંથી સોઇનો સંચાર પણ થઈ શકે નહિ એવું અંધારું છવાઈ રહ્યું છે, પ્રૌઢ મેઘની ગંભીર ગર્જનાઓ થાય છે, શ્રાવણ માસ ચાલે છે, કરાની સાથે ધોધબંધ વૃષ્ટિ પડે છે. આ વખતે માર્ગોમાં સોનાના જેવો સુંદર વિજળીનો ચમકારો, સ્ત્રીઓને હર્ષ અને ખેદ આપે છે. ૪૦

અભિપ્રાય–'મારો પતિ આવતો હશે,' એવી આશાથી માર્ગ તરફ જોતી પ્રવાસિની સ્ત્રીને વિજળીનો પ્રકાશ થવાથી હર્ષ થાય છે અને તે વિજળી કામોદ્દીપક છે, માટે ખેદ થાય છે.

शार्दूलविक्रीडितवृत्त

आसारेण न हर्म्यतः प्रियतमैर्यातुं बहिः शक्यते
शीतोत्कम्पनिमित्तमायतदृशा गाढं समालिङ्ग्यते ।
जाताः शीतलशीकराश्च मरुतश्चात्यन्तखेदच्छिदो
धन्यानां बत दुर्दिनं सुदिनतां याति प्रियासंगमे ॥४१॥

વૃષ્ટિ પડવાથી પતિ મહેલમાંથી બહાર જઈ શકતો નથી અને ટાઢને લીધે કંપવાથી સ્ત્રીઓ પતિને ગાઢ આલિંગન કરે છે ને શીતલ છાંટાવાળા હોવાથી જ અતિ પરિશ્રમને દૂર કરનારા વાયુઓ વાય છે, એવી રીતે ધન્ય પુરુષોને દુર્દિન (મેઘથી અંધરાયલો દિવસ) પણ, સ્ત્રીના સમાગમથી સુદિન (સારો દિવસ) થાય છે. ૪૧

શરદ્ ઋતુનું વર્ણન.

स्रग्धरावृत्त

**अर्धं नीत्वा निशायाः सरभससुरतायासखिन्नश्लथाङ्गः**
**प्रोद्भूतासह्यतृष्णो मधुमदनिरतो हर्म्यपृष्ठे विविक्ते ।**
**संभोगक्लान्तकान्ताशिथिलभुजलतावर्जितं कर्करीतो**
**ज्योत्स्नाभिन्नाच्छधारं पिबति न सलिलं शारदं मन्दभाग्यः ॥**

એકાંત એવી અગાસીમાં અર્ધ રાત્રિ ગાળી કાઢયા પછી સવેગ કામક્રીડાના પ્રયાસને લીધે ખિન્ન થવાથી જેના અવયવો શિથિલ હોય, જેને સહન ન થઈ શકે તેવી તૃષા ઉત્પન્ન થયેલી હોય અને જે મદિરાના મદવાળો હોય તેવો જે પુરુષ કામક્રીડાથી થાકી ગયેલી કાન્તાએ શિથિલ હાથથી આણેલું અને ચંદ્રના પ્રકાશથી સ્વચ્છ ધારાવાળું શરદ્ ઋતુનું જળ, ઝારી (કરવડા)થી પીતો નથી, તે કમનસીબ સમજવો. ૪૨

હેમંત ઋતુનું વર્ણન.

शार्दूलविक्रीडितवृत्त

**हेमन्ते दधिदुग्धसर्पिरशना माञ्जिष्ठवासोभृतः**
**काश्मीरद्रवसान्द्रदिग्धवपुषः खिन्ना विचित्रै रतैः ।**
**पीनोरुस्तनकामिनीजनकृताश्लेषा गृहाभ्यन्तरे**
**ताम्बूलपूगपूरितमुखा धन्याः सुखं शेरते ॥ ४३ ॥**

હેમંત ઋતુમાં જેઓને દૂધ, દહીં ને ઘી ખાવાના હોય છે, જેઓ કુસુંબાં વસ્ત્ર પહેરે છે, જેઓ શરીરે જાડું કેસર ચોપડે છે, વિચિત્ર એવી કામક્રીડાથી ખિન્ન રહે છે, ભરાઉ સાથળ અને સ્તનવાળી સ્ત્રીઓ જેને આલિંગન કરે છે અને જેઓનાં મોઢાં નાગરવેલના પાન તથા સોપારીથી ભરેલાં હોય છે, એવી રીતે જે પુરુષો શયન કરે છે, તે પુરુષોને ધન્ય છે. ૪૩

શિશિર ઋતુનું વર્ણન.

स्रग्धरावृत्त

**चुम्बन्तो गण्डभित्तीरलकवति मुखे सीत्कृतान्यादधाना**
**वक्षःसूत्कञ्चुकेषु स्तनभरपुलकोद्भेदमापादयन्तः ।**
**ऊरूनाकम्पयन्तः पृथुजघनतटात्स्रंसयन्तोंऽशुकानि**
**व्यक्तं कान्ताजनानां विटचरितकृतः शैशिरा वान्ति वाताः॥४४**

સ્ત્રીઓના ગાલનું ચુંબન કરતા, વાંકા કેશવાળા મુખમાં સીત્કાર કરાવતા, કાંચળી વગરનાં વક્ષઃસ્થલમાં સ્તન ઉપર રોમાંચ ઉત્પન્ન કરતા, સાથળને કંપાવતા અને પહોળાં જઘન ઉપરથી વસ્ત્રોને ખસેડતા, એવી રીતે શિશિર ઋતુના વાયુઓ વ્યભિચારી પુરુષોની પેઠે આચરણ કરતા વાય છે. ૪૪

शार्दूलविक्रीडितवृत्त

**केशानाकलयन्दृशौ मुकुलयन् वासो बलादाक्षिप-**
**न्नातन्वन्पुलकोद्गमं प्रकटयन्नङ्गेषु कम्पं गतैः ।**
**वारंवारमुदारसीत्कृतकृतो दन्तच्छदान् पीडय-**
**न्प्रायः शैशिर एष संप्रति मरुत्कान्तासु कान्तायते ॥४५॥**

શિશિર ઋતુનો વાયુ, વાળને આમ તેમ ડોલાવે છે, નેત્રને બંધ કરે છે, બળાત્કારથી વસ્ત્ર ખેંચે છે, રોમાંચ વધારે છે, ગમનથી શરીરમાં કંપને પ્રકટ કરે છે અને વારંવાર જોરથી સીત્કાર કરવાવાળા હોઠને પીડે છે, માટે આ શિશિર ઋતુનો વાયુ સ્ત્રીઓ પાસે પતિની પેઠે આચરણ કરે છે. ૪૫

અભિપ્રાય-જેમ પતિ સ્ત્રીના કેશ ફેરવવા વગેરે કરે છે, તેમ શિશિર ઋતુનો વાયુ પણ કરે છે.

स्रग्धरावृत्त

**प्रोद्यत्प्रौढप्रियंगुद्युतिभृति विदलत्कुन्दमाद्यद्द्विरेफे**
**काले प्रालेयवातप्रचलविकसितोद्दाममन्दारदाम्नि ।**

**येषां नो कण्ठलग्ना क्षणमपि तुहिनक्षोदरक्षा मृगाक्षी**
**तेषामायामयामा यमसदनसमा यामिनी याति यूनाम् ॥४६॥**

જેમાં ખીલતા પ્રિયંગુની શોભા થાય છે, જેમાં ભ્રમરો ખીલતા કુન્દથી મદવાળા થાય છે અને જેમાં ઠંડા વાયુથી ચલાયમાન મંદાર વૃક્ષોની માળા ફૂલે છે. એવા સમયમાં ટાઢથી રક્ષા કરનારી સ્ત્રી ક્ષણવાર પણ જેઓના કંઠને વળગતી નથી તે યુવાન્ પુરુષોની રાત્રિ મોટા પહોરવાળી ને યમના ઘર સરખી થાય છે, એટલે અત્યંત દુઃખ કરનારી થઈ પડે છે. ૪૬

સ્ત્રીના નાકના મોતિનું ચન્દ્રની ઉત્પ્રેક્ષાથી વર્ણન નીચલા શ્લોકથી કર્યું છે.

उपजातिवृत्त

**सुधामयोऽपि क्षयरोगशान्त्यै नासाग्रमुक्ताफलकच्छलेन ।**
**अनङ्गसंजीवनदृष्टिशक्तिर्मुखामृतं ते पिबतीव चन्द्रः ॥ ४७ ॥**

હે સ્ત્રી! ચંદ્ર જો કે અમૃતરૂપ છે, માટે જ દૃષ્ટિના સામર્થ્યથી કામદેવને જીવાડે છે, (કામદેવ ઉત્પન્ન કરે છે;) તોપણ તે ક્ષય રોગની શાન્તિમાટે નાસિકામાં પહેરેલાં મુક્તાફળના મિષથી તારા મુખનું અમૃત પીતો હોય, તેમ હું માનું છું. ૪૭

સંસારના સુખની ઇચ્છાવાળા પુરુષે સ્ત્રીનો સહવાસ અવશ્ય કરવો, પણ સંસારને તરવાની ઇચ્છાવાળા પુરુષે કરવો નહીં, તેપર શ્લોક.

अनुष्टुभ्वृत्त

**संसारोदधिनिस्तारपदवी न दवीयसी ।**
**अन्तरादुस्तरा न स्युर्यदि रे मदिरेक्षणाः ॥ ४८ ॥**

જો સંસારસમુદ્રમાં દુસ્તર એવી મદિરેક્ષણાઓ (સ્ત્રીઓ) ન હોત તો તેને તરવાનો માર્ગ કાંઇ દૂર નથી. ૪૮

અભિપ્રાય—જો વૈરાગ્ય પામવો હોય તો સ્ત્રીનો સંગ તજવો ને જો ન પામવો હોય તો સંસારના સુખની ઈચ્છાવાળાએ સ્ત્રીનો સંગ કરવો.

ઉપલીજ વાત બીજે પ્રકારે કહે છે.

अनुष्टुभ्वृत्त

कामिनीकायकान्तारे कुचपर्वतदुर्गमे ॥
मा संचर मनःपान्थ तत्रास्ते स्मरतस्करः ॥ ४९ ॥

હે મનઃપાન્થ! જેમાં કુચરૂપી દુર્ગમ પર્વત આવેલા છે એવા કામિની—સ્ત્રીરૂપી વનમાં થઈને ન જા; કારણ કે તેમાં કામરૂપી ચોર વસે છે. ૪૯

સઘળા અનર્થોનું મૂળ યૌવન છે તે નીચલા શ્લોકથી જણાવે છે.

स्रग्धरावृत्त

रागस्यागारमेकं नरकशतमहादुःखसंप्राप्तिहेतु-
र्मोहस्योत्पत्तिबीजं जलधरपटलं ज्ञानताराधिपस्य ।
कन्दर्पस्यैकमित्रं प्रकटितविविधस्पष्टदोषप्रबन्धं
लोकेऽस्मिन्नह्यनर्थव्रजकुसुमवनं यौवनादन्यदस्ति॥५०॥

યૌવન એ રાગનું એક ઘર છે, સેંકડો નરકમાં મહા દુઃખની પ્રાપ્તિનું કારણ છે, મોહની ઉત્પત્તિનું કારણ છે, જ્ઞાનરૂપી ચંદ્રને ઢાંકનાર મેઘનો સમુદાય છે (એટલે જ્ઞાનને ઢાંકનાર છે,) કામદેવનો મુખ્ય મિત્ર છે અને નાના પ્રકારના દોષને પ્રકટ કરનાર છે, માટે આ લોકમાં અનર્થોના સમુદાયનું કુસુમવન યૌવન વિના બીજું એકે નથી. ૫૦

ઉપલા શ્લોકમાં સઘળા અનર્થોનું મૂળ યૌવન છે, એમ કહ્યા પછી તે યૌવન પામીને જેને વિકાર થયો નથી, તેને ધન્ય છે, તે સંબંધે શ્લોકઃ—

शार्दूलविक्रीडितवृत्त

**शृङ्गारद्रुमनीरदे विसृमरक्रीडारसस्रोतसि**
**प्रद्युम्नप्रियबान्धवे चतुरतामुक्ताफलोदन्वति**
**तन्वीनेत्रचकोरपार्वणविधौ सौभाग्यलक्ष्मीनिधौ**
**धन्यः कोऽपि न विक्रियां कलयति प्राप्ते नवे यौवने॥५१॥**

નવીન યૌવન કે જે શૃંગારવૃક્ષને મેઘરૂપ છે (એટલે જેમ મેઘ વૃક્ષનું પોષણ કરે છે, તેમ યૌવન શૃંગારનું પોષણ કરે છે), ફેલાતા ક્રીડા રસનો પ્રવાહ છે (એટલે ક્રીડા રસને ઉત્પન્ન કરે છે), કામદેવનો પ્રિય મિત્ર છે, ચતુરાઈરૂપી મોતીના સમુદ્રરૂપ છે (એટલે તેને ઉત્પન્ન કરનાર છે), સ્ત્રીનાં નેત્રરૂપી ચકોર પક્ષીને પૂર્ણિમાના ચંદ્રરૂપ છે (એટલે તેને આનંદ આપનાર છે) અને સૌભાગ્યની લક્ષ્મીનો ભંડાર છે, એવું નવયૌવન પ્રાપ્ત થતાં પણ જેને વિકાર થતો નથી, તે પુરુષને ધન્ય છે. ૫૧

સ્ત્રીઓથી જ સદ્ગતિનો અટકાવ થાય છેઃ—

मन्दाक्रान्तावृत्त

**शास्त्रज्ञोऽपि प्रथितविनयोऽप्यात्मबोधोऽपि बाढं**
**संसारेऽस्मिन्भवति विरलो भाजनं सद्गतीनाम्।**
**येनैतस्मिन्निरयनगरद्वारमुद्घाटयन्ती**
**वामाक्षीणां भवति कुटिला भ्रूलता कुञ्चिकेव ॥ ५२ ॥**

સ્ત્રીઓની વાંકી ભ્રુકુટિ કે જે નરક નગરનાં બારણાં ઉઘાડવા માટે કુંચી જેવી છે, માટે શાસ્ત્ર જાણનાર પણ અતિ વિનયવાળા અને દૃઢ આત્મજ્ઞાની પણ આ સંસારમાં થોડા જ સદ્ગતિનું પાત્ર થાય છે. ૫૨.

અભિપ્રાય-નરકનાં બારણાંને ઉઘાડવામાં કુંચી જેવી સ્ત્રીઓની ભ્રુકુટિ જ્યાં સૂધી જગતમાં છે, ત્યાં સૂધી શાસ્ત્ર જાણનારા આદિ પણ સદ્ગતિ પામતા નથી.

જોવા લાયક અને સાંભળવા લાયકમાં શું ઉત્તમ છે? એ પ્રશ્નનો ઉત્તર.

शार्दूलविक्रीडितवृत्त

**द्रष्टव्येषु किमुत्तमं मृगदृशां प्रेमप्रसन्नं मुखं**
**घ्रातव्येष्वपि किं तदास्यपवनः श्राव्येषु किं तद्वचः ।**
**किं स्वाद्येषु तदोष्ठपल्लवरसः स्पर्शेषु किं तत्तनु-**
**र्ध्येयं किं नवयौवनं सहृदयैः सर्वत्र तद्विभ्रमः ॥ ५३ ॥**

જોવા લાયક પદાર્થોમાં શું ઉત્તમ છે? પ્રેમપ્રસન્ન મૃગના જેવાં નેત્ર વાળીનું મુખ; સુંઘવા લાયકમાં શું ઉત્તમ છે? સ્રીના મુખનો શ્વાસ; સાંભળા લાયકમાં શું ઉત્તમ છે? સ્રીનું વચન; ચાખવા લાયકમાં શું ઉત્તમ છે? સ્રીના અધરોષ્ઠનો રસ; સ્પર્શ કરવામાં શું ઉત્તમ છે? સ્રીનું તન; અને ધ્યાન કરવા લાયકમાં શું ઉત્તમ છે? સ્રીનું નવીન યૌવન. અર્થાત્ સ્રીની ચેષ્ટા સર્વત્ર ઉત્તમ છે. ૫૩

શૃંગારરસનું સેવન કરતા પુરુષે વેશ્યાનો સંગ નહીં કરવો, કારણ કે તે અતિ નિંદાલાયક છે, તેનું વર્ણનઃ-

अनुष्टुभ्वृत्त

**वेश्याऽसौ मदनज्वाला रूपेन्धनसमेधिता ।**
**कामिभिर्यत्र हूयन्ते यौवनानि धनानि च ॥ ५४ ॥**

આ વેશ્યા, રૂપરૂપી ઇંધણાંથી વધેલી કામાગ્નિની જ્વાળા છે, જેમાં કામી પુરુષો યૌવન અને ધનને હોમે છે. ૫૪

અભિપ્રાય—વેશ્યાનો સંગ કરવાથી યૌવન અને ધનનો નાશ થાય છે, માટે તેનો સંગ કરવો નહીં.

आर्या

**कश्चुंबति कुलपुरुषो वेश्याधरपल्लवं मनोज्ञमपि ।**
**चारभटचौरचेटकनटविटनिष्ठीवनशरावम् ॥ ५५ ॥**

કયો કુલીન પુરુષ સુંદર છતાં પણ વેશ્યાના અધરપલ્લવનું ચુંબન કરે? અર્થાત્ કોઈ નહીં; કારણ કે તે અધરોષ્ઠ ચાકર, નીચ પુરુષ, ચોર, ચેટક (દાસ), નટ અને વિટ (જાર) પુરુષને થુંકવાનું પાત્ર છે. (અધમ-નીચ પુરુષો વેશ્યાના અધરનું ચુંબન કરે છે, માટે કુલીન પુરુષે વેશ્યાનું સેવન ન કરવું જોઇએ.) ૫૫

शार्दूलविक्रीडितवृत्त

**जात्यन्धाय च दुर्मुखाय च जराजीर्णाखिलाङ्गाय च**
**ग्रामीणाय च दुष्कुलाय च गलत्कुष्ठाभिभूताय च ।**
**यच्छन्तीषु मनोहरं निजवपुर्लक्ष्मीलवश्रद्धया**
**पण्यस्त्रीषु विवेककल्पलतिकाशस्त्रीषु रज्येत कः ॥ ५६ ॥**

જન્મથી અંધને, ગંધાતા મુખવાળાને, વૃદ્ધાવસ્થાથી અતિ શિથિલ થયેલા સર્વ અવયવવાળાને, મૂઢ પુરુષને, નીચ કુળવાળાને અને ગળત કોઢીઆને, અલ્પ ધનની આશાથી પોતાનું મનોહર અંગ સ્વાધીન કરતી, અને એટલા જ માટે વિવેકરૂપી કલ્પવૃક્ષને છેદનારી વેશ્યા ઉપર કયો પુરુષ આસક્ત થાય? અર્થાત્ કોઈ નહીં. ૫૬

અભિપ્રાય-થોડા ધનના લોભથી જન્મથી આંધળા વગેરેને પણ પોતાનું શરીર સોંપવાને વિવેક વગરની વેશ્યાને વિવેકી પુરુષે સેવવી ન જોઇએ.

એક ચિત્તથી સ્ત્રી પુરુષનો સમાગમ થવો, એ કામનું ફળ છે; પરંતુ બન્નેનાં એક ચિત્ત વગરનો સમાગમ મડદાંના સમાગમની પેઠે વ્યર્થ છે.

अनुष्टुभ्वृत्त

**एतत्कामफलं लोके यद्द्वयोरेकचित्तता ।**
**अन्यचित्तकृते कामे शवयोरिव सङ्गमः ॥ ५७ ॥**

આ લોકમાં કામનું ફળ એ જ છે કે, સ્ત્રીપુરુષ બન્નેનું એક ચિત્ત થવું; પરંતુ જૂદાં જૂદાં ચિત્ત હોય તો મડદાંના સંગમની પેઠે (તે સંગ) નિષ્ફલ છે.* ૫૭

પુરુષ જ્યાંસુધી કામને વશ થતો નથી, ત્યાંસુધી મોટાઈ વગેરે ગુણિયલ રહે છે.

अनुष्टुमवृत्त

तावन्महत्त्वं पांडित्यं विवेकित्वं कुलीनता ।
यावज्ज्वलति नाङ्गेषु हन्ति पञ्चेषुपावकः ॥ ५८ ॥

જ્યાં સૂધી શરીરમાં કામદેવ પ્રકટ થતો નથી ત્યાં સૂધી મહત્વ, પંડિતપણું, વિવેકીપણું અને કુલીનપણું રહે છે. ૫૮

લોકમાં પ્રસિદ્ધ રાજાની પેઠે કામદેવ નામનો રાજા, સ્ત્રીરૂપ પોતાની મુદ્રા (છાપ)ને ઉલ્લંઘન કરનારને દંડે છે, એમ કહે છે.

शार्दूलविक्रीडितवृत्त

स्त्रीमुद्रां झषकेतनस्य परमां सर्वार्थसंपत्करीं
ये मूढाः प्रविहाय यान्ति कुधियो मिथ्याफलान्वेषिणः ।
ते तेनैव निहत्य निर्दयतरं नग्नीकृता मुंडिताः
केचित्पञ्चशिखीकृताश्च जटिलाः कापालिकाश्चापरे ॥५९॥

જે અજ્ઞાની પુરુષો સ્વર્ગ વગેરેની પ્રાપ્તિની ઇચ્છાથી ઉત્તમ અને સંસારમાં ઉપયોગી પુરુષાર્થોને આપનારી મીનકેતન કામદેવની સ્ત્રીરૂપ મુદ્રા (છાપ)નું ઉલ્લંઘન કરી બીજે ઠેકાણે જાય છે, તેઓને કામદેવજ નિર્દયપણાથી મારીને નગ્ન (એક જાતના

* ભર્તૃહરિનો અભિપ્રાય એવો છે કે, પરકીયા કે સ્વકીયા, કોઈ પણ જો સ્વામિભક્ત ન હોય તો તેની સાથનો સંગ શો? તે સંગ સ્મશાનમાંનાં મડદાંરૂપ છે અને એમાં એમ દર્શાવ્યું છે કે, પરકીયા તો એક ચિત્તવાળી હોય જ નહીં, તેથી તેની સાથેનો સંગ, એ, મડદાં સાથે સંગ કરવા જેવો છે.

સાધુ) કરે છે, અથવા મુંડીઆ કરે છે, અથવા પાંચ શિખા-વાળા કરે છે, અથવા જટાવાળા કરે છે, અથવા તો કાપા-લિક (ખોપરીને ધારણ કરનારા) કરે છે. ૫૯

અભિપ્રાય—જેમ રાજા પોતાની છાપનું ઉલ્લંઘન કરનાર-ને દંડે છે, તેમ કામદેવ નામનો રાજા, 'સંસારમાં સુખનું સાધન સ્ત્રી જ છે,' એવો નિશ્ચય કરી તેની સ્ત્રીરૂપી મુદ્રાનું ઉલ્લંઘન કરી, જેઓ બીજે પ્રકારે વર્તે છે, તેઓને મુંડિયા સાધુ વગેરે કરી દંડે છે.

સ્ત્રી ઉપર કામથી થયેલી આસક્તિનું નિવારણ થતું નથી.

वसन्ततिलकावृत्त

विस्तारितं मकरकेतनधीवरेण
स्त्रीसंज्ञितं बडिशमत्र भवाम्बुराशौ ।
तेनाचिरात्तदधरामिषलोलमर्त्य-
मत्स्यान्विकृष्य स पचत्यनुरागवह्नौ ॥६० ॥

આ સંસારરૂપી સમુદ્રમાં કામદેવરૂપી માછીમારે સ્ત્રી નામનું બડિશ (માછલાં મારવાનો લોઢાનો કાંટો–ગળ) નાંખ્યો છે, તેથી સ્ત્રીના અધરોષ્ઠરૂપી માંસની ઇચ્છાવાળાં મનુષ્યરૂપી માછલાંને ખેંચીને એ કામદેવ પ્રીતિરૂપી અગ્નિમાં પકવે છે. ૬૦

પ્રેમથી કરાતું સ્ત્રીનું કાર્ય ઉલ્લંઘવા કોઈ પણ સમર્થ નથી.

अनुष्टुभ्वृत्त

उन्मत्तप्रेमसंरम्भादारभन्ते यदङ्गनाः
तत्र प्रत्यूहमाधातुं ब्रह्माऽपि खलु कातरः ॥ ६१ ॥

સ્ત્રીઓ અત્યંત પ્રેમના વેગથી જે કાર્ય આરંભે છે, તેમાં વિઘ્ન નાંખવા બ્રહ્મા પણ ખરેખર કાયર છે. ૬૧

અભિપ્રાય—બ્રહ્મા પણ સ્ત્રી ચરિત્રનું ઉલ્લંઘન કરી શકતા

નથી કારણ કે પોતાની પુત્રી પછવાડે દોડયા એ વાત પુરાણ વગેરેમાં પ્રસિદ્ધ છે.

સ્ત્રીઓ પોતામાં અત્યંત આસક્ત પુરુષનું સર્વસ્વ હરી લે છે.

हरिणीवृत्त

प्रणयमधुराः प्रेमोद्गाढा रसादलसास्तथा
भणितमधुरा मुग्धप्रायाः प्रकाशितसंमदाः ।
प्रकृतिसुभगा विश्रम्भार्हाः स्मरोदयदायिनो
रहसि किमपि स्वैरालापा हरन्ति [illegible] ॥ ६२ ॥

સ્ત્રીઓનાં એકાંતમાં પ્રણયથી મધુરા, પ્રેમથી ભરપૂર, શૃંગારરસથી આળસવાળાં અને કામક્રીડા વખતે બોલવાથી મધુર અસ્ફુટ, પ્રકટ હર્ષવાળાં, સ્વભાવથી જ સુંદર, વિશ્વાસ-યોગ્ય અને કામને ઉત્પન્ન કરનારાં અલૌકિક યથેચ્છ ભાષણો મનને હરણ કરે છે. ૬૨

માળા અને ચંદન વગેરે ધારણ કરી સ્ત્રીનો સમાગમ કરવો, એ સ્વર્ગનું સુખ આપે છે.

रथोद्धतावृत्त

मालती शिरसि जृम्भणोन्मुखी चन्दनं वपुषि कुङ्कुमाविलम् ।
वक्षसि प्रियतमा मनोहरा स्वर्ग एष परिशिष्ट आगतः ॥६३॥

જેના મસ્તક ઉપર ખીલતાં માલતીનાં પુષ્પની માળા હોય છે, શરીરમાં કેસરી ચંદન ચોપડેલું હોય છે અને વક્ષઃ-સ્થલમાં મનોહર પ્રિયતમા હોય છે, ત્યારે ભોગવતાં શેષ રહેલું સ્વર્ગસુખ પૃથ્વી ઉપર આવેલું છે, એમ જાણવું. ૬૩

આ જગતમાં સ્ત્રી જ સર્વને વશ કરવામાં સમર્થ થાય છે.

दोधकवृत्त

कुङ्कुमपङ्ककलङ्कितदेहा गौरपयोधरकम्पित[illegible]रा ।
नूपुरहंसरणत्पदपद्मा कं न वशं कुरुते भुवि रामा ॥६४॥

જેના શરીરમાં કેસર ચર્ચેલું હોય છે, જેનો હાર શ્વેત સ્તનથી કંપાયમાન હોય છે અને જેના ચરણકમળમાં ઝાંઝરરૂપી હંસો ઝણઝણાટ કરતા હોય છે, તેવી રામા પૃથ્વી ઉપર કોને વશ કરતી નથી? અર્થાત્ સર્વને વશ કરે છે. ૬૪

સ્ત્રીઓને અબળા (બળરહિત) કહેવાનો વ્યવહાર ખોટો છે, પણ 'બળવાળી છે' એપર શ્લોકઃ—

वसन्ततिलकावृत्त

नूनं हि ते कविवरा विपरीतबोधा
ये नित्यमाहुरबला इति कामिनीनाम् ।
याभिर्विलोलतरतारकदृष्टिपातैः
शक्रादयोऽपि विजितास्त्वबलाः कथं ताः ॥ ६५ ॥

જે ઉત્તમ કવિઓ સ્ત્રીઓને અબલા (બળરહિત) નિરંતર કહે છે, તે કવિઓ બેશક સ્ત્રીવિષયમાં અજ્ઞાત છે. કારણ કે સ્ત્રીઓએ ચંચળ કીકીવાળા નેત્રના કટાક્ષથી ઇન્દ્ર વગેરેને પણ જિતી લીધા છે ત્યારે તે કેમ અબળા કહેવાય? (તે અબળા નહીં, સબળા છે.) ૬૫

વનમાં જઈ વસવું અથવા સ્ત્રીઓની સાથે રહેવું એ જ સુખદાયક છે.

मालिनीवृत्त

दिश वनहरिणीभ्यो वंशकाण्डच्छवीनां
कवलमुपलकोटिच्छिन्नमूलं कुशानाम् ।
शुकयुवतिकपोलापाण्डुताम्बूलवल्ली-
दलमरुणनखाग्रैः पाटितं वा वधूभ्यः ॥ ६६ ॥

હે જન! વાંસના દંડ જેવી કાંતિવાળા દર્ભોના કોળીઆ કે જેનાં મૂળીઆં પથ્થરના અગ્રભાગથી છેદેલાં હોય તેવા દર્ભના કોળીઆ વનની મૃગલીઓને આપ; અથવા તો લાલ નખના

અગ્રભાગથી ચીરેલાં અને પોપટની સ્ત્રીના ગાલ જેવાં ધોળાં પીળાં નાગરવેલનાં પાન સ્ત્રીઓને આપ. ૬૬

અર્થાત્ કાં તો વનવાસ કરીને જીવન ગાળ અથવા તો ઉત્તમાંગનાઓનાં છળબળ નિરખીને આનંદમાં દિવસ ગુજાર.

સ્ત્રીનાં સ્તન વગેરે તાપ કરે છે, પરંતુ તે કરતાં અધિક તાપ મધ્યમાં રહેલી રોમાવલિ પણ કરે છે.

शार्दूलविक्रीडितवृत्त

उद्वृत्तः स्तनभार एष तरले नेत्रे चले भ्रूलते
रागाधिष्ठितमोष्ठपल्लवमिदं कुर्वन्तु नाम व्यथाम् ।
सौभाग्याक्षरपङ्क्तिकेव लिखिता पुष्पायुधेन स्वयं
मध्यस्थाऽपि करोति तापमधिकं रोमावली केन सा॥६७॥

ઉન્નત એવાં આ સ્તનો, ચંચળ નેત્ર, ચલાયમાન ભ્રકુટિ અને રંગવાળો આ અધરપલ્લવ, એ સઘળાં ભલે પીડા કરો, પરંતુ કામદેવે પોતે જાણે સૌભાગ્યના અક્ષરની પંક્તિ લખેલી હોય તેવી અને મધ્યમાં રહેલી એવી રોમાવલિ કયા હેતુથી અધિક તાપ કરતી હશે? ૬૭

અભિપ્રાય—જગતમાં પ્રસિદ્ધ છે કે, મધ્યસ્થ હોય તે તાપ કરતો નથી અને આ રોમાવલિ મધ્યસ્થ છતાં પણ તાપ કરે છે.

સ્ત્રીઓને સર્વથા કોઇ પણ પ્રિય નથી.

अनुष्टुभ्वृत्त

जल्पन्ति सार्धमन्येन पश्यन्त्यन्यं सविभ्रमाः ।
हृदये चिन्तयन्त्यन्यं प्रियः को नाम योषिताम् ॥६८॥

વિલાસવાળી સ્ત્રીઓ એકને જૂવે છે, બીજાની સાથે વાત કરે છે અને ત્રીજાનું હૃદયમાં ધ્યાન ધરે છે, માટે સ્ત્રીઓને કોણ પ્રિય છે? ૬૮

સ્ત્રીઓનો લાભ થવો, એજ તપનું ફળ છે.

आर्या

स्वपरप्रतारकोऽसौ निन्दति योऽलीकपण्डितो युवतीः ।
यस्मात्तपसोऽपि फलं स्वर्गः स्वर्गेऽपि चाप्सरसः ॥ ६९ ॥

જે મિથ્યા પંડિત હોય છે તે યુવતીને નિંદે છે ને પોતાને તથા બીજાને છેતરે છે; પણ તપનું ફલ સ્વર્ગ છે અને સ્વર્ગમાં પણ ભોગવવાની વસ્તુ (તો) અપ્સરાઓ (જ) છે. ૬૯

અભિપ્રાય–તપ કરીને સ્વર્ગમાં ગયેલા પણ અપ્સરાઓ ભોગવે છે ત્યારે સ્ત્રીઓની નિંદા કરવી અનુચિત છે.

ચંદ્રના કિરણોનું નિવારણ કરતી સ્ત્રીનું વનમાં ફરવું.

उपजातिवृत्त

विश्रम्य विश्रम्य वनद्रुमाणां छायासु तन्वी विचचार काचित् ।
त. त्तरीयेण करोद्धृतेन निवारयन्ती शशिनो मयूखान् ॥ ७० ॥

વિયોગવાળી એક સ્ત્રી વૃક્ષોની છાયામાં વારંવાર વિશ્રામ લઇ લઇને ઝીણાં ઉત્તરીય વસ્ત્રથી ચંદ્રનાં કિરણોનું નિવારણ કરતી કરતી વનમાં ફરતી હતી. ૭૦

મનમાં થયેલી અભિલાષા ઉત્તરોત્તર વધતી જાય છે, પણ તૃપ્ત થતી નથી.

उपजातिवृत्त

अदर्शने द र्शनमात्रकामा दृष्ट्वा परिष्वङ्गरसैकलोलाः ।
आलिङ्गितायां पुनरायताक्ष्यामाशास्महे विग्रहयोरभेदम् ॥ ७१ ॥

અમે જ્યાંસૂધી સ્ત્રી જોવામાં ન આવી હોય ત્યાંસૂધી તેને જોવાની ઇચ્છા કરીએ છીએ, જોયા પછી તેને આલિંગન કરવાના રસમાં અતિ તૃષ્ણા કરીએ છીએ અને આલિંગન કર્યા પછી બન્નેનું શરીર એક થાય, તેવી ઇચ્છા કરીએ છીએ. ૭૧

અભિપ્રાય—કોઇને નસીબ યોગે આલિંગનનો લાભ થાય, તો પણ તેથી સંતોષ ન માનીને વિયોગના ભયથી નાયક નાયિકાનું એક શરીર થાય તેવી ઇચ્છા કરે છે, એવી રીતે શૃંગારમાં નિમગ્ન પુરુષ તૃપ્ત થતો નથી.

આ સંસારમાં અનુકૂળ સ્ત્રીનો ઉપભોગ કરનારા પુરુષો પુણ્યવાન્ છે, પણ બીજા પુણ્યવાન્ નથી.

मालिनीवृत्त

**उरसि निपतितानां स्रस्तधम्मिल्लकानां**
**मुकुलितनयनानां किंचिदुन्मीलितानाम् ।**
**सुरतजनितखेदस्विन्नगण्डस्थलाना-**
**मधरमधु वधूनां भाग्यवन्तः पिबन्ति ॥ ७२ ॥**

છાતી ઉપર પડેલી હોય, જેનો ચોટલો છૂટી ગયો હોય, જેનાં નેત્ર થોડાં વિંચેલાં હોય અને થોડાં ખુલ્લાં હોય અને કામક્રીડાના પરિશ્રમને લીધે જેના ગાલ ઉપર પસીનો આવી ગયો હોય, તેવી વધૂનાં અધરોષ્ઠના મધને ભાગ્યવાન્ પુરુષો પીએ છે. ૭૨

પ્રવાસી પુરુષ નવા મેઘને જોઇને આગળ ચાલવાની અશક્તિથી ત્યાં જ બેસીને, પોતાની સ્ત્રીનું સ્મરણ કરે છે, તેનું વર્ણન.

रथोद्धतावृत्त

**किं गतेन यदि सा न जीवति प्राणिति प्रियतमा तथाऽपि किम्।**
**इत्युदीर्य नवमेघमालिकां न प्रयाति पथिकः स्वमन्दिरम् ॥७३॥**

પ્રવાસી પુરુષ નવા મેઘની માલિકા (જ્યેષ્ઠ માસનાં ઘેરાયલાં વાદળાં) જોઇને, 'જો મારા વિયોગથી મારી પ્રિયા ન જીવતી હોય તો ઘેર જવાનું શું પ્રયોજન છે? ને મારી પ્રિયા જીવે છે તો પણ શું પ્રયોજન?' (કારણ કે મેઘને જોઈ ચાલી શકાતું નથી,) એવી રીતે નવી મેઘમાલિકાને કહીને પ્રવાસી પોતાને ઘેર જતો નથી. ૭૩

સ્વીકારેલા કામરૂપી પુરુષાર્થનો પરમ છેડો શું છે?

गीति

**आमीलितनयनानां यत्सुरतरसो नु संविदं कुरुते ।**
**मिथुनैर्मिथोऽवधारितमवितथमिदमेव कामनिर्वहणम् ॥७४॥**

અરધાં વિંચેલાં નેત્રવાળી સ્ત્રીઓની સાથે કરેલી કામ-ક્રીડાનો રસ પરમ સુખકારક થઈ પડે છે, એમ સ્ત્રી પુરુષનાં જોડાંએ મળીને જે નિશ્ચય કર્યો છે, એ જ ખરેખર કામ પુરુષાર્થનો છેડો છે. ૭૪

કુલીન સ્ત્રીની સાથે કામક્રીડા કરવી, એજ પરમાનંદરૂપ છે.

शार्दूलविक्रीडितवृत्त

**मामामेति मनागमानितगुणं जाताभिलाषं ततः**
**सव्रीडं तदनु श्लथीकृततनु प्रत्यस्तधैर्यं पुनः ।**
**प्रेमार्द्रं स्पृहणीयनिर्भररहःक्रीडाप्रगल्भं ततो**
**निःशङ्काङ्गविकर्षणाधिकसुखं रम्यं कुलस्त्रीरतम् ॥ ७५ ॥**

પ્રથમ 'નહીં નહીં' એ પ્રકારે નિષેધથી જેમાં ગુણોનું થોડુંક અપમાન થાય છે તેવું, પછી અભિલાષાવાળું, તે પછી લજ્જાસહિત, તે પછી જેમાં શરીર શિથિલ થાય છે એવું, તે પછી જેમાં ધૈર્યનો નાશ થાય છે એવું, તે પછી પ્રેમથી આર્દ્ર એવું અને તે પછી ઇચ્છા કરવા યોગ્ય અત્યંત એકાંત ક્રીડાથી પ્રગલ્ભ અને શંકારહિત શરીરનું મર્દન કરવાથી અધિક સુખ આપનારું એવું કુલીન સ્ત્રીની સાથેનું રત (કામક્રીડા) રમણીય છે. ૭૫

અભિપ્રાય–કુલીન સ્ત્રી પ્રથમ તો ઉપર ઉપરથી ના ના કહે છે, પછી ઇચ્છા કરી લજ્જાસહિત પોતાનું શરીર શિથિલ કરે છે અર્થાત્ પુરુષને અંગસ્પર્શ કરવા દે છે, છેવટે ધૈર્ય છોડી પ્રેમ બતાવે છે, માટે તેની સાથે 'અમેજ શરીર મર્દન કરી' એકાંત સ્થળમાં કામક્રીડા કરવાથી અધિક સુખ મળે છે.

એક જ સ્ત્રીને જોવાથી અમૃત જેવું સુખ થાય છે ને નહીં જોવાથી વિષ જેવું દુઃખ થાય છે.

अनुष्टुभ्वृत्त

तावदेवामृतमयी यावल्लोचनगोचरा ।
चक्षुःपथादपेता तु विषादप्यतिरिच्यते ॥ ७६ ॥

સ્ત્રી જ્યાંસુધી દૃષ્ટિ આગળ હોય છે ત્યાંસુધી અમૃત જેવી લાગે છે અને નજરથી દૂર જાય છે ત્યારે વિષથી પણ વધે છે, એટલે તેથી પણ અધિક દુઃખ આપે છે. ૭૬

અપસ્માર (વાઇ)ની પેઠે કામ દુર્જય છે, એમ કહે છે.

शिखरिणीवृत्त

न गम्यो मन्त्राणां न च भवति भैषज्यविषयो
न चापि प्रध्वंसं व्रजति विविधैः शान्तिशतकैः ।
भ्रमावेशादङ्गे किमपि विदधद्भङ्गमसमं
स्मरापस्मारोऽयं भ्रमयति दृशं घूर्णयति च ॥ ७७ ॥

કામરૂપી અપસ્માર (વાઇ)નો, મંત્રોથી પણ પરિહાર થતો નથી. (એટલે જેમ અપસ્માર, મંત્રથી પણ શાંત થતો નથી તેમ કામ પણ, મંત્રથી શાંત થતો નથી,) તેને ઔષધ લાગુ પડતું નથી, નાના પ્રકારની સેંકડો શાંતિઓ કરવાથી પણ તેનો નાશ થતો નથી, તે ભ્રમ કરે છે અને દૃષ્ટિને ઘૂમાવે છે. ૭૭

આ કામદેવ સ્ત્રીનાં કટાક્ષ જેમ ફેરવે તેમ ફરે છે, માટે સ્ત્રીનો હુકમ ઉઠાવનાર છે, એમ કહે છે.

अनुष्टुभ्वृत्त

नूनमाज्ञाकरस्तस्याः सुभ्रुवो मकरध्वजः ।
यतस्तन्नेत्रसंचारसूचितेषु प्रवर्तते ॥ ७८ ॥

આ તો નિઃસંશય છે કે, મકરધ્વજ સ્ત્રીનો હુકમ ઉઠાવનાર નોકર છે. કારણ કે એ કામ, સ્ત્રીનાં કટાક્ષે સૂચવેલા પુરુષોમાં પ્રવર્ત્તે છે. ૭૮

સ્ત્રી ઉપર અતિ આસક્ત પુરુષ જગતનો કોઈ પણ વ્યવહાર જાણતો નથી.

अनुष्टुभ्वृत्त

सति प्रदीपे सत्यग्नौ सत्सु तारारवीन्दुषु ।
विना मे मृगशावाक्ष्या तमोभूतमिदं जगत् ॥ ७९ ॥

દીવો, અગ્નિ, નક્ષત્ર, સૂર્ય અને ચંદ્ર વિદ્યમાન છતાં પણ સ્ત્રી વિના આ જગત્ મને અંધકારમય જણાય છે, એટલે સ્ત્રીનાં કટાક્ષવડે વિંધાયલો હું 'શું કરવું અને શું ન કરવું' તે કાંઈ પણ જાણી શકતો નથી. ૭૯

મોહ કરનારી સ્ત્રીનું વર્ણન.

अनुष्टुभ्वृत्त

मुखेन चन्द्रकान्तेन महानीलैः शिरोरुहैः ।
पाणिभ्यां पद्मरागाभ्यां रेजे रत्नमयीव सा ॥ ८० ॥

ચંદ્રકાન્ત મણિ જેવા મુખે, મહાનીલમણિ જેવા કેશોએ અને પદ્મરાગમણિ જેવા હાથે કરીને સ્ત્રી રત્નમય હોય, એવી શોભે છે.* ૮૦

अनुष्टुभ्वृत्त

गुरुणा स्तनभारेण मुखचन्द्रेण भास्वता ।
शनैश्चराभ्यां पादाभ्यां रेजे ग्रहमयीव सा ॥ ८१ ॥

ગુરુ (એવા) સ્તનભારે, પ્રકાશિત ચંદ્ર જેવા મુખે અને

* ચન્દ્રકાન્ત, ધોળો મણિ; મહાનીલ, કાળો મણિ; પદ્મરાગ, લાલ મણિ; એ રીતે ત્રણ મણિ જેવી હોવાથી રત્નમયી.

શનૈશ્ચર (મંદ ગતિવાળા) પગે કરીને સ્ત્રી ગ્રહમય હોય, એવી શોભે છે.* ૮૧

સ્ત્રી ધનુર્ધારીથી વિલક્ષણ છે.

अनुष्टुभ्वृत्त

मुग्धे धानुष्कता केयमपूर्वा दृश्यते त्वयि ।
यदाविध्यसि चेतांसि गुणैरेव न सायकैः ॥ ८२ ॥

હે સુંદરી! તું ગુણો (ધનુષની દોરી)થી જ પુરુષોનાં ચિત્તને વિંધે છે, પણ બાણથી વિંધતી નથી, માટે તારી પાસે આ અપૂર્વ ધનુર્ધારીપણું કેવું? ૮૨

અભિપ્રાય–ધનુર્ધારી પુરુષ બાણવડે પ્રત્યક્ષ લક્ષ્ય (નિશાન)ને વિંધે છે અને સ્ત્રી તો અપ્રત્યક્ષ મનુષ્યોનાં ચિત્તને બાણથી નહીં પણ ગુણથી વિંધે છે, એ જ સ્ત્રીમાં વિલક્ષણપણું છે.

વૈરાગ્યવાળા અને વૈરાગ્ય વગરના પુરુષોમાં માત્ર શિવજ શ્રેષ્ઠ છે, પણ બીજા નથી.

शार्दूलविक्रीडितवृत्त

एको रागिषु राजते प्रियतमादेहार्धहारी हरो
नीरागेष्वपि यो विमुक्तललनासंगो न यस्मात्परः ।
दुर्वारस्मरबाणपन्नगविषज्वालावलीढो जनः
शेषः कामविडम्बितो हि विषयान् भोक्तुं न मोक्तुं क्षमः ॥ ८३ ॥

રાગી (સંસારમાં આસક્ત) પુરુષોમાં એક શંકર જ રાજે છે, કારણ કે, તેણે પોતાની પ્રિયાનું અર્ધું શરીર હરેલું છે અને વૈરાગ્યવાળાઓમાં પણ સ્ત્રીઓનો સંગ તજનારા શંકર જ રાજે

* ગુરુ=સ્ત્રી પક્ષે ભારે સ્તન; ગ્રહપક્ષે બૃહસ્પતિ; ચંદ્ર=સ્ત્રી પક્ષે મુખચંદ્ર અને ગ્રહપક્ષે ચન્દ્રમા; શનૈશ્ચર=સ્ત્રી પક્ષે મંદગતિ અને ગ્રહપક્ષે શનિ નામનો ગ્રહ-એ રીતે ત્રણ પક્ષેગ્રહને મળતી હોવાથી સ્ત્રી ગ્રહમય હોય, એવી લાગે છે.

છે; કારણ કે શંકરથી બીજો કોઈ, કામી પુરુષથી નિવારણ થઈ ન શકે એવાં કામનાં બાણુરૂપી સર્પની ઝેરી જ્વાળાથી વ્યાપ્ત થયો થકો વિષયને ભોગવવા માટે વા છોડવા માટે સમર્થ નથી, એટલે એક શંકર જ સમર્થ છે. ૮૩

અભિપ્રાય–પાર્વતીની સાથે વિવાહ થયા પહેલાં મોહ કરવા આવેલા કામદેવને શંકરે બાળીને ભસ્મ કર્યો છે (અર્થાત્ જિત્યો છે), માટે શંકર વૈરાગ્યવાળામાં શોભે છે, એટલે શ્રેષ્ઠ છે; અને વિવાહ થયા પછી વિયોગના ભયથી પાર્વતીને પોતાનાં અર્ધ શરીરમાં ધારણ કરે છે ( અર્ધનારીશ્વર છે ), માટે રાગી (સંસારી)માં પણ શંકર જ શોભે છે એટલે શ્રેષ્ઠ છે.

સ્ત્રી અને પુરુષની સ્થિતિમાં અવસ્થાભેદથી ઉચિતપણું અને ક્રમથી વિરુદ્ધપણું છે.

पुष्पिताग्रावृत्त

**इदमनुचितमक्रमश्च पुंसां यदिह जरास्वपि मान्मथा विकाराः।**
**यदपि च न कृतं नितम्बिनीनां स्तनपतनावधि जीवितं रतं वा॥**

આ સંસારમાં વૃદ્ધ થાય ત્યાં સૂધી પુરુષોને જે કામવિકાર થાય છે, તે અનુચિત ને ક્રમવિરુદ્ધ છે; વળી મોટા નિતંબવાળી સ્ત્રીઓનાં સ્તન પડી જાય ત્યાં સૂધી વિધિએ તેઓનું જીવન અથવા સુરત નિર્માણ ન કર્યું, એ પણ અનુચિત ને ક્રમવિરુદ્ધ છે. ૮૪

અર્થાત્–પુરુષોને વૃદ્ધાવસ્થામાં કામવિકાર ન થતા હોત તો સારું, કિંવા સ્ત્રીઓ જીવે ત્યાં સૂધી સંયમી રહેતી હોત તો સારું, પણ આ તો બેય એક બીજાથી વિરુદ્ધ, માટે અનુચિત.

સર્પના કરડવાનાં ઝેર કરતાં સ્ત્રીનાં કટાક્ષરૂપી ઝેરનો ઉપાય કરવો મુશ્કેલ છે.

शार्दूलविक्रीडितवृत्त

व्यादीर्घेण चलेन वक्रगतिना तेजस्विना भोगिना
नीलाब्जद्युतिनाऽहिना वरमहं दष्टो न तच्चक्षुषा ।
दष्टे सन्ति चिकित्सका दिशि दिशि प्रायेण धर्मार्थिनो
मुग्धाक्षीक्षणवीक्षितस्य नहि मे मन्त्रो नवाप्यौषधम्॥૮૫॥

લાંબો, ચંચળ, વાંકી ગતિવાળો, મણિથી શોભીતો અને ફણાવાળો, કાળા કમળના જેવી કાંતિવાળો કાળો સર્પ કરડે તો તે ઠીક, પણ સ્ત્રીનું નેત્ર કરડે તે ઠીક નહીં, (એટલે સ્ત્રી કટાક્ષથી જૂવે તે ઠીક નહીં,) કારણ કે જો કાળો સર્પ કરડ્યો હોય તો તેના ઉપાય કરનાર ધર્મિષ્ઠ ચિકિત્સક (વાદી વગેરે) પુરુષો ઘણું કરીને પ્રત્યેક દિશામાં છે, પરંતુ જો સુંદર સ્ત્રીનાં નેત્રથી હું જોવાયો ( કરડાયો ) હઉં તો તેના માટે મંત્ર કે ઔષધ કંઈ પણ નથી. ૮૫

ઉપલી જ વાત બીજે પ્રકારે વર્ણવે છે.

हरिणीवृत्त

अपसर सखे दूरादस्मात्कटाक्षविषानलात्
प्रकृतिविषमाद्योषित्सर्पाद्विलासफणाभृतः ।
इतरफणिना दष्टः शक्यश्चिकित्सितुमौषधै-
श्चटुलवनिताभोगिग्रस्तं त्यजन्ति हि मन्त्रिणः ॥ ૮૬ ॥

હે મિત્ર! સ્ત્રીરૂપી સર્પ કે જેમાં કટાક્ષરૂપી ઝેરી અગ્નિ હોય છે, જે સ્વભાવથી વિલક્ષણ હોય છે અને વિલાસરૂપી ફણાને ધારણ કરે છે, તે સર્પથી તું દૂર નાશી જા; કારણ કે જો પ્રસિદ્ધ સર્પ કરડ્યો હશે તો ઔષધોથી તેનો ઉપાય થઈ શકશે, પણ ચતુર સ્ત્રીરૂપી સર્પે કરડેલા પુરૂષને મંત્ર જાણનારાઓ પણ તજે છે (એટલે મંત્રથી વા ઔષધથી પણ તેનો ઉપાય થઈ શકતો નથી). ૮૬

જેઓનાં મન પરસ્પર મળેલાં હોય તેઓને વિયોગ પણ સંયોગ જ છે અને જેઓનાં મન મળેલાં ન હોય તેઓનો સંયોગ પણ વિયોગરૂપ છે, તે સંબંધી વર્ણન:—

आर्या

**विरहोऽपि संगमः खलु परस्परं संगतं मनो येषाम् ।**
**यद्हृदयविघटितः संगमोऽपि विरहं विशेषयति ॥ ८७ ॥**

જેઓનાં મન પરસ્પર મળેલાં હોય, તેઓનો વિયોગ પણ સંયોગ છે (એટલે તેઓ વિયોગી છતાં પણ મનથી મળેલા છે), ને જેઓનાં મન જૂદાં હોય છે તેઓનો સંયોગ પણ વિયોગને વધારે છે (એટલે વિયોગથી અધિક છે; કારણ તેઓનાં મન જૂદાં છે). ૮૭

પુણ્ય વિના સુંદર સ્ત્રી મળતી નથી, માટે ચિત્તને પુણ્ય કરવાની પ્રાર્થના રાજર્ષિ ભર્તૃહરિ કરે છે.

वसन्ततिलकावृत्त

**यस्याः स्तनौ यदि घनौ जघनं विहारि**
**वक्त्रं च चारु तव चित्त किमाकुलत्वम् ।**
**पुण्यं कुरुष्व यदि तेषु तवास्ति वाञ्छा**
**पुण्यैर्विना नहि भवन्ति समीहितार्थाः ॥ ८८ ॥**

હે ચિત્ત! તું વ્યાકુળ શા માટે થાય છે? જેનાં સ્તન મળેલાં હોય, જેના જઘન વિહારી હોય અને મુખ સુંદર હોય તેવી સ્ત્રીનાં તેવાં સ્તન વગેરેની ઇચ્છા હોય તો તું પુણ્ય કર; પુણ્યો વિના વાંછિત પદાર્થો મળતા નથી. ૮૮

સુંદર સ્ત્રીના વિલાસની મોટાઇનું વર્ણન.

शिखरिणीवृत्त

**इमे तारुण्यश्रीनवपरिमलाः प्रौढसुरत-**
**प्रतापप्रारम्भाः स्मरविजयदानप्रतिभुवः ।**

चिरं चेतश्चौरा अभिनवविलासैकगुरवो
विलासव्यापाराः किमपि विजयन्ते मृगदृशाम्॥८९॥

મૃગનયનાના અનુપમ વિલાસના વ્યાપારો કે જેમાં તારુણ્યની શોભાનો નવીન સુંદર ગંધ હોય છે, પ્રૌઢ કામક્રીડાના પ્રતાપનો આરંભ હોય છે, જે કામદેવને વિજય આપવામાં સમર્થ હોય છે, ચિરકાલ ચિત્તને ચોરનારા છે અને નવીન વિલાસના મુખ્ય શિક્ષક હોય છે, તે સર્વ કરતાં ઉત્તમ છે. ૮૯

આ લોક તથા પરલોકના હિત માટે શું કરવું?

अनुष्टुभ्वृत्त

आवासः क्रियतां गाङ्गे पापहारिणि वारिणि ॥
स्तनद्वये तरुण्या वा मनोहारिणि हारिणि ॥ ९० ॥

પાપ હરનાર ગંગાના કિનારા ઉપર નિવાસ કરો (એટલે પુણ્ય મેળવવાની ઇચ્છા હોય તો ગંગાના કિનારા ઉપર રહી તપ કરવું) અથવા તો મનોહર તરુણ સ્ત્રીના મોતીના હારવાળાં સ્તનોમાં વાસ કરો (એટલે સંસારનાં સુખની ઈચ્છા હોય તો સ્ત્રીસંગે ક્રીડા કરવી). ૯૦

સ્ત્રીનું શરીર શાંત છતાં પણ શોભે છે, એપર શ્લેષાલંકાર.

शार्दूलविक्रीडितवृत्त

केशाः संयमिनः श्रुतेरपि परं पारं गते लोचने
चान्तर्वक्त्रमपि स्वभावशुचिभिः कीर्णं द्विजानां गणैः ।
मुक्तानां सततािधवासरुचिरं वक्षोजकुम्भद्वयं
चेत्थं तन्वि वपुः प्रशान्तमपि ते क्षोभं करोत्येव नः॥९१॥

કેશ–સંયમી (ગુંથેલા અને યોગી) છે, નેત્ર–શ્રુતિ (વેદ તથા કાન)ના પણ પેલા પારને પહોંચેલાં છે, મુખ સ્વભાવથી શુચિ એવા દ્વિજો (દાંત તથા બ્રાહ્મણ)થી વ્યાસ છે, સ્તનરૂપી બે કુંભો મુકતો (જીવનમુક્ત અને મોતીના હાર)ના રહેવાથી

શોભે છે, એવી રીતે હે સુંદરી! શાંત છતાં પણ તારું શરીર અમને વિકાર કરે છે. ૯૧

शार्दूलविक्रीडितवृत्त

**दृष्टा दृष्टिमधो ददाति कुरुते नालापमाभाषिता**
**शय्यायां परिवृत्य तिष्ठति बलादालिंगिता वेपते ।**
**निर्यान्तीषु सखीषु वासभवनान्निर्गन्तुमेवहते**
**जाता वामतयैव संप्रति मम प्रीत्यै नवोढा प्रिया ॥९२॥**

સામું જોતાં નજર નીચી કરે છે, બોલાવતાં બોલતી નથી, શયનમાં પાસું ફેરવીને સુઈ જાય છે અને બળાત્કારે આલિંગન આપતાં કંપે છે, અંતઃપુરમાંથી સખીઓ બહાર જાય છે ત્યારે તેમની સાથે બહાર જવાને તયાર થાય છે, એવી રીતે નવી પરણી આણેલી પ્રિયા મને હમણાં તેના સ્ત્રીભાવથી પ્રીતિ ઉત્પન્ન કરે છે.* ૯૨

કામને વધારનાર સામગ્રી પાસે હોય તો પણ સ્ત્રીઓના મનમાં માનનો ઉદય થતો નથી.

आर्या

**प्रियपुरतो युवतीनां तावत्पदमातनोति हृदि मानः ।**
**भवति न यावच्चन्दनतरुसुरभिनिर्मलः पवनः ॥ ९३ ॥**

પતિની પાસે સ્ત્રીઓના હૃદયમાં માન ત્યાંસૂધી ટકે છે કે, જ્યાંસૂધી ચંદન વૃક્ષની સુગંધીવાળો નિર્મળ પવન વાતો નથી (એટલે જેવો સુગંધી પવન વાય છે કે, તત્કાળ સ્ત્રીના માનનો નાશ થાય છે). ૯૩

---

* અહિંની સંસ્કૃત પ્રતમાં ૯૨ મો શ્લોક ફરીને આવેલો છે, માટે અમે તેની પુનરૂક્તિ ન કરતાં કલકત્તાવાળી કાવ્યસંગ્રહની પ્રતમાંથી આ શ્લોક ઉમેર્યો છે.

મોટા પ્રયાસથી પણ કામના વેગનો પરિહાર થતો નથી, એપર કૂતરાનું દૃષ્ટાંતઃ-

शिखरिणिवृत्त

कृशः काणः खञ्जः श्रवणरहितः पुच्छविकलो
व्रणी पूयक्लिन्नः कृमिकुलशतैराच्छादिततनुः ।
क्षुधाक्षामो जीर्णः पिठरककपालार्पितगलः
शुनीमन्वेति श्वा हतमपि निहन्त्येव मदनः ॥ ९४ ॥

કૃશ, કાણો, લંગડો, કાનરહિત (બુચો)*-પુચ્છરહિત (બાંડો), વ્રણવાળો,† પરુથી ખરડાયલો, સેંકડો કીડાઓથી ભરેલાં શરીરવાળો, ભૂખથી દૂબળો થયેલો અને ઘડાના કાંઠલામાં જેણે ગળું ઘાલેલું છે‡ એવો ઘરડો કૂતરો, કૂતરીની પછવાડે પછવાડે જાય છે (આ પ્રભાવ કૂતરી કે કૂતરાનો નથી, પણ કામદેવનો છે,) કારણ કે કામદેવ મરેલાને પણ મારે છે. ૯૪

ઇંદ્રિયનિગ્રહ અતિ દુર્ઘટ છે, એપર વિશ્વામિત્ર વગેરેનું દૃષ્ટાંત.

शार्दूलविक्रीडितवृत्त

विश्वामित्रपराशरप्रभृतयो वाताम्बुपर्णाशना-
स्तेऽपि स्त्रीमुखपङ्कजं सुललितं दृष्ट्वैव मोहं गताः ।
शाल्यन्नं सघृतं पयोदधियुतं भुञ्जन्ति ये मानवा-
स्तेषामिन्द्रियनिग्रहो यदि भवेद्विन्ध्यस्तरेत्सागरम् ॥ ९५ ॥

વિશ્વામિત્ર અને પરાશર પ્રભૃતિ ઋષિઓ કે જેઓ વાયુ,

---

* મૈથુન્યજન્ય લડાઇઓમાં બીજા કૂતરાએ કાન તથા પુચ્છ કરડી તથા બચકાં ભરીને બુચો, બાંડો અને વ્રણયુક્ત કરી નાંખેલો.

† બચકાંના ઘાવાળો.

‡ સાંકડાં મોંઢાનાં માટીના વાસણમાં ખાવાની લાલચે પરાણે મોઢું ઘાલે અને પછી મોઢું નીકળે નહિ ત્યારે ભોંય પછાડી પોતે વાસણ ભાંગી નાંખે કે રુંધાઇને મરી ગયાની બીકે કોઈ વાસણ ફોડી નાંખે ત્યારે તેનો કાંઠલો કૂતરાની કોટમાં રહી જાય છે.

જળ અને પાન ખાઈ નિર્વાહ કરતા હતા, તેઓ પણ સ્ત્રીનાં સુલલિત મુખકમલ નિરખીને મોહ પામ્યા છે, ત્યારે જે મનુષ્યો ઘી, દૂધ, દહીં અને ભાત ખાય છે, તેઓની ઇંદ્રિયનો નિગ્રહ થાય તો વિંધ્યાચળે સાગર તરવા જેવું છે. ( એટલે જેમ વિંધ્ય પર્વતે સમુદ્ર તરવો દુર્ઘટ છે, તેમ મનુષ્યોએ ઇન્દ્રિયનિગ્રહ કરવો દુર્ઘટ છે.) ૯૫

સ્ત્રીનાં કટાક્ષનું પડવું અત્યંત અપકારક છે, તેથી તે ખલ પુરુષસમાન છે.

अनुष्टुभ्वृत्त

**अजितात्मसु संबद्धः समाधिकृतचापलः ।**
**भुजङ्गकुटिलः स्तब्धो भ्रूविक्षेपः खलायते ॥ ९६ ॥**

જેમ ખલ પુરુષ જેણે મનને જિત્યું ન હોય તેની સાથે રહે છે તેમ સ્ત્રીનાં કટાક્ષ પણ તેવાની સાથે સંબંધ રાખે છે. જેમ ખલ સમાધિ (ચિત્તસ્થિર રાખવા)માં ચપલતા કરે છે,તેમ કટાક્ષ પણ સમાધિ (મનના નિગ્રહ)માં ચપલતા કરે છે; જેમ ખલ; સર્પ જેવો વાંકો હોય છે, તેમ કટાક્ષ પણ વાંકાં હોય છે અને જેમ ખલ સ્તબ્ધ ( ગર્વિષ્ઠ) હોય છે, તેમ કટાક્ષ પણ સ્તબ્ધ (સ્થિર) હોય છે, માટે સ્ત્રીનાં કટાક્ષ ખલાચરણ સમાન છે. ૯૬

રૂપકવિધિથી અધરોષ્ઠ ચુંબનમાં અને સ્તનના મર્દનમાં હેતુ બતાવી વિષયને છૂપાવી સ્ત્રીઓનો બહારનો અને અંદરનો સ્વભાવ જૂદો છે, એમ દર્શાવ્યું છે.

वैतालीयवृत्त

**मधु तिष्ठति वाचि योषितां हृदि हालाहलमेव केवलम् ।**
**अत एव निपीयतेऽधरो हृदयं मुष्टिभिरेव ताड्यते ॥९७॥**

સ્ત્રીઓનાં વચનમાં મધ રહે છે (એટલે સ્ત્રીઓનાં વચનો મધુર હોય છે), પણ હૃદયમાં કેવળ હલાહલ ભર્યું હોય છે,

માટે અધરોષ્ઠનું પાન કરવામાં આવે છે ને હૃદયને મૂઠીથી મારવામાં આવે છે (એટલે મર્દન કરે છે). ૯૭

અહીં સૂધી શૃંગાર વર્ણનથી પરલોક પ્રાપ્ત થતો નથી, માટે પરલોક પ્રાપ્ત કરી આપનાર વૈરાગ્ય મેળવવા માટે પ્રથમ વૈરાગ્યમાં વિઘ્નરૂપ સ્ત્રીને ત્રણ શ્લોકથી નિંદી છે.

स्रग्धरावृत्त

आवर्तः संशयानामविनयभवनं पत्तनं साहसानां
दोषाणां संनिधानं कपटशतमयं क्षेत्रमप्रत्ययानाम् ।
स्वर्गद्वारस्य विघ्नो नरकपुरमुखं सर्वमायाकरण्डं
स्त्रीयन्त्रं केन सृष्टं विषममृतमयं प्राणिनामेकपाशः ॥९८॥

સંશયોનો આવર્ત (ધુસરી), અવિનયનું ભવન, સાહસોનું નગર, દોષનો ભંડાર, સેંકડો કપટનું સ્થાન, અવિશ્વાસનું ક્ષેત્ર, સ્વર્ગદ્વારનું વિઘ્ન, નરકાપુરીનું દ્વાર, સઘળી માયાનો કરંડીઓ, અંદર વિષ સમાન, બહાર અમૃત સમાન અને પ્રાણીઓનું મુખ્ય બંધનરૂપ સ્ત્રીરૂપી યંત્ર કોણે બનાવેલું હશે? તે હું જાણતો નથી. ૯૮

शार्दूलविक्रीडितवृत्त

सत्यत्वे न शशांक एव वदनीभूतो न चेन्दीवर-
द्वन्द्वे लोचनतां गते न कनकैरप्यङ्गयष्टिः कृता ।
किंत्वेवं कविभिः प्रतारितमनास्तत्त्वं विजानन्नपि
त्वङ्मांसास्थिमयं वपुर्मृगदृशां मन्दो जनः सेवते ॥९९॥

યથાર્થ વિચાર કરીએ તો (આમ જ જણાશે કે) ચંદ્ર કોઈ સ્ત્રીનું મુખ થયો નથી, શ્યામ કમલ સ્ત્રીનાં નેત્ર થતાં નથી અને સ્ત્રીનું શરીર સોનાથી બનાવેલું નથી, તોપણ સ્ત્રીનું મુખ ચન્દ્ર છે, નેત્ર શ્યામ કમલ છે અને શરીર સોનાનું છે,

એવી રીતે કવિના કહેવાથી જેનું મન ઠગાયલું હોય છે, એવો મૂઢ મનુષ્ય યથાર્થ જાણવા છતાં પણ સ્ત્રીઓનાં ચામડી, માંસ અને હાડકાંવાળાં શરીરને સેવે છે. ૯૯

अनुष्टुभ्वृत्त

स्मृता भवति पापाय दृष्टा चोन्मादकारिणी ।
स्पृष्टा भवति मोहाय सा नाम दयिता कथम् ॥ १०० ॥

જેનું સ્મરણ કરવાથી પાપ લાગે છે, જેને જોવાથી ઉન્માદ (ગાંડાપણું) થાય છે અને સ્પર્શ કરવાથી મોહ થાય છે, એવી સ્ત્રીને દયિતા (પ્રિય) કેમ કહેવાય? ૧૦૦

॥ इति श्रीमद्राजर्षिप्रवरभर्तृहरिकृतं शृंगारशतकं संपूर्णम् ॥



भर्तृहरिकृत

# वैराग्यशतक

## મંગળાચરણ

अनुष्टुभ्वृत्त

**दिक्कालाद्यनवच्छिन्नानन्तचिन्मात्रमूर्तये ।**
**स्वानुभूत्येकसाराय नमः शान्ताय तेजसे ॥ १ ॥**

જેની મૂર્તિ, દિશા અને કાલ વગેરેથી અવ્યાપ્ત છે, એટલા જ માટે અનન્ત અને ચૈતન્યરૂપ છે, જે કે એક જ આત્મજ્ઞાનના સારરૂપ છે, જે શાંત છે અને પ્રકાશરૂપ છે, તે પરબ્રહ્મને હું નમસ્કાર કરું છું. ૧

## તૃષ્ણાનું દૂષણ

સુભાષિત કોણ સાંભળે છે?

अनुष्टुभ्वृत्त

**बोद्धारो मत्सरग्रस्ताः प्रभवः स्मयदूषिताः ।**
**अबोधोपहताश्चान्ये जीर्णमङ्गे सुभाषितम् ॥ २ ॥**

જ્ઞાનીઓ મત્સરથી વ્યાપ્ત છે, રાજાઓ પોતાના અભિમાનમાં જ ખેંચાયલા રહે છે અને બાકીના બધા અબુધો છે; તેથી સુભાષિત અમારા અંગમાં જીર્ણ થઈ ગયું. ૨

અર્થાત્ સંસારમાં ત્રણ જાતના પુરુષો છે; એટલે જેઓ જ્ઞાની છે તેઓ ઈર્ષ્યાથી બીજા લોકને જ્ઞાન આપવાની પરવા જ રાખતા નથી; જેઓ મોટા માણસ છે, તેઓ તો 'હુંજ ગુણી અને વિદ્વાન્ માણસ છું,' એવા અહંકારથી સહુની અવગણના જ કરે છે; અને જેઓ અજ્ઞાન છે, તેઓ તો

બાપડા કંઈ સમજતા જ નથી; અને આમ હોવાથી સંસારમાં વિદ્વાનની અને વિદ્યાની બેયની તુલના જ નથી.

સંસારમાં રહીને પ્રાપ્ત કરેલાં સુકૃત પણ દુઃખકારી જ છે.

शिखरिणीवृत्त

**न संसारोत्पन्नं चरितमनुपश्यामि कुशलं**
**विपाकः पुण्यानां जनयति भयं मे विमृशतः ।**
**महद्भिः पुण्यौघैश्चिरपरिगृहीताश्च विषया**
**महान्तो जायन्ते व्यसनमिव दातुं विषयिणाम् ॥ ३ ॥**

સંસારમાં ઉત્પન્ન થયેલું કોઈ પણ કર્મ હું સુખકર જોતો નથી; કારણ કે વિચાર કરી જોતાં તો પુણ્યનું પરિણામ પણ મને ભય ઉત્પન્ન કરે છે; કેમકે મહાપુણ્યના ઓઘે કરીને પ્રાપ્ત થયેલા અને ચિરકાળથી ભોગવાતા વિષયો પણ અનુરાગી (વિષયભોગવનાર) પુરુષોને મહા દુઃખના કારણરૂપ થઈ પડે છે.* ૩

* સંસારથી ઉત્પન્ન થયેલું ચરિત સુખકર થતું નથી; કારણ કે, પુણ્યનો પરિપાક સુખકર જ નીવડે છે, એટલે પુણ્યનું પરિણામ જ દુઃખકર છે એમ કહેવાય. મોટા પુણ્યથી પ્રાપ્ત થયેલાં સુખો–વિષયો તેને–ભોગવનારને પાછાં દુઃખમાં નાંખે છે. અર્થાત્ આ સંસારમાં મહા પુણ્ય કર્યાં હોય તો સ્વર્ગ મળે અને ત્યાં જઇને જ્યાં સુધી પુણ્ય પહોંચે ત્યાં સુધી સુખ માણે; પુણ્યનો અવધિ પૂરો થાય એટલે પાછો 'क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति' એ વચનાનુસાર મૃત્યુલોકમાં પડે. આમ થતાં જન્મ-મરણ છૂટે નહિ, માટે સંસારમાં રહીને પારલૌકિક સુખને માટે પુણ્યદાન કર્યા કરતાં સંસારનો ત્યાગ કરી પરબ્રહ્મમાં લીન થવું એ જ ઉત્તમ છે, એથી જ મોક્ષ મળે છે અને ચોરાશી લક્ષના ફેરામાંથી છૂટાય છે. રામર્ષિ (ટીકાકાર) કહે છે કે, મહાપુણ્યે કરીને પ્રાપ્ત થયેલા–પુષ્પ, ચંદન ને સુંદર સ્ત્રી વગેરે વિષયો જેમ જેમ બહુ ભોગવાય છે, તેમ તેમ મોટા મોટા દુઃખના કારણરૂપ થતા જાય છે, વેદાંતની રીતે સ્વર્ગ કરતાં મોક્ષ ચઢે છે અને તેની જ કામના રાખવી જોઇએ; કારણ કે સ્વર્ગમાં ગયેલો પુરુષ, પુણ્ય પૂરું થતા જન્મમરણના ફેરામાં પડે છે, પણ જીવન્મુક્ત તો ચોરાસીના ફેરામાંથી સદાને માટે છૂટે છે.

शार्दूलविक्रीडितवृत्त

उत्खातं निधिशंकया क्षितितलं ध्माता गिरेर्धातवो
निस्तीर्णः सरितां पतिर्नृपतयो यत्नेन संतोषिताः ।
मन्त्राराधनतत्परेण मनसा नीताः स्मशाने निशाः
प्राप्तः काणवराटकोऽपि न मया तृष्णेऽधुना मुंच माम्॥४॥

પૈસાની તૃષ્ણાએ પૃથ્વીને ખોદી, પર્વતની ધાતુઓને ગાળી, નદીઓના પતિ સમુદ્રને ખેડ્યો, મહા મહા શ્રમે રાજાઓને સંતોષ્યા અને મંત્ર સાધવાને માટે સ્મશાનમાં રાત્રિઓ કહાડી, તો પણ ફૂટી બદામે મળી નહિ; માટે હે તૃષ્ણા! હવે તો તું મને છોડ. ૪

शार्दूलविक्रीडितवृत्त

भ्रान्तं देशमनेकदुर्गविषमं प्राप्तं न किंचित्फलं
त्यक्त्वा जातिकुलाभिमानमुचितं सेवा कृता निष्फला।
भुक्तं मानविवर्जितं परगृहेष्वाशंकया काकव-
त्तृष्णे जृम्भसि पापकर्मनिरते नाद्यापि संतुष्यसि ॥५॥

અલંઘ્ય અને દુર્ગમ દેશમાં ફર્યા, પણ કંઈ ફળ ન મળ્યું; સાચવવા યોગ્ય જાતિ તથા કુલાભિમાન મૂકીને ચાકરી કરી, તે પણ નિષ્ફળ ગઇ; પારકે ઘેર માનરહિત અને કાગડાની પેઠે શંકાશીલ રહેતાં પેટ ભર્યું, તથાપિ પાપકર્મમાં આસક્ત એવી હે તૃષ્ણા! તું તો પ્રતિદિન વધતી જ ગઈ; પણ આટઆટલું થતાંએ સંતોષ પામી નહિ. ૫

शिखरिणीवृत्त

खलोल्लापाः सोढाः कथमपि तदाराधनपरै-
र्निगृह्यान्तर्बाष्पं हसितमपि शून्येन मनसा ।
कृतश्चित्तस्तम्भः प्रतिहतधियामंजलिरपि
त्वमाशे मोघाशे किमपरमतो नर्तयसि माम् ॥ ६ ॥

ખળ પુરુષની સેવામાં તત્પર રહેતાં તેમના ઠપકા સહન કર્યા, વળી તેમના ઠપકાથી અંતરમાં આવી ગયેલાં આંસુને રોકી રાખી શૂન્ય મનથી તેમનાં હાસ્યને પણ સહન કર્યું, અંતઃકરણને વારી રાખી જેની બુદ્ધિનો બીજા ઉપહાસ કરે છે એવા મનુષ્યોને નમસ્કાર કર્યા, (તોપણ કંઈ પ્રાપ્ત થયું નહિ;) હવે હે નિષ્ફળ આશો! હજી પણ તું મને કેમ નચાવે છે? ૬

મોહવર્ણન.

शार्दूलविक्रीडितवृत्त

आदित्यस्य गतागतैरहरहः संक्षीयते जीवितं
व्यापारैर्बहुकार्यभारगुरुभिः कालो न विज्ञायते ।
दृष्ट्वा जन्मजराविपत्तिमरणं त्रासश्च नोत्पद्यते
पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूतं जगत् ॥ ७ ॥

રાતદિવસ સૂર્ય ઉગે છે અને આથમે છે તેથી આયુષ્ય ઓછું થાય છે, મોટાં મોટાં અનેક કાર્યના વ્યવહારોમાં 'કાળ ક્યાં ગયો ?' તે સમજાતુંએ નથી. વળી જન્મ, જરા (ઘડપણ), વિપત્તિ અને મરણને જોઈને પણ પુરુષને ત્રાસ ઉત્પન્ન થતો નથી. કારણ કે મોહમય પ્રમાદમદિરાનું પાન કરવાથી, આ આખું જગત્ જ ઉન્મત્ત થઈ ગયેલું મને લાગે છે. ૭

મનસ્વી પુરુષને યાચના કરવી, એના જેવું બીજું દુઃખ નથી.

शार्दूलविक्रीडितवृत्त

दीनादीनमुखैः सदैव शिशुकैराकृष्टजीर्णाम्बरा
क्रोशद्भिः क्षुधितैर्नरैर्न विधुरा दृश्येत चेद्गेहिनी ।
याच्ञाभङ्गभयेन गद्गदगलत्त्रुट्यद्विलीनाक्षरं
को देहीति वद स्वदग्धजठरस्यार्थे मनस्वी जनः ॥ ८ ॥

ભૂખ લાગવાથી રોતાં અને ઘણેજ ગરીબડે મોંઢે બાળકો, સદૈવ જેનાં જીર્ણ કપડાં ખેંચતાં હોય એવી અને

બાળકને આપવાને માટે ઘરમાં અન્ન ન હોવાથી વિધુર થયેલી સ્ત્રીને જોઇને યાચનાભંગ થવાના ભયથી ગદ્ગદ્ વાણીએ તુટતા અને પડતા અક્ષરે 'મને આપો,' એમ કયો મનસ્વી માણુસ પાપી પેટને માટે ભિક્ષા માગે છે? ૮

મરણ કોઇને વહાલું નથી.

शिखरिणीवृत्त

**निवृत्ता भोगेच्छा पुरुषबहुमानो विगलितः**
**समानाः स्वर्याताः सपदि सुहृदो जीवितसमाः ।**
**शनैर्यष्ट्युत्थानं घनतिमिररुद्धे च नयने**
**अहो धृष्टः कायस्तदपि मरणापायचकितः ॥ ९ ॥**

ભોગવિલાસની ઈચ્છા નિવૃત્ત થઈ, પુરુષત્વનું અભિમાન ગળી ગયું, સમોવડિયા તો કયારનાય દેવલોક પામ્યા, સુહૃદ્-સંબંધી પણ પોતાની દશાએ પહોંચ્યા; લાકડીને ટેકે પરાણે ધીરે રહીને ઉઠાય બેસાય છે અને આંખે અંધારાં આવે છે, એવી દશા થઈ, તોપણ અહો! આ નીચ દેહ તો હજી પણ મરણના ભયથી થરથરી જાય છે.* ૯

મનુષ્યની વૃત્તિ વૈરાગ્યને માટે શ્રેષ્ઠ છે.

शार्दूलविक्रीडितवृत्त

**हिंसाशून्यमयत्नलभ्यमशनं धात्रा मरुत्कल्पितं**
**व्यालानां पशवस्तृणांकुरभुजः सृष्टाः स्थलीशायिनः ।**
**संसारार्णवलंघनक्षमधियां वृत्तिः कृता सा नृणां**
**यामन्वेषयतां प्रयान्ति सततं सर्वे समाप्तिं गुणाः ॥ १० ॥**

બ્રહ્માએ, સર્પોના ભક્ષણને માટે હિંસા રહિત અને વગર યત્ને પ્રાપ્ત થાય તેવો પવન બનાવ્યો છે,† પશુઓનાં ભક્ષણ

* અર્થાત્ મહા દુઃખકર વૃદ્ધાવસ્થા આવતાં પણ માણુસને મરણનો ભય લાગે છે. † સાપ પવનનું ભક્ષણ કરીને જીવે છે એમ લોકવાયકા છે. વળી એ લોકવાયકા ઉપરથી સાપને 'પવનભક્ષક' નામ આપેલું હોય એમ લાગે છે.

માટે તૃણુ અને સુવા માટે પૃથ્વી બનાવી છે અને સંસારસાગર તરવાને સમર્થ બુદ્ધિવાળા માણસને માટે એ વૃત્તિ કરેલી છે કે જે વૃત્તિને શોધતાં ઝટ સર્વે ગુણોની સમાપ્તિ થઇ જાય છે.૧૦

તાત્પર્ય—સર્પાદિ અંડજ અને પશુ વગેરેને માટે બ્રહ્માએ આજીવિકા-વૃત્તિ બાંધેલી છે, તેથી જૂદી જ આજીવિકા-વૃત્તિ મનુષ્યને માટે નિર્માણુ કરેલી છે—એટલે કે, મનુષ્યમાં બુદ્ધિ મૂકેલી છે અને તે બુદ્ધિવડે કરીને મનુષ્ય આ સંસાર-સમુદ્રને તરવાને સમર્થ થઈ શકે છે, જેથી સંસારાર્ણવ તરાય, એ જ વૃત્તિનો મનુષ્યે સ્વીકાર કરવો જોઇએ.

એકે અર્થ ન સાધનારનું જીવિત તો વ્યર્થ જ ગયું જાણવું.

शार्दूलविक्रीडितवृत्त

न ध्यातं पदमीश्वरस्य विधिवत्संसारविच्छित्तये
स्वर्गद्वारकपाटपाटनपटुर्धर्मोऽपि नोपार्जितः ।
नारीपीनपयोधरोरुयुगलं स्वप्नेऽपि नालिङ्गितं
मातुः केवलमेव यौवनवनच्छेदे कुठारा वयम् ॥ ११ ॥

આ સંસારમાંથી છૂટવાને માટે વિધિ પ્રમાણે ઈશ્વરના પદનું ધ્યાન ધર્યું નહિ, તેમ સ્વર્ગદ્વાર ઉઘાડવાને સમર્થ એવો ધર્મ પણુ ઉપાર્જિત ન કર્યો તથા નારીનાં પીન પયોધર અને ઉરુયુગલને પણુ સ્વપ્ને આલિંગવા પામ્યા નહીં, તેથી અરેરે! આપણે તો કેવળ માતાના યૌવનવનને છેદનાર કુવાડારૂપ જ નીવડ્યા. ૧૧

અર્થાત્ સંસારમાંથી છૂટવાને—મોક્ષને માટે ઈશ્વરના પદનું વિધિવત્ ધ્યાન ધરાયું નહિ, સ્વર્ગ મેળવવા માટે ધર્મ થયો નહિ અને સંસારસુખો લેવાયું નહિ, એટલે વ્યર્થ જ જન્મ્યા. અનુક્રમે ત્રણે વિષય એક એકથી ઉતરતા છેઃ પ્રથમ

મોક્ષ, તે ન બને તો સ્વર્ગ અને તે ન બને તો ઐહિક (સાંસારિક) સુખ લેવું. મોક્ષ અને સ્વર્ગને માટે ત્રીજા શ્લોકની ટીકા જુવો. ધર્મ એટલે યાગાદિ અને યાગાદિ ધર્મકૃત્યથી સ્વર્ગ મળે છે, મોક્ષ મળતો નથી. મોક્ષ તો માત્ર બ્રહ્મજ્ઞાનથીજ મળે છે.

उपजातिवृत्त

**भोगा न भुक्ता वयमेव भुक्तास्तपो न तप्तं वयमेव तप्ताः ।**
**कालो न यातो वयमेव यातास्तृष्णा न जीर्णा वयमेव जीर्णाः१२**

ભોગ તો ભોગવાયા નહિ, પણ અમે (કાળથી) ભોગવાઇ ગયા, તપ તપાયું નહિ, પણ અમે જ (દુઃખથી) તવાઈ ગયા, કાળ તો ન ગયો પણ અમે તો ઘરડા થયા,* તૃષ્ણા તો જીર્ણ ન થઈ; પણ અમે જ જીર્ણ (વૃદ્ધ) થઈ ગયા. ૧૨

સકામ કર્મ કર્યાં પણ પરમાર્થ સાધ્યો નહિ.

शार्दूलविक्रीडितवृत्त

**क्षान्तं न क्षमया गृहोचितसुखं त्यक्तं न संतोषतः**
**सोढा दुःसहशीतवाततपनाः क्लेशान्न तप्तं तपः ।**
**ध्यातं वित्तमहर्निशं नियमितप्राणैर्न शंभोः पदं**
**तत्तत्कर्म कृतं यदेव मुनिभिस्तैस्तैर्फलैर्वञ्चिताः ॥ १३ ॥**

અમે ક્ષમા આપી પણ તે ક્ષમાના ગુણથી નહિ, ઘરમાં ભોગવવા યોગ્ય સુખોનો ત્યાગ કર્યો પણ સંતોષથી નહિ, દુઃસહ ટાઢ, વાયુ અને તાપ સહન કર્યાં પણ ક્લેશ વેઠીને તપ કર્યું નહિ, રાત દિવસ ધનનું ધ્યાન કર્યા કર્યું, પણ નિયમિત પ્રાણાયામે કરીને શંભુના પદનું ધ્યાન ધર્યું નહિ. આ રીતે મુનિઓએ કરેલાં તે તે કર્મ તો અમે કર્યાં, પણ તે તે ફળ તો અમને પ્રાપ્ત ન જ થયાં. ૧૩

---

* કાળ તો ન ખૂટ્યો, પણ અમારું આયુષ્ય ખૂટી ગયું.

તૃષ્ણા જીર્ણ થતી નથી.

अनुष्टुभ्वृत्त

**वलिभिर्मुखमाक्रान्तं पलितैरंकितं शिरः ॥**

**गात्राणि शिथिलायन्ते तृष्णैका तरुणायते ॥ १४ ॥**

મુખ ઉપર ત્વચાની કરચલિયો પડી ગઈ, મસ્તક પળિયાંથી છવાઈ ગયું અને ગાત્રો–પ્રત્યેક અંગ શિથિલ થઈ ગયાં, પણ આ તૃષ્ણા તો પ્રતિદિન તરુણજ (વધતી) થતી જાય છે. ૧૪

કર્મના પરિપાકરૂપે પ્રાપ્ત થયેલાં દુઃખનો શોક શો ?

अनुष्टुभ्वृत्त

**येनैवाम्बरखण्डेन संवीतो निशि चन्द्रमाः ।**

**तेनैव च दिवा भानुरहो दौर्गत्यमेतयोः ॥ १५ ॥**

જે અંબરના* કકડાથી રાતે ચંદ્રમા વિંટાયલો હતો, તે વડે જ દિવસે સૂર્યનારાયણ વિંટાયલો દેખાય છે, તો અહો ! આ બેની કેવી દશા? ૧૫

અર્થાત્ સૂર્ય અને ચંદ્ર પણ આ પ્રમાણે કર્મને પરિણામે દારિદ્ર્યને પામેલા છે અને તેઓ બે પણ એક જ અંબરના કકડાથી ઢંકાયલા રહે છે, તો પછી મનુષ્યની શી વાત!!

પોતે તજેલા વિષયો પુરુષને સુખ આપે છે.

शिखरिणीवृत्त

**अवश्यं यातारश्चिरतरमुषित्वापि विषया**
**वियोगे को भेदस्त्यजति न जनो यत्स्वयममून् ।**
**व्रजन्तः स्वातन्त्र्यादतुलपरितापाय मनसः**
**स्वयं त्यक्ता ह्येते शमसुखमनन्तं विदधति ॥ १६ ॥**

વિષયો ઘણો કાળ રહ્યા, છતાં પણ અવશ્ય જનારા તો છે જ; ત્યારે વિષયો એની મેળે મંદ પડી જાય અને પુરુષથી

* આ શ્લોકમાં 'અંબર' શબ્દમાં શ્લેષ છે, અંબર એટલે વસ્ત્ર અને અંબર એટલે વાદળાં.

તજાય, એ બે રીતે વિષયનો વિયોગ થાય, એમાં શો ભેદ છે? કંઈ નહીં, છતાં મનુષ્ય પોતે તે વિષયોનો ત્યાગ કરતો નથી. પરંતુ વિષયો જ્યારે સ્વતંત્ર થઈને ચાલ્યા જાય છે ત્યારે મનમાં અતુલ પરિતાપ કરાવે છે, પણ પુરુષે તજેલા વિષયો તો પુરુષને અપાર સુખશાન્તિ આપે છે. ૧૬

## તૃષ્ણાનો અધિકાર

शिखरिणीवृत्त

**विवेकव्याकोशे विकसति शमे शाम्यति तृषा**
**परिष्वङ्गे तुङ्गे प्रसरतितरां सा परिणतिः ।**
**जराजीर्णैश्वर्यग्रसनग . नाक्षेपकृपण-**
**कृपापात्रं यस्यां भवति मरुतामप्यधिपतिः ॥ १७ ॥**

જ્યારે વિવેકનો વિકાસ કરનાર શાન્તિ વિકાસ પામે છે અને તૃષ્ણાનું ઉન્નત આલિંગન શાંત પડે છે ત્યારે તે સુખરૂપ પરિણામ અત્યંત વિસ્તાર પામે છે, કે જે સુખરૂપ પરિણામને લીધે જરાથી જીર્ણ થયેલા ઐશ્વર્યના ઉપભોગ માટે અત્યંત પ્રયત્ન કરવાથી કૃપણ થયેલો મરુતોનો પતિ ઇંદ્ર પણ કૃપાપાત્ર થઈ પડે છે. ૧૭

## મદનની વિટમ્બના

शिखरिणीवृत्त

**कृशः काणः खञ्जः श्रवणरहितः पुच्छविकलो**
**व्रणी पूयक्लिन्नः कृमिकुलशतैरावृततनुः**
**क्षुधाक्षामो जीर्णः पिठरककपालार्पितगलः**
**शुनीमन्वेति श्वा हतमपि च हन्त्येव मदनः ॥ १८ ॥**

સુકાઈ ગયેલો, કાણો, લંગડો, બુચો, બાંડો, પરુ વહેતાં વ્રણવાળો, હજારો કીડાઓ પડેલા શરીરવાળો, ભૂખથી દુર્બળ થઈ ગયેલો, જીર્ણ અને જેને ગળે ઠચરાની હાંડીનો કાંઠલો

ભરાઈ રહેલો છે એવો કુતરો કુતરી પાછળ ભમ્યા કરે છે. ખરેખર મદન, મરેલાને પણ મારે જ છે. ૧૮

## વિષયનો અધિકાર

वसन्ततिलकावृत्त

भिक्षाशनं तदपि नीरसमेकवारं
शय्या च भूः परिजनो निजदेहमात्रम् ।
वस्त्रं च जीर्णशतखण्डमयी च कन्था
हाहा तथाऽपि विषया न परित्यजन्ति ॥ १९ ॥

માગી આણેલું, નીરસ અને તે પણ એક જ વાર ભોજન મળે, પથારીમાં પૃથ્વીજ હોય, પરિજન–સેવકમાં માત્ર પોતાનો દેહ, જૂનાં પુરાણાં વસ્ત્ર અને ફાટી તૂટી સો થીંગડિયા કંથા (ગોદડી) હોય, આવી સ્થિતિમાં આવી પડવા છતાં પણ મનુષ્યો, અરેરે, વિષયો તો છોડતા જ નથી. ૧૯

## રૂપતિરસ્કાર

शिखरिणीवृत्त

स्तनौ मांसग्रन्थी कनककलशावित्युपमितौ
मुखं श्लेष्मागारं तदपि च शशांकेन तुलितम् ।
स्रवन्मूत्रक्लिन्नं करिवरकरस्पर्धि जघन-
महो निन्द्यं रूपं कविजनविशेषैर्गुरु कृतम् ॥ २० ॥

સ્તન જે માંસની ગાંઠો છે તેને કનકકલશની ઉપમા અપાયલી છે, મુખ જે શ્લેષ્મનું* સ્થાન છે તેને ચંદ્રની સાથે સરખાવવામાં આવેલું છે અને મૂત્રસ્રાવથી ભીની રહેતી જાંઘોને હસ્તિરાજની સુંઢની સ્પર્ધા કરાવી છે. આરે અરેરે! આ રીતે નિંદાને પાત્ર એવાં રૂપને મહા કવિજનોએ વખાણી વખાણીને ઉત્તમ કરેલું છે. ૨૦

* લીંટ લાળ વગેરેનું.

મોહ વારી શકાય તેમ નથી.

शिखरिणीवृत्त

अजानन्माहात्म्यं पततु शलभो दीपदहने
स मीनोऽप्यज्ञानाद्बडिशयुतमश्नातु पिशितम् ।
विजानन्तोऽप्येतद्वयमिह विपज्जालजटिला-
न मुञ्चामः कामानहह गहनो मोहमहिमा ॥ २१ ॥

(અગ્નિના) માહાત્મ્યથી અજ્ઞાન પતંગ તીવ્ર અગ્નિમાં ભલે પડે અને મત્સ્ય પણ અજ્ઞાનથી જ માંસવાળી આંકડી ભલે ગળે, પરંતુ આપણે તો સંસારના વિપત્તિઓના જાળથી આવૃત એવા આ વિષયોને જાણતાં છતાં પણ છોડી શકતા નથી; અરેરે! એ મોહમહિમા શું ઓછો ગહન છે? ૨૧

## દુર્જનનિંદા

मालिनीवृत्त

विसमलमशनाय स्वादु पानाय तोयं
शयनमवनिपृष्ठे वल्कले वाससी च ।
नवघनमधुपानभ्रान्तसर्वेन्द्रियाणा-
मविनयमनुमन्तुं नोत्सहे दुर्जनानाम् ॥ २२ ॥

ભોજન માટે ફળ મળે, પીવા માટે સ્વાદિષ્ટ જળ મળે, પૃથ્વી ઉપર પડી રહેવાનું મળે અને લુગડાંમાં પહેરવાને માટે વલ્કલ મળે તોપણ બસ છે, પરંતુ થોડા ધનના મદ્યનું પાન કરવાથી ભ્રમિત થયેલી ઇન્દ્રિયોવાળા દુર્જનોનો અવિનય સહન કરવાને તો ઉત્સાહ થતો નથી. ૨૨

અર્થાત્ મિષ્ટાન્નને ઠેકાણે ફળ મળે તે ખમાય, કઢેલાં દૂધને ઠેકાણે મીઠું પાણી, છપ્પર પલંગને ઠેકાણે, જમીન ઉપર શયન અને હીરનાં ચીરને ઠેકાણે વલ્કલ મળે તે સહેવાય, પણ ધનરૂપી મદના પાનથી ભમી ગયેલી ઇન્દ્રિયોવાળા-મગજના ચળેલા દુર્જનોનો અવિનય તો નથી ખમાતો,

## માનિતા વિષે

हरिणीवृत्त

विपुलहृदयैर्धन्यैः कैश्चिज्जगज्जनितं पुरा
विधृतमपरैर्दत्तं चान्यैर्विजित्य तृणं यथा ।
इह हि भुवनान्यन्ये धीराश्चतुर्दश भुञ्जते
कतिपयपुरस्वाम्ये पुंसां क एष मदज्वरः ॥ २३ ॥

કોઈ ઉદાર હૃદયના પુણ્ય પુરુષોએ પૂર્વે જગત્ ઉત્પન્ન કર્યું, બીજાએ પાલન કર્યું, કોઇએ તેને જિતી લઈ તૃણવત્ ગણીને કોઇને આપી દીધું; વળી આ લોકમાં કોઈ બીજા ધીર પુરુષો ચૌદે ભુવનોને ભોગવે છે તથાપિ કેટલાક નગરનાં સ્વામિત્વથી પુરુષોને આ મદજ્વર શો ? ૨૩

અર્થાત્ બ્રહ્માએ જગતને ઉત્પન્ન કરેલું છે, વિષ્ણુ પાલન કરે છે, પરશુરામે જગતને જિતી છેવટ તૃણવત્ ગણી કશ્યપને તેનું દાન દીધું હતું અને બળિ આદિએ ચૌદ ચોકડીનું રાજ કર્યું છે, તેમને ગર્વ આવ્યો નથી, તો પછી થોડાંક ગામનાં આધિપત્યથી ગર્વ કરવો, એ આજના પુરુષોનું વર્તન અનુચિત કેમ ન ગણાય ?

## નિઃસ્પૃહાધિકાર

शार्दूलविक्रीडितवृत्त

त्वं राजा वयमप्युपासितगुरुप्रज्ञाभिमानोन्नताः
ख्यातस्त्वं विभवैर्यशांसि कवयो दिक्षु प्रतन्वन्ति नः ।
इत्थं मानद नातिदूरमुभयोरप्यावयोरन्तरं
यद्यस्मासु पराङ्मुखोऽसि वयमप्येकान्ततो निःस्पृहाः ॥२४॥

તું જેમ રાજા છે તેમ અમે પણ ગુરુની સેવા કરીને પ્રાપ્ત કરેલી બુદ્ધિના અભિમાનથી ઉન્નત છીએ; તું જેમ વિભવોથી પ્રખ્યાત છે, તેમ કવિઓ (દશે) દિશામાં અમારા યશોને

વિસ્તારે છે; હે માનદ! આ પ્રમાણે આપણા બન્નેમાં કંઈ ઝાઝો અંતર નથી; માટે તું જો અમારાથી વિમુખ (આદરરહિત) રહીશ તો અમે પણ તારાથી વધારે નિઃસ્પૃહ રહીશું. ૨૪

રાજ્યનું અભિમાન મિથ્યા છે.

शिखरिणीवृत्त

**अभुक्तायां यस्यां क्षणमपि न यातं नृपशतै-**
**र्भुवस्तस्या लाभे क इव बहुमानः क्षितिभुजाम् ।**
**तदंशस्याप्यंशे तदवयवलेशेऽपि पतयो**
**विषादे कर्तव्ये विदधति जडाः प्रत्युत मुदम् ॥ २५ ॥**

સેંકડો રાજાઓએ પૃથ્વીને ભોગવી ન હોય એવી એક ક્ષણ પણ ગઈ નથી. તે પૃથ્વીનો લાભ થવામાં રાજાઓ મોટું અભિમાન રાખે છે એ શું?* વળી તેના (પૃથ્વીના) અંશના પણ અંશના અને એકાદ અવયવના પતિ થતાં શોક કરવો જોઈએ, તેને ઠેકાણે જડ રાજાઓ ઉલટો હર્ષ પામે છે. ૨૫

અર્થાત્ હજારો રાજાઓ આ પૃથ્વીને ભોગવતાં ભોગવતાં ચાલ્યા ગયા, પણ પૃથ્વી કોઈની પણ થઈ નહિ, તો પછી પૃથ્વીના એકાદ નાનામાં નાના અંશના કે અવયવના પતિ થતાં 'હું પૃથ્વીપતિ છું' એવું અભિમાન રાખવું, એ અજ્ઞાન જ કહેવાય; કારણ કે પૃથ્વી કોઈની થઈ નથી અને થવાનીએ નથી, તો એવી અનિત્ય અને અત્યલ્પ સમૃદ્ધિનું અભિમાન શું કામ રાખવું?

शार्दूलविक्रीडितवृत्त

**मृत्पिण्डो जलरेखया वलयितः सर्वोऽप्ययं नन्वणु-**
**रङ्गीकृत्य स एव संयुगशतै राज्ञां गणैर्भुज्यते ।**

---

* પૂર્વાર્દ્ધનો અર્થ આન. મી૦ તિલાંગ આ પ્રમાણે કરે છે:—'જે હજારો રાજાઓથી એક ક્ષણવાર પણ અભુક્ત રહી નથી, તે પૃથ્વી મેળવવામાં તે રાજાઓ શું અભિમાન રાખતા હશે?'

**नोदद्युर्ददतेऽथवा किमपि ते क्षुद्रा दरिद्रा भृशं**
**धिग्धिक्तान्पुरुषाधमान्धनकणं वाञ्छन्ति तेभ्योऽपि ये ॥२६॥**

આ પૃથ્વીરૂપી એક મૃત્તિકાનો પિંડ છે, જે જળની રેખાથી (સમુદ્રવડે) વિંટળાયલો છે અને તે સઘળો અનંત નથી પણ નાનો છે. રાજાઓના સમૂહો હજારો લઢાઇઓ કરીને તે મૃત્તિકાપિંડને ગ્રહણ કરીને ભોગવે છે; તે ક્ષુદ્ર અને અત્યંત દરિદ્ર રાજાઓ થોડુંક આપે છે, અથવા તો કંઈ પણ આપતા નથી. જે પુરુષો તે રાજાઓની પાસેથી પણ કિંચિત્ ધનની વાંછા કરે છે, તે અધમ પુરુષોને ધિક્કાર હોજો. ૨૬

## વિદ્વાન્‌વચન

वैतालीयवृत्त

**न नटा न विटा न गायका न परद्रोहनिबद्धबुद्धयः ।**
**नृपसद्मनि नाम के वयं कुचभारानमिता न योषितः ॥ २७ ॥**

(અમે) નટ નથી, વિટ નથી, ગવૈયા નથી અને પારકાનો દ્રોહ કરવામાં બુદ્ધિ રાખનારા નથી;* વળી કુચના ભારથી નમેલી એવી અમે સ્ત્રીઓ પણ નથી, તો પછી રાજદ્વારમાં અમને તે કોણ ગણે?† ૨૭

'અર્થાત્ રાજાને ત્યાં નટ, વિટ, ગવૈયા, દ્રોહી પુરુષો અને મોટાં સ્તનવાળી સ્ત્રીઓનો આદર સત્કાર થાય; હવે અમે તો એમાંના એકે નથી, તો પછી અમારો ત્યાં કોણ ભાવ પૂછે?

* પારકાનો દ્રોહ જ કરવો, એમાં જ નિબદ્ધ બુદ્ધિવાળા.

† આવો જ ભાવ જુઓ અંગ્રેજીમાં

What is Rome to me, what business have I there,
I who can neither lie, nor falsely swear,
Nor praise my patron's underserving rhymes.

(*Ancient classics.*)

રાજદ્વારમાં વિદ્વાનનો સત્કાર નથી, પણ ઉપર ગણાવ્યા તેવા દુર્ગુણીઓ અને ગણિકાઓનાં જ માન હોય છે. મિ૦ તિલાંગ આ શ્લોકને અમાનિતા સેવકનું વચન કહે છે.'

ઉત્તરોત્તર વિદ્યાનો નાશ થતો જાય છે.

शिखरिणीवृत्त

**पुरा विद्वत्तासीदुपशमवतां क्लेशहतये**
**गता कालेनासौ विषयसुखसिद्धै विषयिणाम् ।**
**इदानीं तु प्रेक्ष्य क्षितितलभुजः शास्त्रविमुखा-**
**नहो कष्टं सापि प्रतिदिनमधोधः प्रविशति ॥ २८ ॥**

પૂર્વે વિદ્વત્તા, શાન્તિવાળાઓના કલેશનો નાશ કરવા માટે હતી. એ વિદ્વત્તા કાળ જતાં અનુરાગીઓની વિષય-સિદ્ધિને માટે થઈ રહી અને હાલ તો પૃથ્વીપાલોને શાસ્ત્ર-વિમુખ જોઈને તે જ વિદ્વત્તા પ્રતિ દિવસ નીચે ઉતરતી જાય છે; અહો! એ ઓછી દુઃખની વાત છે? ૨૮

અર્થાત્ પૂર્વે વિદ્વત્તા, સંસારના કલેશમાંથી છૂટવાને માટે સંપાદન થતી હતી, કાળે કરીને તે જ વિદ્વત્તા ત્યાર પછી અનુ-રાગીઓથી સંસારનાં સૌખ્યનું આસ્વાદન કરવાને માટે સંપા-દન થવા લાગી અને હવે તો વિદ્વત્તાની તુલના જ રહી નથી; એટલે ધીરે ધીરે તે દુનિયામાંથી અસ્ત જ થતી જાય છે.

## અહંકારી પુરુષ પ્રતિ

નિરંતર ઈશ્વરનું આરાધન કરનારને જ ધન્ય છે.

शिखरिणीवृत्त

**स जातः कोऽप्यासीन्मदनरिपुणा मूर्ध्नि धवलं**
**कपालं यस्योच्चैर्विनिहितमलङ्कारविधये ।**
**नृभिः प्राणत्राणप्रवणमतिभिः कैश्चिदधुना**
**नमद्भिः कः पुंसामयमतुलदर्पज्वरभरः ॥ २९ ॥**

જેના ધવલ કપાલને (ખોપરીને) મદનના રિપુ શંકરે,

પોતાના મસ્તક ઉપર અલંકારને ઠેકાણે રાખ્યું હતું, તે જ પુરુષના જીવિતને ધન્ય છે, પણ હાલ તો પોતાના પ્રાણનું રક્ષણ કરવામાં જ પ્રવીણ મતિવાળા કેટલાએક પુરુષના નમસ્કારોથી પુરુષોને અતુલ દર્પરૂપી મહા જ્વર આવે છે એ શું? ૨૯

અર્થાત્ પ્રાણનું રક્ષણ કરનારા એટલે મરણથી ભય પામનારા અને મનુષ્યોના નમનથી પ્રસન્ન થનારાનાં જીવતરને ધન્ય નથી, પણ જેના કપાલને શંકર પોતાની રુંઢમાળામાં રાખે છે, તે પુરુષના જીવતરને જ ધન્ય છે. જે શંકરને સેવે છે ને તેને શરણે જાય છે, તેના મસ્તકને, પોતાનો ઇષ્ટ ભક્ત ગણી, શંકર પોતાના કંઠની રુંઢમાળામાં રાખે છે-છાતીપરનો છાતીપર રાખે છે. રામર્ષિ કહે છે કે:-वदान्यानां जितेंद्रियाणां सत्यसंघानां शूराणां च युद्धे निहतानां शिरांसि श्रीमहादेवः शिरसि बिभर्ति [ इत्यागमः ] ઉદાર, જિતેન્દ્રિય, સત્યવાદી, શૂર અને સંગ્રામમાં હણાયલાનાં કપાળ-મસ્તક-ખોપરીઓને મહાદેવ પોતાની છાતી ઉપર રાખે છે.

એક નિઃસ્પૃહની રાજા પ્રતિ ઉક્તિ.

स्रग्धरावृत्त

अर्थानामीशिषे त्वं वयमपि च गिरामीश्महे यावदर्थं
शूरस्त्वं वादिदर्पज्वरशमनविधावक्षयं पाटवं नः ।
सेवन्ते त्वां धनाढ्या मतिमलहतये मामपि श्रोतुकामा
मय्यप्यास्था न चेत्तत्त्वयि मम सुतरामेष राजन् गतोऽस्मि ३०

હે રાજન્! જેમ તમે દ્રવ્યના માલિક છો, તેમ અમે વાણીના માલિક (ઉપાસક) છીએ; તમે જેમ શૂર છો તેમ અમે પણ વાદ કરનારા અહંકારજ્વરને શમાવવામાં અક્ષય ચતુરતા ધરાવીએ છીએ; ધનાઢ્ય પુરુષો જેમ તમારી સેવા કરે છે તેમ અજ્ઞાનના નાશને માટે અમને પણ શ્રોતાઓ

સેવે છે; આમ છતાં પણ અમારા ઉપર જો તમને આસ્થા ન હોય તો અમને પણ તમારા ઉપર આસ્થા નથી, માટે આ ચાલ્યા. ૩૦*

शिखरिणीवृत्त

अतिक्रान्तः कालो लटभललनाभोगसुभगो
भ्रमन्तः श्रान्ताः स्मः सुचिरमिह संसारसरणौ ।
इदानीं स्वःसिन्धोस्तटभुवि समाक्रन्दनगिरः
सुतारैः फूत्कारैः शिव शिव शिवेति प्रतनुमः॥ ३१ ॥

લટકાંવાળી લલનાઓના ભોગમાં રમણીય લાગતો કાળ જતો રહ્યો અને સારી પેઠે સંસારના માર્ગોમાં ફરતાં ફરતાં થાકી ગયા, હવે તો સ્વર્ગંગાના તટ ઉપર બેસી તારણ કરનારા સુંદર અવાજે અમો 'શિવ! શિવ! શિવ!' નામથી સ્તુતિ કરીએ છીએ. ૩૧

અર્થાત્ અમને હવે સંસારમાં મમતા રહી નથી, એમ કહેતાં પૂર્વાર્દ્ધમાં સંસારસુખ ભોગવ્યું જણાવી, તેનાથી ધરાઈ સંતોષ લઈ ગંગાના તીર ઉપર 'શિવ'નો જપ જપવામાં જ આનંદ દર્શાવે છે. વાનપ્રસ્થાવસ્થાનું અત્ર પ્રતિભાસન અપાયું છે.

शार्दूलविक्रीडितवृत्त

माने म्लायिनि खण्डिते च वसुनि व्यर्थे प्रयातेऽर्थिनि
क्षीणे बन्धुजने गते परिजने नष्टे शनैर्यौवने ।
युक्तं केवलमेतदेव सुधियां यज्जह्नुकन्यापयः
पूतग्रावगिरीन्द्रकन्दरदरीकुञ्जे निवासः क्वचित् ॥ ३२ ॥

---

* રાજા અથવા ધનાઢ્યમાં અને કવિ-વિદ્વાનમાં આ રીતે જ્યારે કંઈ તફાવત નથી, ત્યારે જો રાજા અથવા ધનાઢ્યની કવિ અથવા વિદ્વાન્ ઉપર આસ્થા હોય તો જ કવિ અથવા વિદ્વાનની રાજા કે ધનાઢ્ય ઉપર છે, નહિ તો નથી જ. રાજસેવા બહુ કષ્ટકારક છે. જુઓ શ્લોક ૨૪ મો, એનો પણ આવો જ ભાવ છે.

માન ભ્રષ્ટ થયું હોય, ધન નાશ પામ્યું હોય, માગણ નિરાશ થઇને પાછા જતા હોય, બંધુજન ક્ષીણ થયા હોય, ચાકરો જતા રહ્યા હોય અને યૌવન ધીરે ધીરે નષ્ટ થતું હોય ત્યારે બુદ્ધિમાન્ મનુષ્યોને તો કેવળ એ જ યોગ્ય છે કે, ગંગાના જળથી પવિત્ર થયેલાં પ્રસ્તરવાળા હિમગિરિની કંદરામાં કોઈ સુંદર ગુફામાં નિવાસ કરવો. ૩૨

અર્થાત્ આ રીતે જેનો સંસાર છિન્નભિન્ન થઈ ગયો હોય, તેણે પુનઃ સંસારમાં ન પડતાં તીર્થવાસ કરી ભગવદ્ભજન કરવું, એ જ શ્રેષ્ઠ છે.

કોઇનું આરાધન કર્યા કરતાં આત્માનું આરાધન કરવું ઉત્તમ છે.

शिखरिणीवृत्त

परेषां चेतांसि प्रतिदिवसमाराध्य बहुधा
प्रसादं किं नेतुं विशसि हृदय क्लेशकलिलम् ।
प्रसन्ने त्वय्यन्तः स्वयमुदितचिन्तामणिगुणे
विमुक्तः संकल्पः किमभिलषितं पुष्यति न ते ॥ ३३ ॥

હે હૃદય! પ્રતિ દિવસ પારકાનાં ચિત્તનું આરાધન કરી, તેને પ્રસન્ન કરવા માટે તું મહાક્લેશ શું કરવા વેઠે છે? કારણ કે જેમાં ચિંતામણિના ગુણો ઉદિત થયેલા છે એવું અને સંકલ્પરહિત, તારું પોતાનું અંતર જ, પ્રસન્ન થયા પછી તારી કામનાને પૂરે એમ નથી શું? ૩૩

અર્થાત્ જ્યારે સંકલ્પથી રહિત થયેલું મન, શાન્તિથી પ્રસન્ન થાય છે ત્યારે તે ચિન્તામણિના ગુણને પામે છે, એટલે કે જે વસ્તુની ઇચ્છા થાય તે આપે છે: ત્યારે પછી બીજા કોઇના ચિત્તને પ્રસન્ન કરવાને માટે મહાક્લેશમાં પડવાનુ શું કારણ છે? संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः + + × + + प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ભગવદ્ગીતા અ. ૬ ઠ્ઠો, શ્લોક.

(૨૪-૨૭) સંકલ્પથી ઉપજેલા કામાદિને ત્યાગ કર્યા પછી, શાંતિ પામેલું મન યોગીને ઉત્તમ સુખ આપે છે.

शार्दूलविक्रीडितवृत्त

भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद्भयं
मौने दैन्यभयं बले रिपुभयं रूपे जराया भयम् ।
शास्त्रे वादभयं गुणे खलभयं काये कृतान्ताद्भयं
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम् ॥ ३४ ॥

ભોગમાં રોગનો ભય, કુલીનતામાં લાંછનનો ભય, ધનને રાજાનો ભય, મૌનમાં દૈન્યનો ભય, બળમાં શત્રુનો ભય, રૂપમાં ઘડપણનો ભય, શાસ્ત્ર ભણવામાં વાદનો ભય, ગુણમાં ખલ-નઠારાં માણસનો ભય અને શરીરને કાળનો ભય છે; આ રીતે જગતમાં સઘળી વસ્તુઓ માટે માણસોને ભય રાખવો પડે છે. માત્ર વૈરાગ્ય જ નિર્ભય છે. ૩૪

તાત્પર્ય-આ જગતમાં માણસ જો ભોગ ભોગવે તો રોગ થવાનો ભય રહે છે, કુળવાન્ હોય તો લાંછનનો ભય રહે છે, ધનવાન્ હોય તો રાજાનો ભય રહે છે, બળવાનને શત્રુનો ભય, રૂપાળાનો ઘરડું થઈ જવાનો ભય, ભણેલાને બીજાઓ સાથે વાદનો ભય, ગુણ હોય તેને નઠારા માણસોની નિંદાનો ભય અને શરીરને મરણનો ભય છે. અર્થાત્ જગતમાં સઘળું ભયવાળું છે, માત્ર વૈરાગ્ય જ નિર્ભય છે.

નાશવાન્ પ્રાણને માટે આત્મશ્લાઘા કરવી, એ અનુચિત છે.

शिखरिणीवृत्त

अमीषां प्राणानां तुलितबिसिनीपत्रपयसां
कृते किं नास्माभिर्विगलितविवेकैर्व्यवसितम् ।
यदाढ्यानामग्रे द्रविणमदनिःशंकमनसां
कृतं वीतव्रीडैर्निजगुणकथापातकमपि ॥ ३५ ॥

કમળ પત્ર ઉપર રહેલાં જળ જેવા આ પ્રાણને માટે વિવેક છોડી દઇને આપણે શું નથી કર્યું? દ્રવ્યના મદથી નિઃશંક મનવાળા ધનાઢ્યો આગળ, લજ્જાને કોરે મૂકી પોતાના ગુણની કથા કરવારૂપ પાપકર્મ પણ કર્યું છે. ૬૫

અર્થાત્ કમળનાં પત્ર ઉપર પડેલાં જળબિંદુ જેવા અસ્થિર અને અનિત્ય પ્રાણના રક્ષણ માટે ધનના મદથી નઠોર થયેલાં મનવાળા ધનીઓ આગળ, આત્મશ્લાઘા કરવારૂપ પાપ પણ કર્યું છે-આત્મશ્લાઘા કરવી, એ પણ એક મોટું પાપ છે તો તે પણ કર્યું. એમ રક્ષણ કરવા છતાં પણ પ્રાણ જવાનો તો છે જ, ત્યારે તેના મોક્ષને માટે જ કંઈ સાધન કરી લેવું, એ ઉત્તમ છે.

સંપત્તિ કાળને વશ થઈ છે, તેનો મોહ શો?

शार्दूलविक्रीडितवृत्त

भ्रातः कष्टमहो महान्स नृपतिः सामन्तचक्रं च तत्
पार्श्वे तस्य च सापि राजपरिषत्ताश्चन्द्र[illegible]ः।
उद्रिक्तः स च राजपुत्रनिवहस्ते बन्दिनस्ताः कथाः
सर्वं यस्य वशादगात्[illegible]तेपदं कालाय तस्मै नमः॥ ३६॥

હે ભ્રાતર! આ શું ઓછા કષ્ટની વાત છે કે, અમારી દૃષ્ટિએ પડ્યો હતો તે મહારાજા, તેની પડખે બેસનારો તે માંડલીક રાજાઓનો સમુદાય, તે રાજસભા, તે ચંદ્રબિંબ જેવાં મુખવાળી સ્ત્રીઓ, તે ઉત્તમ* રાજપુત્રસમૂહ, તે બંદીજનો અને તે કથાઓ† એ સૌ જેનાથી આજ માત્ર સ્મૃતિરૂપ રહ્યું છે, તે કાળને નમસ્કાર છે. ૩૬

शिखरिणीवृत्त

वयं येभ्यो जाताश्चिरपरिगता एव खलु ते
समं यैः संवृद्धाः [illegible]तिविषयतां तेऽपि गमिताः।

---

* ક્રીડારસથી ઉચ્છૃંખળ થયેલ.

† શૃંગાર, વીર, કરુણા, અદ્ભુત, ભયાનક વગેરે રસપૂર્ણ કથાઓ.

इदानीमेते स्म प्रांतवि[illegible]पतना
गतास्[illegible]ल्यावस्थां [illegible]भिः ॥ ३७ ॥

આપણે જેમનાથી ઉત્પન્ન થયા છીએ તે (માબાપ) તો ઘણો કાળ થયાં ચાલ્યાં ગયાં, જેમની સાથે ઉછરીને મોટા થયા (બંધુજન વગેરે) તે પણ સ્મૃતિ માત્ર થઈ ગયાં અને હાલ તો આપણે પણ નદીના રેતીવાળા કિનારા ઉપર ઉભેલાં તરુ જેવી પ્રતિદિન પાસે આવતી મરણદશાને પ્રાપ્ત થતા જઈએ છીએ ૩૭

કાળ એકનાં અનેક અને અનેકનું એક નહિ, એમ કર્યા જ કરે છે.

मन्दाक्रान्तावृत्त

यत्रानेकः क्वचिदपि गृहे तत्र तिष्ठत्यथैको
यत्राप्येकस्तदनु बहवस्तत्र चान्ते न चैकः ।
इत्थं चेमौ रजनिदिवसौ दोलयन्द्वावियाक्षौ
कालः काल्या सह बहुकलः क्रीडति प्राणिशारैः ॥ ३८ ॥

જે ઘરમાં અનેક હતાં તે ઘરમાં એક જ માણસ રહે છે, એક હોય તેનાં બહુ જ થાય છે અને અંતે વળી એકકે રહેતું નથી; આ પ્રમાણે રાત દિવસરૂપી પાસાવડે અનેક રચના કરનારો કાળ, કાલિકાની સાથે પ્રાણીરૂપ સોગટીઓથી રમત રમ્યા કરે છે. ૩૮

અર્થાત્—શિવપાર્વતી રાતદિવસરૂપી પાસા અને પ્રાણીરૂપી સોગટાંથી વિચિત્ર રમત રમ્યાં જાય છે.

શું કરવું ને શું નહિ કરવું?

शिखरिणीवृत्त

तपस्यन्तः सन्तः किमधिनिवसामः सुरनदीं
गुणोदारान्दारानुत परिचयामः सविनयम् ।
पिबामः शास्त्रौघानुत विविधकाव्या[illegible]तरसा-
न्न विद्मः किं कुर्मः कतिपयनिमेषायुषि जने ॥ ३९ ॥

ગંગાના તટ ઉપર જઈને તપશ્ચર્યા કરીએ કે ઉદાર ગુણ-વાળી સ્ત્રીઓને સવિનય સેવીએ કે વિવિધ કાવ્યામૃતપૂર્ણ શાસ્ત્રોના રસોને પીએ; અમે સમજી શકતા નથી કે શું કરીએ? કારણ કે મનુષ્યનું આયુષ્ય તો અલ્પનિમેષવાળું છે. ૩૯

અર્થાત્–મનુષ્યનું આયુષ્ય અલ્પ છે, માટે શું કરવું તે કંઈ સમજાતું નથી.

શું ઈચ્છવા યોગ્ય છે?

मन्दाक्रान्तावृत्त

**गङ्गातीरे हिमगिरिशिलाबद्धपद्मासनस्य**
**ब्रह्मध्यानाभ्यसनविधिना योगनिद्रां गतस्य ।**
**किं तैर्भाव्यं मम सुदिवसैर्यत्र ते निर्विशङ्काः**
**संप्राप्स्यन्ते जरठहरिणा शृङ्गकण्डूविनोदम् ॥ ४० ॥**

ગંગાના તીર ઉપર હિમગિરિની શિલાપર પદ્માસન વાળી વિધિ પ્રમાણે બ્રહ્મનું ધ્યાન ધરીને યોગનિદ્રાને પામેલા એવા મારા શરીરને નિઃશંક થઈને ઘરડાં હરણાં પોતાનાં શિંગડાં ઘસે, એવા મારા તે સુદિવસો જાવ. ૪૦

અર્થાત્–ઘરડાં હરણ પોતાનાં શિંગડાં ઘસે તોપણ સમાધિ છૂટે નહિ એવી બ્રહ્મધ્યાન લીન યોગનિદ્રાને પ્રાપ્ત થયેલા તે દિવસો જ શુભ દિવસો ગણાય છે.

शिखरिणीवृत्त

**स्फुरत्स्फारज्योत्स्नाधवलिततले क्वापि पुलिने**
**सुखासीनाः शान्तध्वनिषु रजनीषु द्युसरितः ।**
**भवाभोगोद्विग्नाः शिवशिवशिवेत्यार्तवचसा**
**कदा स्यामाऽऽनन्दोद्गतबहुलबाष्पाप्लुतदृशः ॥ ४१ ॥**

વિસ્તાર પામતી ચાંદનીને લીધે ધવલ થયેલા ગંગાના પુલિનપર શાન્ત રાત્રિમાં સુખથી બેઠેલા, ભવના ભોગ ભોગ-વ્યાથી ઉદ્વિગ્ન થયેલા, શિવ શિવ અને શિવ એમ આર્ત વચનનું

ઉચ્ચારણ કરતા અને આનંદાશ્રુથી ભરપૂર દૃષ્ટિવાળા એવા અમે ક્યારે થઈશું ? ૪૧

આશાનો ત્યાગ કરવો, એ અત્યંત સુખનું કારણ છે.

शिखरिणीवृत्त

महादेवो देवः सरिदपि च सैवामरसरि-
द्गुहा एवागारं वसनमपि ता एव हरितः ।
सुहृद्वा कालोऽयं व्रतमिदमदैन्यव्रतमिति
कियद्वा वक्ष्यामो वटविटप एवास्तु दयिता ॥ ४२ ॥

મહાદેવ એ જ દેવ છે; નદી, તે જ પ્રસિદ્ધ ગંગા છે; ગુફા એ જ ઘર છે; દિશાઓ જ વસ્ત્ર છે; કાલ મિત્ર છે અને વડની શાખા સ્ત્રી છે, એવી રીતે આ ઉદારતાવાળું વ્રત છે. હવે કેટલું કહીએ ? ૪૨

અર્થાત્–ગંગામાં સ્નાન કરી જીવવું ઉત્તમ છે, પણ માગી ખાઈને જીવવું ઉત્તમ નથી.

शार्दूलविक्रीडितवृत्त

आशानामनदी मनोरथजला तृष्णातरङ्गाकुला
रागग्राहवती वितर्कविहगा धैर्यद्रुमध्वंसिनी ।
मोहावर्तसुदुस्तराऽतिगहना प्रोत्तुङ्गचिन्तातटी
तस्याः पारगता विशुद्धमनसो नन्दन्ति योगीश्वराः ॥४३॥

આશા નામની નદી છે જેમાં મનોરથરૂપી જલ, તૃષ્ણારૂપી ચંચલ તરંગ, સ્નેહરૂપી મગર, વિતર્કરૂપી પક્ષીઓ વસે છે તથા જે ધૈર્યરૂપી વૃક્ષનો નાશ કરે છે, જે મોહરૂપી ઘુમરીથી દુસ્તર અને અતિ ઉંડી છે અને જેને મોટી ચિંતારૂપી તીર હોય છે તે આશાનદીના પારને પહોંચેલા શુદ્ધ મનવાળા યોગીશ્વરો આનંદ પામે છે. ૪૩

મનને નિયમમાં રાખનાર પુરુષ દુર્લભ છે.

मन्दाक्रान्तावृत्त

आसंसारं त्रिभुवनमिदं चिन्वतां तात तादृङ्-
नैवास्माकं नयनपदवीं श्रोत्रवर्त्मागतो वा ॥
योऽयं धत्ते विषयकरिणीगाढगूढाभिमान-
क्षीबस्यान्तःकरणकरिणः संयमालानलीलाम् ॥ ४४ ॥

હે તાત! અમે સંસારપર્યંત ત્રણે ભુવનોમાં શોધી વળ્યા છીએ, પરંતુ એવો પુરુષ અમારા જોવામાં કે સાંભળવામાં આવ્યો નથી, કે જે વિષયરૂપી હાથણી ઉપર અત્યંત ગૂઢ અભિમાનથી મહોન્મત્ત થયેલા અંતઃકરણરૂપી હાથીને બાંધવાને સંયમરૂપી ખૂંટારૂપ થઈ શકે. ૪૪

અર્થાત્—અમે ત્રણે લોક જોયા, પણ મનને નિયમમાં રાખે તેવો પુરુષ અમારા જોવામાં કે સાંભળવામાં આવ્યો નથી.

## નિર્વેદતાનું સ્વરૂપ

मन्दाक्रान्तावृत्त

ये वर्तन्ते धनपतिपुरः प्रार्थनादुःखभाजो
ये चाल्पत्वं दधति विषयाक्षेपपर्यस्तबुद्धेः ।
तेषामन्तः स्फुरितहसितं वासराणां स्मरेयं
ध्यानच्छेदे शिखरिकुहरग्रावशय्यानिषण्णः ॥ ४५ ॥

જે દિવસો ધનાઢ્યની આગળ પ્રાર્થના કરવાથી દુઃખમય લાગતા અને વિષયને માટે પ્રયત્નો કરવાથી જેની બુદ્ધિ વિપરીત થઈ ગઈ હતી એવા મને જે દિવસો ઘણા જ સ્વલ્પ લાગતા તે દિવસોનું, ધ્યાનના અંતમાં, પર્વતની ગુહામાં પ્રસ્તરની શય્યા ઉપર બેસીને, હું અંતરમાં સ્ફુરેલા હાસ્યપૂર્વક સ્મરણ કરું છું. ૪૫

અર્થાત્—એવા સંસારના દુઃખમાં કહાડેલા દિવસો સ્મરતાં હાલની યોગીની અવસ્થામાં તે મિથ્યા મોહ ઉપર

હાસ્ય ઉત્પન્ન થાય છે-જ્ઞાની જન પોતાના પ્રમાદનું સ્મરણ થતાં પોતે પોતાને હસે છે.

એકે પુરુષાર્થ ન સધાયો.

शार्दूलविक्रीडितवृत्त

**विद्या नाधिगता कलंकरहिता वित्तं च नोपार्जितं**
**शुश्रूषाऽपि समाहितेन मनसा पित्रोर्न संपादिता ।**
**आलोलायतलोचना युवतयः स्वप्नेऽपि नालिङ्गिताः**
**कालोऽयं परपिण्डलोलुपतया काकैरिव प्रेरितः ॥ ४६ ॥**

અમે શુદ્ધ વિદ્યા પણ પ્રાપ્ત ન કરી, ધન પણ ન મેળવ્યું, સ્વસ્થ ચિત્તથી માબાપની સેવા પણ ન કરી તથા ચંચળ અને વિશાળ નેત્રવાળી યુવતીઓને સ્વપ્નમાં પણ આલિંગન કર્યું નહિ, પરંતુ કાગડાની પેઠે પરપિંડ (ભોજન) ઉપર આશા રાખીને બધો કાળ નિર્ગમન કર્યો. ૪૬

અર્થાત્ વિદ્યા, ધન, માબાપસેવા અને ભોગ એ કંઈ થયું નહિ, પણ કોઈ ભોજન આપે એવી આશામાં ને આશામાં કાળ જતો રહ્યો-સુખ મળ્યુંએ નહિ ને હરચરણ-શરણ પણ થવાયું નહિ; એમ ઉભય પુરુષાર્થથી ભ્રષ્ટ થયા-એવી રીતે ઘણો કાળ જીવ્યા તેથી શું? **काकोऽपि जीवति चिरं च बलिं च भुङ्क्ते**-કાગડો પણ બલિ ખાતાં ઘણો કાળ જીવે છે. તાત્પર્ય-કાગડાની પેઠે લાંબું આયુષ્ય ભોગવ્યું તેથી શું?

शिखरिणीवृत्त

**वितीर्णे सर्वस्वे तरुणकरुणापूर्णहृदयाः**
**स्मरन्तः संसारे विगुणपरिणामा विधिगतिः ।**
**वयं पुण्याऽरण्ये परिणतशरच्चन्द्रकिरणै-**
**स्त्रियामां नेष्यामो हरचरणचित्तैकशरणाः ॥ ४७ ॥**

સર્વસ્વનું દાન કરી દીધા પછી ઘણી કરુણાથી પૂર્ણ

થયેલા હૃદયવાળાં, અને સંસારમાં વિધિની ગતિ વિગુણ પરિણામવાળી છે એવું સ્મરણ કરનારા તથા હરનું ચરણ જ જેઓના ચિત્તનું શરણ છે એવા અમે પુણ્યઅરણ્યમાં શરદના પૂર્ણિમાના ચંદ્રની ચાંદનીમાં રાત્રિઓ ગાળીશું. ૪૭

અર્થાત્–સંસારની પ્રવૃત્તિ મિથ્યા છે, એમ માન્યા પછી જ આનંદથી ઈશ્વરપરાયણ થવાય છે અને તેજ કાળ સુખમાં જાય છે.

યતિની રાજાપ્રતિ ઉક્તિ.

मालिनीवृत्त

**वयमिह परितुष्टा वल्कलैस्त्वं च लक्ष्म्या**
**सम इह परितोषो निर्विशेषो विशेषः ।**
**स तु भवति दरिद्रो यस्य तृष्णा विशाला**
**मनसि च परितुष्टे कोऽर्थवान्को दरिद्रः ॥ ४८ ॥**

હે રાજન્! અમે વલ્કલથી સંતોષ પામીએ છીએ, તમે લક્ષ્મીથી સંતોષ પામો છો, આ પ્રમાણે જોતાં અમારો અને તમારો સંતોષ સમાન છે; અને ખરું–જોતાં અમારામાં અને તમારામાં કંઈ ફેર નથી–જેને અત્યંત તૃષ્ણા હોય છે તે દરિદ્રી હોય છે, પરંતુ મન જ્યારે સંતુષ્ટ થાય છે ત્યારે દરિદ્રીએ કોણ અને અર્થવાન્ પણ કોણ? ૪૮

અર્થાત્ અમે ભગવાં વસ્ત્રથી અને તમે કૌશેય વસ્ત્રથી સંતોષ પામો છો; તો પછી દરિદ્રી કોણ? સાર–સંતોષ પામ્યા એટલે રાજા અને દરિદ્ર બેઉ સમાન છેઃ રાજા લક્ષ્મીથી સંતુષ્ટ રહે છે તેમ ગરીબ પોતાને જે મળે તેથી સંતુષ્ટ રહે, તો પછી બેમાં ફેર શો? કંઇ જ નહિ.

शिखरिणीवृत्त

**यदेतत्स्वाच्छन्द्यं विहरणमकार्पण्यमशनं**
**सहार्यैः संवासः श्रुतमुपशमैकव्रतफलम् ॥**

**मनो मन्दस्पन्दं बहिरपि चिरस्यापि विमृश-**
**न्न जाने कस्यैषा परिणतिरुदारस्य तपसः ॥ ४९ ॥**

અમારો આ સ્વચ્છન્દ વિહાર, ઉદાર ભોજન*, સાધુઓ સાથે વાસ, શાન્તિરૂપી વ્રતના ફળને આપનારું શાસ્ત્રશ્રવણ અને બાહ્ય વિષયોમાં મનની મંદતા† એ સઘળું કયા ઉત્કૃષ્ટ તપનું ફળ છે, તે ઘણા વખત સુધી વિચારતાં પણ અમારાથી સમજાતું નથી. ૪૯

તૃષ્ણારહિત યોગીઓને જ ધન્ય છે.

स्रग्धरावृत्त

**पाणिः पात्रं पवित्रं भ्रमणपरिगतं भैक्षमक्षय्यमन्नं**
**विस्तीर्णं वस्त्रमाशासुदशकममलं तल्पमस्वल्पमूर्वी ।**
**येषां निःसंगतांगीकरणपरिणतिः स्वात्मसंतोषिणस्ते**
**धन्याः संन्यस्तदैन्यव्यतिकरनिकराः कर्म निर्मूलयन्ति ॥५०॥**

જેમને હસ્તરૂપી પવિત્ર પાત્ર છે, ભિક્ષા માંગવાથી અક્ષય્ય‡ અન્ન મળે છે, દશ દિશારૂપી વિસ્તીર્ણ વસ્ત્ર છે, પૃથ્વીરૂપી નિર્મળ અને વિશાલ શય્યા છે, જેઓએ નિઃસંગતાનો અંગીકાર કર્યો છે, જેઓ પોતાના આત્માને વિશે સંતોષ માને છે તથા જેઓએ દીનતાના સમુદાયોનો (દુઃખોનો) ત્યાગ કર્યો છે એવા ધન્ય પુરુષો પોતાનાં કર્મનો નાશ કરે છે. ૫૦

અર્થાત્ જેમણે કર્મનો ત્યાગ કરેલો છે એટલે કર્મથી પણ દૂર રહેલા છે-જેમને કંઈ કર્મ પણ નથી, એવા બ્રહ્મપરાયણોને જ ધન્ય છે.

સંસારમાં સર્વ ક્ષણભંગુર છે.

शिखरिणीवृत्त

**दुराराध्यः स्वामी तुरगचलचित्ताः क्षितिभुजो**
**वयं तु स्थूलेच्छा महति च पदे बद्धमनसः ।**

---

* ઉદાર-ઉમદા—Noble. † બાહ્ય વિષયોથી પરાઙ્મુખ.

‡ ખૂટે નહિ તેવું.

जरा देहं मृत्युर्हरति सकलं जीवितमिदं
सखे नान्यच्छ्रेयो जगति विदुषोऽन्यत्र तपसः ॥ ५१ ॥

સ્વામીને પ્રસન્ન કરવો કઠણ છે કારણ કે રાજાઓ અશ્વના જેવા ચંચળ ચિત્તવાળા છે અને જ્યારે આપણી ઇચ્છાઓ (તો) મોટી છે ત્યારે ચિત્ત ઉંચા પદમાં લાગેલાં છે, જરા દેહનો નાશ કરે છે, મૃત્યુ સકળ જીવિતનો નાશ કરે છે માટે હે સખા! આ જગતમાં વિદ્વાનને તપ વિના બીજું શ્રેયસ્કર નથી. ૫૧

અર્થાત્ એક એકથી મોટી મોટી આશાઓમાં એક્કેથી સંતોષ નહિ થાય અને રાત દિવસ એની એ આશામાં મન ક્લેશિત રહેશે, તેના કરતાં, ક્લેશનો ત્યાગ કરી તપ તપવું એ ઉત્તમ; કારણ કે તપસ્વી થયા એટલે આત્મક્લેશ વિરામ પામેછે.

शार्दूलविक्रीडितवृत्त

भोगा मेघवितानमध्यविलसत्सौदामिनीचञ्चला
आयुर्वायुविघट्टिताभ्रपटलीलीनाम्बुवद्भंगुरम् ।
लोला यौवनलालसा तनुभृतामित्याकलय्य द्रुतं
योगे धैर्यसमाधिसिद्धिसुलभे बुद्धिं विदध्वं बुधाः ॥ ५२ ॥

હે બુધા! મેઘમંડળમાં ચમકતી વિજળીના જેવા ભોગો ચંચળ છે; વાયુએ વિખેરી નાખેલાં વાદળમાં રહેલાં જળના જેવું આયુષ્ય ક્ષણભંગુર છે અને પ્રાણીઓની યૌવનલાલસા ચંચળ છે, એમ માનીને ધૈર્ય અને સમાધિની સિદ્ધિઓથી પ્રાપ્ત થાય એવા યોગમાં બુદ્ધિ પ્રેર. ૫૨

અર્થાત્ ક્ષણભંગુર ભોગવિલાસ અને ટુંકામાં સંસારજન્ય દરેક વિષય જે ક્ષણભંગુર છે તેનો ત્યાગ કરીને અક્ષય્ય હરચરણપરાયણ થા; કારણ કે એજ માત્ર નિત્ય છે ને ડાહ્યા પુરુષનો પરમાશ્રય પણ એ જ છે.

જોગી થવું સારું, પણ સંસારમાં કંગાલ હાલતમાં રહેવું ભુંડું.

स्रग्धरावृत्त

पुण्ये ग्रामे वने वा महति सितपटच्छन्नपालीं कपाली-
मादाय न्यायगर्भाद्विज [illegible] तभुग्धूमधूम्रोपकण्ठम् ।
द्वारं द्वारं प्रवृत्तो वर[illegible]दरदरीपूरणाय क्षुधार्तो
मानी प्राणी स धन्यो न पुनरनुदिनं तुल्यकुलयेषु दीनः ॥५३॥

વિશાળ વનમાં અથવા પવિત્ર ગામમાં ધવલ વસ્ત્રથી ભિક્ષાના પાત્રને ઢાંકીને, ન્યાયવિદ્ બ્રાહ્મણોએ આહુતિ આપેલા અગ્નિહોત્રના અગ્નિથી ધુમવાળાં થઈ ગયેલાં પ્રત્યેક દ્વાર ઉપર ઉદરનો ખાડો પૂરવાને માટે ભટકતા, ક્ષુધાર્ત એવા માની પ્રાણીને ધન્ય છે, પરન્તુ પોતાના સમાન કુટુંબીઓમાં હર-રોજ દીન રહેનારા પુરુષને ધિક્કાર હજો. ૫૩

અર્થાત્ ઘેર ઘેર ભટકીને પેટ ભરવું અને વૈરાગ્ય લેવો તે સારો, પણ દીનાવસ્થામાં કુટુંબી સાથે વસવું તે અધમ. જેમકે–

वरं वनं व्याघ्रगजेन्द्रसेवितं द्रुमालये पक्वफला[illegible]भोजनम् ।
तृणानि शय्या परिधानवल्कलं न बंधुमध्ये धनहीनजीवनम् ॥

વાઘ અને હાથીથી સેવિત વનમાં રહેવું સારું, ઝાડનાં ઝુંપડામાં રહીને પાકાં ફળ અને પાણીથી ભોજન કરવું એ સારું, તૃણની શય્યા ઉપર સુવું સારું, વલ્કલ પહેરવાં એ સારું, પણ બંધુજનમાં-કુટુંબમાં ધનહીન જીવવું, એ નઠારું.

સ્તુતિ કે નિંદાથી હર્ષ શોક શો?

शार्दूलविक्रीडितवृत्त

चाण्डालः किमयं द्विजातिरथवा शूद्रोऽथ किं तापसः
किंवा तत्त्वविवेकपेशलमतिर्योगीश्वरः कोऽपि किम् ।
इत्युत्पन्नविकल्पजल्पमुखरैः संभाष्यमाणा जनै-
र्न क्रुद्धाः पथि नैव तुष्टमनसो यान्ति स्वयं योगिनः॥ ५४ ॥

શું આ ચાંડાળ છે અથવા તો બ્રાહ્મણ છે, શૂદ્ર છે કે તાપસ છે, અથવા તો તત્ત્વવિવેચનથી સંસ્કાર પામેલી બુદ્ધિવાળો કોઇ યોગીશ્વર છે? આ રીતે વિવિધ તર્ક કરી બોલતા લોકોથી કંઇ પણ કોપ કે સંતોષ પામ્યા વગર યોગીશ્વરો માર્ગમાં પંડે ચાલ્યા જાય છે. ૫૪

અર્થાત્-યોગી થયો તેને માન અપમાન શું? કોઇ ચાંડાળ કહે, કોઈ શૂદ્ર કહે અને કોઇ કદાપિ મોટો યોગીશ્વર કહે, તોપણ જેને હર્ષશોક થતો નથી, એવા નિર્લેપ યોગીઓનેજ ધન્ય છે.

વનવાસી યોગીઓને જ ધન્ય છે.

शिखरिणीवृत्त

सखे धन्याः केचित् त्रुटितभवबन्धव्यतिकरा
वनान्ते चित्तांतर्विषमविषयाशीविषगताः ।
शरच्चन्द्रज्योत्स्नाधवलगगनाभोग सुभगां
नयन्ते ये रात्रिं सुकृतचयचित्तैक रणाः ॥ ५५ ॥

હે સખે! જેમનાં ભવબંધનના સંબંધ તૂટી ગયેલા છે તથા અંતરમાં રહેલા વિષયરૂપી ઝેરી સર્પ નાશ પામેલા છે એવા તથા પુણ્યના સમુદાયમાંજ જેઓનું ચિત્ત લાગેલું છે એવા કેટલાએક ભાગ્યશાળી પુરુષો શરત્ ચંદ્રની જ્યોત્સ્નાથી* ધવલ થયેલા આકાશવડે અત્યંત સુશોભિત લાગતી રાત્રિ વનમાં ગાળે છે. ૫૫

મનને શિખામણ.

शार्दूलविक्रीडितवृत्त

एतस्माद्विरमेन्द्रियार्थगहनादायाससंवादाशुभ
श्रेयोमार्गमशेषदुःखशमनव्यापार दं क्षणात् ।

* ચન્દ્રિકા-ચન્દની.

शान्तं भावमुपैहि संत्यज निजां कल्लोललोलां गतिं
मा भूयो भज भंगुरां भवरतिं चेतः प्रसीदाधुना ॥५६॥

હે ચિત્ત! નિરંતર દુઃખ દેનારા આ ઇંદ્રિયોના ગહન વિષયોથી પાછું ફર તથા શ્રેયના માર્ગરૂપ અને અશેષ દુઃખને શાન્તિ કરવામાં કુશળ એવા શાન્ત ભાવનો એક ક્ષણવાર અંગીકાર કર, જલતરંગ જેવી ચંચળ બુદ્ધિનો ત્યાગ કર અને ક્ષણભંગુર સંસારની પ્રીતિનો ત્યાગ કરીને પ્રસન્ન થા. ૫૬

અર્થાત્-ઇન્દ્રિયસુખ દુઃખકર છે તેને છોડી દે. સંસારમાં સઘળું અનિત્ય અને ચંચળ છે તે તજીને નિત્ય તથા સ્થિર ભાવમાં પ્રવૃત્ત થા.

વનમાં વસવું એ જ શ્રેષ્ઠ છે, એમ માનતા પુરુષની પોતાની સ્ત્રી પ્રતિ ઉક્તિ.

शार्दूलविक्रीडितवृत्त

पुण्यैर्मूलफलैः प्रिये प्रणयिनि वृत्तिं कुरुष्वाधुना
भूशय्या नववल्कलैरकरुणैरुत्तिष्ठ यामो वनम् ।
क्षुद्राणामविवेकमूढमनसां यत्रेश्वराणां सदा
चित्तव्याध्यविवेकविह्वलगिरां नामापि न श्रूयते ॥५७॥

હવે હે પ્રણયવાળી પ્રિયે! પવિત્ર મૂળોથી અને ફળોથી હવે આજીવિકા કરો, સ્વાભાવિક એવાં નવાં વલ્કલો પહેરી ભૂમિ ઉપર શય્યા કરો, ચાલો ઉઠો વનમાં જઇએ. કારણ કે જ્યાં ક્ષુદ્ર બુદ્ધિના, અવિવેકથી મૂઢ મનના અને મનની વ્યાધિથી તથા અવિવેકથી વિહ્વલ વાણીવાળા ધનવંતોનું નામ પણ સદા સાંભળવામાં આવતું નથી. ૫૭

અર્થાત્-ક્ષુદ્ર, અવિવેકી અને જૂઠું બોલનારા ધનાઢ્યોનો જ્યાં વાસ નથી એવા વનમાં જવાને તત્પર થવું અને વનફળ, ભૂમિ ઉપર શયન અને શ્રમ વગર પ્રાપ્ત થતા સુખનો અંગીકાર

કરવો સારો, પણ ધનના મદમાં અવિવેકી ને આંધળામાં વસવું બહુ ભૂંડું.

સાંસારિક પુરુષની પોતાના ચિત્તપ્રતિ ઉક્તિ.

शार्दूलविक्रीडितवृत्त

मोहं मार्जय तामुपार्जय रतिं चन्द्रार्धचूडामणौ
चेतः स्वर्गतरङ्गिणीतटभुवामासंगमङ्गीकुरु ।
को वा वीचिषु बुद्बुदेषु च तडिल्लेखासु च स्त्रीषु च
ज्वालाग्रेषु च पन्नगेषु च सरिद्वेगेषु च प्रत्ययः ॥ ५८ ॥

હે ચિત્ત! મોહને તજી દે અને જેમની જટામાં અર્ધચંદ્ર રહેલો છે એવા શિવમાં પ્રીતિ સંપાદન કર તથા સ્વર્ગતરંગિણી-ગંગાના તીર પ્રદેશનો સંગ અંગીકાર કર; કારણ કે*-તરંગમાં, પરપોટામાં, વિજળીના લિસોટામાં, સ્ત્રીમાં, જવાળાના અગ્રભાગમાં, સર્પમાં અને નદીના વેગમાં વિશ્વાસ શો રાખવો? ૫૮

અર્થાત્-આ સંસાર તરંગ, પરપોટા, વિદ્યુલ્લતા, સ્ત્રી અને નદીના વેગ જેવો ક્ષણભંગુર છે તેનો વિશ્વાસ રાખીશ નહિ. કાલે શું થશે તે કોને માલુમ છે? માટે હે મન! સંસારના મિથ્યા અને અનિત્ય મોહને છોડી દઈ, શંકરના પદમાં અને ગંગાજી ઉપરનાં પુણ્યારણ્યોમાં પ્રીતિ કર-ત્યાં જઈ વસ.

સુખ હોય તો તે લે, નહિ તો સમાધિ લે.

मन्दाक्रान्तावृत्त

अग्रे गीतं सरसकवयः पार्श्वतो दाक्षिणात्याः
पृष्ठे लीलावलयरणितं चामरग्राहिणीनाम् ।
यद्यस्त्येवं कुरु भवरसास्वादने लम्पटत्वं
नोचेच्चेतः प्रविश सहसा निर्विकल्पे समाधौ ॥ ५९ ॥

---

* આ ઠેકાણે 'જો તું ધારતું હોય કે સુખ લીધા પછી વૃદ્ધાવસ્થામાં વનવાસ કરીશ તો તે ધારવું અનુચિત છે,' એવું ઉપરથી પણ લેવાય છે.

હે ચિત્ત! જો (તારી) આગળ ગાયન થતાં હોય, જોડે રસિક કવિઓ બેસતા હોય અને પાછળથી લટકાબંધ ચામર કરતી સ્ત્રીઓનાં કંકણોનો ખણખણાટ થતો હોય તો જ સંસારરસનું આસ્વાદન કરવાની લાલચ રાખજે, નહિતર તરત નિર્વિકલ્પ સમાધિમાં જ લીન થજે. ૫૯

નરકમાંથી તારનાર શું?

हरिणीवृत्त

विरमत बुधा योषित्संगात्सुखात्क्षणभंगुरा-
त्कुरुत करुणामैत्रीप्रज्ञावधूजनसङ्गमम् ।
न खलु नरके हाराक्रान्तं घनस्तनमण्डलं
शरणमथवा श्रोणीबिम्बं रणन्मणिमेखलम् ॥ ६० ॥

હે પંડિતો! સ્ત્રીસંગના ક્ષણભંગુર સુખથી વિરામ પામો અને સ્ત્રીસંગની ઇચ્છા હોય તો, કરુણા, મૈત્રી તથા પ્રજ્ઞા-રૂપી વધૂનો સંગ કરો; કારણ કે હારયુક્ત ભારે સ્તનમંડળ કે મણિની મેખલાથી રૂમઝુમ થતું શ્રોણીબિંબ* કંઇ નરકમાં શરણ (તારનાર) થનાર નથી. ૬૦

અર્થાત્–હે પંડિતો! બુદ્ધિમાન્-વિદ્વાન્ એવા હરકોઇએ નરકમાંથી તરવું હોય તો સ્ત્રીસંગનું ક્ષણિક સુખ છોડી સર્વે પ્રાણી ઉપર દયા† અને મૈત્રી રાખવી તથા પ્રજ્ઞા–આત્મજ્ઞાનરૂપી વધૂનો સંગ કરવો.

નિઃસ્પૃહીની લક્ષ્મીપ્રતિ ઉક્તિ.

शार्दूलविक्रीडितवृत्त

मातर्लक्ष्मि भजस्व कंचिदपरं मत्काङ्क्षिणी मास्म भू-
र्भोगेभ्यः स्पृहयालवो न हि वयं का निःस्पृहाणामसि ।

* શ્રોણીબિંબ–નિતંબનો ભાગ.

† સર્વે પ્રાણી ઉપર મૈત્રી અને દયા છે, તે નરકમાંથી પણ તારનાર છે. દયા જ ધર્મનું મૂળ છે.

सद्यः स्यूतपलाशपत्रपुटिकापात्रे पवित्रीकृते
भिक्षासक्तुभिरेव संप्रति वयं वृत्तिं समीहामहे ॥ ६१ ॥

હે લક્ષ્મી માતા! હવે તું કોઈ બીજાને ભજ, મારી ઇચ્છાવાળી મા થા, કારણ કે અમને ભોગની સ્પૃહા જ નથી તો પછી નિઃસ્પૃહીને તું કોણ માત્ર છે? અમે તો હમણા પવિત્ર અને તરતના બનાવેલા ખાખરાના પડિયામાં ભિક્ષા માગીને આણેલા સાથવાથી આજીવિકા કરીએ છીએ. ૬૧

अनुष्टुभ्वृत्त

यूयं वयं वयं यूयमित्यासीन्मतिरावयोः ।
किं जातमधुना येन यूयं यूयं वयं वयम् ॥ ६२ ॥

હે મિત્ર! તમે તે અમે અને અમે તે તમે જ, એમ પ્રથમ આપણી મતિ હતી; પણ હમણા તો તમે તે તમે અને અમે તે અમે એમ થયું છે, એ શું થયું? ૬૨

અર્થાત્–હે મિત્ર! હું તે તું ને તું તે હું, એમ આપણે એક હતા ત્યારે હતું; ને હવે એટલે વૈરાગ્ય લીધાથી હું તે હું અને તું તે તું, એમ ભેદ પડી ગયા.

વૈરાગીની કોઈ તરુણ સ્ત્રી પ્રતિ ઉક્તિ.

मन्दाक्रान्तावृत्त

बाले लीलामुकुलितममी मन्थरा दृष्टिपाताः
किं क्षिप्यन्ते विरम विरम व्यर्थ एष श्रमस्ते ।
सम्प्रत्यन्ये वयमुपरतं बाल्यमास्था वनान्ते
क्षीणो मोहस्तृणमिव जगज्जालमालोकयामः ॥ ६३ ॥

હે બાળા! લટકાથી મીચાતાં આ મંદમંદ કટાક્ષ તું શું કરવાને માટે નાંખે છે? તારો એ શ્રમ વ્યર્થ છે, માટે વિરામ–એમ ન કર; કારણ કે હમણાં અમે બદલાઈ ગયા છીએ. અમારી બાલ્યાવસ્થા બદલાઈ ગઈ છે, અમારી આસ્થા વનમાં

લાગી રહી છે, મોહ ક્ષીણ થઈ ગયો છે અને જગતની જાળ અમે તૃણવત્ જોઇએ છીએ. ૬૩

शिखरिणीवृत्त

इयं बाला मां प्रत्यनवरतमिन्दीवरदल-
प्रभाचोरं चक्षुः क्षिपति किमभिप्रेतमनया ।
गतो मोहोस्माकं स्मरकुसुमबाणव्यतिकर-
ज्वरज्वाला शान्ता तदपि न वराकी विरमति ॥६४॥

આ બાળા નીલ કમળની કાન્તિને ચોરનારાં ચક્ષુથી મારા તરફ જુવે છે, પણ તેથી શું ? કારણ કે અમારો મોહ જતો રહ્યો છે અને કામનાં પુષ્પબાણથી ઉત્પન્ન થતી જવરજવાલા પણ શાંત પડી ગઈ છે, તથાપિ આ તુચ્છ સ્ત્રી કેમ જંપતી નથી ? ૬૪

અર્થાત્-અમારો મોહ ઉતરી ગયો છે, એટલું જ નહિ, પણ કામજવર પણ અમને આવતો નથી તો પછી આ બાળા શું કરવા માટે અમારા તરફ જુવે છે ? સાર-અમારો વૈરાગ્ય દૃઢ છે, એટલે સ્ત્રીનાં કટાક્ષ અમને વાગનાર નથી.

शार्दूलविक्रीडितवृत्त

रम्यं हर्म्यतलं न किं वसतये श्राव्यं न गेयादिकं
किंवा प्राणसमासमागमसुखं नैवाधिकं प्रीतये ।
किंतूद्भ्रान्तपतत्पतङ्गपवनव्यालोलदीपांकुर-
च्छायाचञ्चलमाकलय्य सकलं सन्तो वनान्तं गताः ॥

રહેવાને માટે શું રમ્ય મંદિર નથી ? સાંભળવા યોગ્ય ગાયનાદિ પણ શું નથી ? અથવા તો પ્રાણ સમાણી નારી સમાગમનું સુખ પણ શું પ્રીતિને માટે અધિક નથી ? સર્વે છે; પરંતુ તે સર્વ ઉદ્‌ભ્રાન્ત પતંગના પવનથી ચંચળ દીપકની છાયા જેવું ચંચળ છે, એમ ધારીને જ સંતો વનમાં ગયા છે. ૬૫

અર્થાત્-પતંગિયાની પાંખોના પવનથી ડોલતી દીવાની

મોત જેવાંજ ચંચળ સંસારનાં સુખ છે, એમ જાણીને સંત પુરુષો વનમાં વસ્યા છે. રંગમહેલ, ગાનતાન અને સમાગમસુખ એ સર્વ છે, પણુ તે ચંચળ છે અને માત્ર ઇશ્વરનું નામ એકજ અચળ છે.

આજીવિકા માટે કંદમૂળ છે, તો પછી તેને માટે ખળને શું કામ સેવવા ?

स्रग्धरावृत्त

किं कन्दाः कन्दरेभ्यः प्रलयमुपगता निर्झरा वा गिरिभ्यः
प्रध्वस्ता वा तरुभ्यः सरसफलभृतो वल्कलिन्यश्च शाखाः ।
वीक्ष्यन्ते यन्मुखानि प्रसभमुपगतप्रश्रयाणां खलानां
दुःखोपात्ताल्पवित्तस्मयवशपवनानर्तितभ्रूलतानि ॥ ६६ ॥

શું કંદરાઓમાંથી કંદો ખૂટી ગયા છે? પર્વતમાંથી ઝરણાંઓ શું સૂકાઇ ગયાં છે? અને રસવાળાં ફળ તથા વલ્કલને ધારણ કરનારી તરુશાખાઓ શું પડી ગઈ છે? કે જેથી મનુષ્યો અનમ્ર ખળ પુરુષોનાં મહાદુઃખે ઉપાર્જિત કરેલાં અલ્પ ધનના ગર્વરૂપી પવનના વેગથી નાચતી ભ્રુકૂટીવાળાં મુખોને જુવે છે. ૬૬

અર્થાત્–રહેવાને ગુફા, ખાવાને કંદ અને રસવાળાં ફળ, પીવાને માટે નદીનાળાંનું જળ અને વસ્ત્રને માટે ઝાડની છાલ છતાં, મનુષ્યો શા માટે દુઃખે પ્રાપ્ત કરેલા ધનના ગર્વથી ખેંચાઈ જતા ખળ–ધની–પુરુષોની સેવા કરતા હશે? ખળ પુરુષની સેવા કર્યા કરતાં આ રીતનો વનવાસ સારો છે.

વળી,

वसन्ततिलकावृत्त

गंगातरङ्गहिमशीकरशीतलानि
विद्याधराध्युषितचारुशिलातलानि ।
स्थानानि किं हिमवतः प्रलयं गतानि
यत्सावमानपर पिण्डरता मनुष्याः ॥ ६७ ॥

ગંગાના તરંગનાં શીતળ શીકરથી* ઠંડાં થયેલાં અને જેના ઉપર વિદ્યાધરો બેસે છે, એવાં હિમાલયનાં સુંદર શિલાતલવાળાં સ્થાનોની શું ખોટ પડી છે, કે જેથી મનુષ્યો અપમાન સાથે પરાન્ન ઉપર પ્રીતિ રાખે છે? ૬૭

ભલભલાનો નાશ છે, તો આ દેહનું શું ગજું!!

शिखरिणीवृत्त

यदा मेरुः श्रीमान्निपतति युगान्ताग्निवलितः
समुद्राः शुष्यन्ति प्रचुरमकरग्राहनिलयाः ।
धरा गच्छत्यन्तं धरणिधरपादैरपि धृता
शरीरे का वार्ता करिकलभकर्णाग्रचपले ॥ ६८ ॥

જ્યારે યુગાંતના અગ્નિથી બળતાં શ્રીમાન્ મેરુ પર્વત પણ પડી જાય છે, જ્યારે મગર અને ગ્રાહના ઘરરૂપ મોટા સમુદ્રો† પણ સૂકાઈ જાય છે અને જ્યારે પર્વતોનાં ચરણોથી ધરાયલી ધરાનો પણ અંત આવી જાય છે, ત્યારે બાળહસ્તીના કર્ણના છેડા જેવા ચપળ શરીરની શી વાત! ૬૮

અર્થાત્—મેરુ પર્વત પડે છે, સમુદ્ર સૂકાઈ જાય છે અને પૃથ્વીનો પણ અંત આવી જાય છે તો ક્ષણભંગુર દેહ તે કોણ માત્ર?

अनुष्टुभ्वृत्त

एकाकी निःस्पृहः शान्तः पाणिपात्रो दिगंबरः ।
कदा शंभो भविष्यामि कर्मनिर्मूलनक्षमः ॥ ६९ ॥

હે શંકર! એકલો, સંગ રહિત-નિઃસ્પૃહ, શાંત, હાથરૂપી પાત્રવાળો, દિગંબર અને કર્મને નિર્મૂળ કરવાને શક્તિમાન્ એવો હું ક્યારે થઈશ? ૬૯

---

* છાંટા. † સમુદ્ર સાત છે અને તેનાં નામ—ક્ષીરોદ, ઇક્ષુરસોદ, સુરોદ, ઘૃતોદ, દધિમંડોદ, ક્ષારોદ અને શુદ્ધોદ.

વૈરાગ્ય જ મેળવવા યોગ્ય છે.

वसन्ततिलकावृत्त

प्राप्ताः श्रियः सकलकामदुघास्ततः किं
दत्तं पदं शिरसि विद्विषतां ततः किम् ।
संमानिताः प्रणयिनो विभवैस्ततः किं
कल्पं स्थितं तनुभृतां तनुभिस्ततः किम् ॥ ७० ॥

સર્વે કામનાઓને પૂરે એવી લક્ષ્મી પ્રાપ્ત થઈ તેથી શું? શત્રુના શિર ઉપર પગ મૂકયો તો તેથી શું? સેવકોને વૈભવોથી સન્માન આપ્યું તેથીએ શું? અને એક કલ્પ પર્યન્ત મનુષ્યોના શરીરથી જીવ્યા તો તેથી પણ શું? ૭૦

અર્થાત્‌-લક્ષ્મી અંતે ચપળ છે-કયારેય ફીટી જશે; શત્રુઓને જિત્યા તેથી શું, કારણ કે છેવટે તો આપણે પણ ચાલ્યા જવાના છીએ; સેવકોનું સન્માન કર્યું તેથી પણ શું-તે પણ દ્રવ્ય હશે ત્યાં સૂધી દાસ રહેશે ને માન આપશે; અને શરીર એક કલ્પ સૂધી ટકે તો પણ શું, કારણ કે એ સર્વનો અંત છે, માત્ર ઈશ્વરનામ જ નિત્ય અમર છે.

स्रग्धरावृत्त

जीर्णा कन्था ततः किं सितममलपटं पट्टसूत्रं ततः कि-
मेका भार्या ततः किं हयकरिसुगणैरावृतो वा ततः किं ।
भक्तं भुक्तं ततः किं कदशनमथवा वासरान्ते ततः किं
व्यक्तज्योतिर्न चान्तर्मथितभवभयं वैभवं वा ततः किम् ॥७१॥

ફાટેલી કંથા હોય તોયે શું ને સ્વચ્છ ધોળું રેશમી વસ્ત્ર હોય તોય શું? એકલી સ્ત્રી જ હોય તોય શું અને હય ગજના ઉત્તમ ગણોથી વિંટાયલા હોઇએ તોય શું? ભાતનું ભોજન હોય તોય શું અને સાંજે નઠારું અનાજ મળે તોય શું? તથા મનમાંથી

સંસારના ભયનું મથન કરનારું સ્પષ્ટ બ્રહ્મજ્ઞાન થાય તોય શું અને વૈભવો મળે તોપણ શું? ૭૧

वसन्ततिलकावृत्त

भक्तिर्भवे मरणजन्म भयं हृदिस्थं
स्नेहो न बन्धुषु न मन्मथजा विकाराः ।
संसर्गदोषरहिता विजना वनान्ता
वैराग्यमस्ति किमतः परमर्थनीयम् ॥ ७२ ॥

શંકરમાં ભક્તિ, હૃદયમાં જન્મ મરણનો ભય, બંધુઓમાં નિઃસ્નેહતા, કામોત્પન્ન વિકારો નહીં, સંસર્ગ દોષથી રહિત એવા વિજન વનોના પ્રદેશમાં વાસ હોય તથા જેને વૈરાગ્ય હોય તો આ પછી બીજું શું પ્રાર્થનીય છે? ૭૨

બ્રહ્મચિંતન જ શ્રેયષ્કર છે.

वसन्ततिलकावृत्त

तस्मादनन्तमजरं परमं विकासि
तद्ब्रह्म चिन्तय किमेभिरसद्विकल्पैः ।
यस्यानुषङ्गिण इमे भुवनाधिपत्य-
भोगादयः कृपणलोकमता भवन्ति ॥ ७३ ॥

માટે અનંત, અજર, ઉત્તમ અને પ્રકાશરૂપ બ્રહ્મનું ચિંતન કર. આ અસત્ય એવા દેહ વગેરે પદાર્થોનું શું પ્રયોજન છે? જે બ્રહ્મને અનુસરનારા તત્ત્વવેત્તા પુરુષને આ પૃથ્વીના અધિપતિપણાના વૈભવો કૃપણ લોકોએ માન્ય કરેલા લાગે છે. ૭૩

वसन्ततिलकावृत्त

पातालमाविशसि यासि नभो विलंघ्य
दिङ्मण्डलं भ्रमसि मानस चापलेन ।
भ्रान्त्वापि जातु विमलं कथमात्मनीनं
तद्ब्रह्म न स्मरसि निर्वृतिमेषि येन ॥ ७४ ॥

હે મન! તું ચંચલતાથી પાતાળમાં પ્રવેશ કરે છે, આકાશનું ઉલ્લંઘન કરીને જાય છે અને દિશાઓના મંડળમાં ભમે છે; એવી રીતે ભમીને પણ નિર્મલ અને પોતાનું કલ્યાણ કરનારા એવા તે બ્રહ્મનું સ્મરણ કરતું નથી, કે જે સ્મરણ કરવાથી તું શાંતિને પ્રાપ્ત થઇશ. ૭૪

સંસારના વ્યાપારથી ખિન્ન થયેલા પુરુષની ઉક્તિ.

शार्दूलविक्रीडितवृत्त

**रात्रिः सैव पुनः स एव दिवसो मत्वाऽबुधा जन्तवो**
**धावन्त्युद्यमिनस्तथैव निभृतप्रारब्धतत्तत्क्रियाः ।**
**व्यापारैः पुनरुक्तभुक्तविषयैरेवंविधेनामुना**
**संसारेण कदर्थिताः कथमहो मोहान्न लज्जामहे ॥ ७५ ॥**

ઉદ્યમી એવા અજ્ઞાની પ્રાણીઓ દિવસને અને રાત્રિને સમાન માનીને ગુપચુપ જૂદાં જૂદાં કાર્યો કર્યા કરે છે, અને તેને માટે ધાવન કર્યા કરે છે અને જેના વિષયોનો વારંવાર ઉપભોગ કરવામાં આવે છે એવા વ્યાપારો કર્યા કરે છે. અરેરે! એવા સંસારથી દુઃખી થયેલા એવા અમે મોહથી કેમ લજાતા નથી? ૭૫

મુનિની રાજા સાથે તુલના.

शिखरिणीवृत्त

**मही रम्या शय्या विपुलमुपधानं भुजलता**
**वितानं चाकाशं व्यजनमनुकूलोऽयमनिलः ।**
**स्फुरद्दीपश्चन्द्रो विरतिवनितासंगमुदितः**
**सुखं शान्तः शेते मुनिरतनुभूतिर्नृप इव ॥ ७६ ॥**

મહી એ જ સુંદર શયન, હાથરૂપી લતા એ જ મોટું ઓશિકું, આકાશ એ જ ચંદરવો, અનુકૂલ પવન એ જ વ્યજન ને ચન્દ્રમા એ જ જેનો દેદીપ્યમાન દીવો છે એવો તથા વિરતિ

અર્થાત્ વૈરાગ્યરૂપી વનિતાના સંગથી પ્રસન્ન થયેલો મુનિ મોટા ઐશ્વર્યવાળા અને વિશેષ પ્રીતિવાળા વનિતાના સંગથી પ્રસન્ન થયેલા રાજાની પેઠે શાન્ત થઇને સુખથી સુવે છે.* ૭૬

शार्दूलविक्रीडितवृत्त

त्रैलोक्याधिपतित्वमेव विरसं यस्मिन्महाशासने
तल्लब्ध्वाऽऽसनवस्त्रमानघटने भोगे रतिं मा कृथाः ।
भोगः कोऽपि स एक एव परमो नित्योदितो जृम्भते
यत्स्वादाद्विरसा भवन्ति विषयास्त्रैलोक्यराज्यादयः ॥७७॥

હે મનુષ્ય! જે ઉપનિષદમાં કહેલું જ્ઞાન થવાથી ત્રણ લોકનું આધિપત્ય પણ રસહીન થાય છે તે જ્ઞાનને પ્રાપ્ત કરી, જેમાં આસન, વસ્ત્ર અને માન મળે છે એવા ભોગમાં પ્રીતિ ન કર; (કેમકે) નિત્ય અને શાસ્ત્રમાં કહેલો અનિર્વચનીય એવો એક જ બ્રહ્મજ્ઞાનરૂપી તે ભોગ જ્યારે વિકાસ પામે છે ત્યારે તે ભોગનો અનુભવ કરવાથી ત્રણ લોકનાં રાજ્ય વગેરે સઘળા વિષયો રસહીન થઈ જાય છે. ૭૭

સંસારના ક્ષણભંગુર સઘળા વ્યાપારોને તજી, જેથી બ્રહ્મજ્ઞાન થાય તેવો વ્યવહાર કરવો, એમ જણાવવા માટે કહે છે.

शार्दूलविक्रीडितवृत्त

किं वेदैः स्मृतिभिः पुराणपठनैः शास्त्रैर्महाविस्तरैः
स्वर्गग्रामकुटीनिवासफलदैः कर्मक्रियाविभ्रमैः ।
मुक्त्वैकं भवबन्धदुःखरचनाविध्वंसकालानलं
स्वात्मानन्दपदप्रवेशकलनं शेषा वणिग्वृत्तयः ॥ ७८ ॥

જેમાં કર્મ કહેલાં છે તેવા વેદો; ધર્મ, અર્થ અને કામમાં પ્રવર્તાવનારી સ્મૃતિઓ; વ્રત વગેરે જણાવનારા પુરાણોના પાઠો;

* આ શ્લોકનાં બે પદમાં શ્લેષ છે. વિરતિ–વૈરાગ્ય અને વિશેષ પ્રીતિવાળી સ્ત્રી.

મોટાં વિસ્તારવાળાં શાસ્ત્રો અને સ્વર્ગરૂપી ગામની એક ઝુંપડીમાં નિવાસરૂપી ફળને આપવાવાળા યજ્ઞ વગેરે કર્મ-ક્રિયાના વિલાસોનું શું પ્રયોજન છે? કારણ કે સંસારના બંધનરૂપી દુઃખની રચનાનો નાશ કરવામાં પ્રલયના અગ્નિ જેવાં એક બ્રહ્મજ્ઞાનરૂપી સ્થાનમાં પ્રવેશ વિના અર્થાત્ પરબ્રહ્મનાં પદની પ્રાપ્તિ વિના બીજી વૃત્તિઓ વ્યાપારની પેઠે જીવિકા માટે છે. ૭૮

स्रग्धरावृत्त

आयुः कल्लोललोलं कतिपयदिवसस्थायिनी यौवनश्री-
रर्थाः संकल्पकल्पा घनसमयतडिद्विभ्रमा भोगपूराः ।
कण्ठाश्लेषोपगूढं तदपि च न चिरं यत्प्रियाभिः प्रणीतं
ब्रह्मण्यासक्तचित्ता भवत भवभयाम्भोधिपारं तरीतुम् ॥७९॥

આયુષ તરંગ જેવું ચંચળ છે, જુવાનીની શોભા થોડા દિવસ રહેનારી છે, ધન મનોરથ જેવું છે, વિષયસુખના પ્રવાહ વર્ષાઋતુની વિજળીના ચમકારા જેવા છે અને સ્ત્રીઓએ કરેલું ગાઢ આલિંગન પણ ચિરકાલ રહેતું નથી. માટે હે જનો! તમે સંસારના ભયરૂપી સમુદ્રના પારને તરવા માટે બ્રહ્મમાં આસક્ત ચિત્તવાળા થાઓ. ૭૯

વિચારવાળો પુરુષ લોભથી પરાભવ પામતો નથી.

अनुष्टुभ्वृत्त

ब्रह्माण्डमण्डलीमात्रं किं लोभाय मनस्विनः ।
शफरीस्फुरितेनाब्धेः क्षुब्धता जातु जायते ॥ ८० ॥

બ્રહ્માંડનું મંડળ, શું વિવેકી પુરુષને લોભાવે છે? માછલીના સ્ફુરવાથી કોઈ દિવસ સમુદ્ર ચલાયમાન થાય છે શું? ૮૦

સાર અને અસારના વિવેકવાળા પુરુષને વિવેકથી સર્વત્ર બ્રહ્મભાવ પ્રાપ્ત થાય છે.

शिखरिणीवृत्त

यदासीदज्ञानं स्मरतिमिरसंस्कारजनितं
तदा दृष्टं नारीमयमिदमशेषं जगदपि ।
इदानीमस्माकं पटुतरविवेकाञ्जनजुषां
समीभूता दृष्टिस्त्रिभुवनमपि ब्रह्म मनुते ॥ ८१ ॥

જ્યારે કામદેવરૂપી અંધકારના સંસ્કારથી ઉત્પન્ન થયેલું અજ્ઞાન હતું ત્યારે આ સઘળું જગત્ સ્ત્રીમય જોવામાં આવતું હતું; હમણાં અત્યંત વિવેકરૂપી કાજળને સેવવાથી શત્રુ અને મિત્રમાં સમાન થયેલી અમારી દૃષ્ટિ ત્રણ જગતને બ્રહ્મમય દેખે છે. ૮૧

ચિત્ત સ્થિર ન થયું હોય તો સઘળી મનોહર વસ્તુ પણ અમનોહર લાગે છે, માટે ચિત્ત સ્થિર કરવું જોઇએ.

शार्दूलविक्रीडितवृत्त

रम्याश्चन्द्रमरीचयस्तृणवती रम्या वनान्तस्थली
रम्यः साधुसमागमः शमसुखं काव्येषु रम्याः कथाः ।
कोपोपाहितबाष्पबिन्दुतरलं रम्यं प्रियाया मुखं
सर्वं रम्यमनित्यतामुपगते चित्ते न किंचित्पुनः ॥ ८२ ॥

ચન્દ્રનાં કિરણો રમ્ય છે, ઘાસવાળા વનના સીમાપ્રદેશો રમ્ય છે, સત્પુરુષનો સમાગમ રમ્ય છે, શાંતિનું સુખ છે, કાવ્યની કથાઓ રમ્ય છે, કોપથી આવેલાં આંસુનાં બિંદુથી ચંચલ એવું સ્ત્રીનું મુખ રમ્ય હોય છે, એવી રીતે સઘળું રમ્ય છે, પરંતુ ચિત્ત અસ્થિર હોય તો કશું રમ્ય લાગતું નથી. ૮૨

ભિક્ષા માગી ભોજન કરવું સ્વીકારે, એવા ગુણવાળો પુરુષ જગતમાં દુર્લભ છે.

शार्दूलविक्रीडितवृत्त

भिक्षाशी जनमध्यसंगरहितः स्वायत्तचेष्टः सदा
दानादानविरक्तमार्गनिरतः कश्चित्तपस्वी स्थितः ।

रथ्याकीर्णविशीर्णजीर्णवसनैः संप्राप्तकन्थाधरो
निर्मानो निरहंकृतिः शमसुखाभोगैकबद्धस्पृहः ॥ ८३ ॥

ભિક્ષાનું ભોજન કરનારો, મનુષ્યના સંગથી રહિત, ઇંદ્રિયના વ્યાપારને સદા સ્વાધીનમાં રાખનાર, સત્પાત્રને દાન આપવાથી ને દાન લેવાથી રહિત એવા માર્ગમાં આસક્ત, ગલીમાં પડેલાં જૂનાં ફાટેલાં કપડાંના કકડાથી સાંધેલી ગોદડીને ધારણ કરનાર, નિર્માની, અહંકાર રહિત, એક શાંતિના સુખમાં જ ઇચ્છાવાળો અને વ્યાપાર વગર રહેતો એવો કોઈ એક જ તપસ્વી પુરુષ હોય છે. ૮૩

પંચમહાભૂતની પ્રાર્થના.

शार्दूलविक्रीडितवृत्त

मातर्मेदिनि तात मारुत सखे तेजः सुबन्धो जल
भ्रातर्व्योम निबद्ध एव भवतामेष प्रणामाञ्जलिः ।
युष्मत्संगवशोपजातसुकृतोद्रेकस्फुरन्निर्मल-
ज्ञानापास्तसमस्तमोहमहिमा लीये परे ब्रह्मणि ॥ ८४ ॥

હે માતા તુલ્ય મેદિનિ ! હે પિતાતુલ્ય પવન ! હે મિત્રતુલ્ય તેજ ! હે સદ્બંધુતુલ્ય જળ ! અને હે ભ્રાતાતુલ્ય આકાશ ! તમારી આગળ હું આ બે હાથ જોડું છું; કારણ કે હવે તમારા સંગથી થયેલાં પુણ્યના આધિક્યથી સ્ફુરાયમાન સ્વચ્છ જ્ઞાનથી જેનો સઘળો મોહમહિમા દૂર થયેલો છે એવો હું પરબ્રહ્મમાં લય પામું છું. ૮૪

અર્થાત્—બ્રહ્મમાં લય પામતાં છેવટના પ્રણામ કરું છું.

શરીર સ્વસ્થ હોય ત્યાંસુધીમાં શ્રેય સંપાદન માટે યત્ન કરવો.

शार्दूलविक्रीडितवृत्त

यावत्स्वस्थमिदं शरीरमरुजं यावच्च दूरे जरा
यावच्चेन्द्रियशक्तिरप्रतिहता यावत्क्षयो नायुषः ।

आत्मश्रेयसि तावदेव विदुषा कार्यः प्रयत्नो महान्
प्रोद्दीप्ते भवने तु कूपखननं प्रत्युद्यमः कीदृशः ॥ ८५ ॥

જ્યાં સૂધી આ શરીર રોગરહિત અને પીડા વિનાનું હોય, જ્યાં સૂધી ઘડપણ આવ્યું ન હોય, જ્યાં સૂધી ઇંદ્રિયોની શક્તિ ક્ષીણ ન થઈ હોય અને જ્યાં સૂધી આયુષ્ય ક્ષીણ થયું ન હોય, ત્યાં સૂધી વિદ્વાને આત્માના કલ્યાણ માટે મહાન્ પ્રયત્ન કરવો; કારણ કે ઘર બળતું હોય ત્યારે કૂવો ખોદવો, એ કેવો ઉદ્યમ કહેવાય? ૮૫

અર્થાત્–જેમ ઘર બળવા લાગે ત્યારે કૂવો ખોદવો વ્યર્થ છે, તેમ શરીર અશક્ત થાય ત્યારે આત્માના કલ્યાણમાટે પ્રયાસ કરવો એ પણ વ્યર્થ છે.

જે અવસ્થામાં જે અવશ્ય મેળવવું જોઈએ તે ન મેળવે, તે પુરુષનું જીવન વ્યર્થ છે.

शार्दूलविक्रीडितवृत्त

नाभ्यस्ता भुवि वादिवृन्ददमनी विद्या विनीतोचिता
खड्गाग्रैः करिकुम्भपीठदलनैर्नाकं न नीतं यशः ।
कान्ताकोमलपल्लवाधररसः पीतो न चन्द्रोदये
तारुण्यं गतमेव निष्फलमहो शून्यालये दीपवत् ॥ ८६ ॥

જે પુરુષે પૃથ્વીમાં વિનયવાળા પુરુષોને યોગ્ય અને વાદીઓના સમુદાયને જિતનારી વિદ્યાનો અભ્યાસ કર્યો નહીં, ખડ્ગની ધારથી હસ્તીઓનાં કુંભસ્થળોને ફાડીને યશને સ્વર્ગમાં પહોંચાડ્યો નહીં અને ચન્દ્રના ઉદયમાં સ્ત્રીના કોમળ અધરપલ્લવનું પાન કર્યું નહીં તેની જુવાની શૂન્ય ઘરમાં બળતા દીવાની પેઠે નિષ્ફળ ગઈ. ૮૬

અર્થાત્–વાદીઓને હરાવે તેવી વિદ્યા, સિદ્ધિ પ્રાપ્ત કરવાની યોગવિદ્યા–સ્વર્ગમાં યશ ગવાય તેવું પરાક્રમ, અને તે બે

નહીં તો ત્રીજું સંસાર સુખ યથેચ્છ મહાલવું; એ ત્રણમાંથી કાંઈ જ નહીં થયું તો મનખો ફોકટ છે.

અધિકારીભેદથી એક જ્ઞાનનો ભેદ છે.

इंद्रवंशावृत्त

**ज्ञानं सतां मानमदादिनाशनं**
**केषांचिदेतन्मदमानकारणम् ।**
**स्थानं विविक्तं यमिनां विमुक्तये**
**कामातुराणामतिकामकारणम् ॥ ८७ ॥**

જેમ એકાન્ત સ્થાન યમીઓને-યતિઓને મુક્તિના અને કામીઓને અત્યંત કામના કારણરૂપ થઈ પડે છે, તેમ જ સજ્જનોને જ્ઞાન, જ્યારે માન અને મદ આદિનો નાશ કરનારું થઈ પડે છે ત્યારે બીજા કેટલાકને તે જ જ્ઞાન, મદ અને માનના કારણરૂપ થઈ પડે છે. ૮૭

સંસારની વિચિત્રતાનું વર્ણન.

शिखरिणीवृत्त

**क्वचिद्वीणावादः क्वचिदपि च हाहेति रुदितं**
**क्वचिन्नारी रम्या क्वचिदपि जराजर्जरवपुः ।**
**क्वचिद्विद्वद्गोष्ठी क्वचिदपि सुरामत्तकलहो**
**न जाने संसारः किममृतमयः किं विषमयः ॥ ८८ ॥**

સંસારમાં કોઈ જગોએ વીણાના શબ્દો થાય છે, કોઈ જગોએ 'હાય હાય'નાં રુદન થાય છે, કોઈ જગોએ મનોહર સ્ત્રી હોય છે અને કોઈ જગોએ ઘડપણથી શિથિલ શરીરવાળી સ્ત્રી હોય છે, કોઈ જગોએ વિદ્વાનોની વાતો થાય છે અને કોઈ જગોએ મદિરાથી મદોન્મત્ત થયેલાઓ કલહ કરે છે, આવો સંસાર શું અમૃતવાળો છે? કે વિષવાળો છે? તે મારા જાણવામાં આવતું નથી. ૮૮

**અર્થાત્—સંસારનું કંઈજ નિરૂપણ થતું નથી.**

શિવચરણનું ધ્યાન જ મુક્તિનું સાધન છે.

शार्दूलविक्रीडितवृत्त

**जीर्णा एव मनोरथाः स्वहृदये यातं जरा यौवनं**
**हन्ताङ्गेषु गुणाश्च वन्ध्यफलतां याता गुणज्ञैर्विना ।**
**किं युक्तं सहसाऽभ्युपैति बलवान् कालः कृतान्तोऽक्षमी**
**हा ज्ञातं स्मरशासनांघ्रियुगलं मुक्त्वास्ति नान्या गतिः८९**

મનોરથો પોતાના હૃદયમાં જીર્ણ જ થઈ ગયા, તે જુવાની પણ ચાલી ગઈ, શરીરમાં શૌર્ય વગેરે ગુણો ગુણને જાણનારા વિના નિષ્ફળ થયા, અને બળવાન્, સહન ન કરનાર અને નાશ કરનાર એવો કાળ પણ ત્વરાથી ચઢી આવ્યો છે. માટે હવે શું કરવું યોગ્ય છે? હા! જાણવામાં આવ્યું કે, મહાદેવજીનાં બે ચરણના આશ્રય વિના બીજી ગતિ નથી. ૮૯

અતિ ક્લેશથી સિદ્ધ થાય, એવાં પરમાર્થનાં સુખમાં સુખ બુદ્ધિ ન કરીને તૃષા વગેરેની શાંતિમાં સુખને માનતા પુરુષની નિંદા.

शिखरिणीवृत्त

**तृषा शुष्यत्यास्ये पिबति सलिलं स्वादु सुरभि**
**क्षुधार्तः सन् शालीन् कवलयति शाकादिवलितान् ।**
**प्रदीप्ते रागाग्नौ सुदृढतरमाश्लिष्यति वधूं**
**प्रतीकारो व्याधेः सुखमिति विपर्यस्यति जनः ॥ ९० ॥**

મનુષ્ય, તૃષાથી મુખ સૂકાતું હોય ત્યારે મધુર અને સુગંધી જળનું પાન કરે છે, ભૂખ લાગે ત્યારે શાક વગેરેની સાથે ભાતનું ભોજન કરે છે, સ્નેહરૂપી અગ્નિ પ્રદીપ્ત થાય ત્યારે વધૂને આલિંગન કરે છે, એવી રીતે વ્યાધિના ઉપાયને 'આ સુખ છે' એમ મનુષ્ય વિપરીત માને છે. ૯૦

પરસેવાની નિંદા.

स्रग्धरावृत्त

**स्नात्वा गाङ्गैः पयोभिः शुचिकुसुमफलैरर्चयित्वा विभो त्वां**
**ध्येये ध्यानं नियोज्य क्षितिधरकुहरग्रावपर्यङ्कमूले ।**
**आत्मारामः फलाशी गुरुवचनरतस्त्वत्प्रसादात्स्मरारे**
**दुःखान्मोक्ष्ये कदाऽहं समचरणकरे पुंसि सेवासमुत्थात् ॥**

હે સ્મરારે! હે શંકર! સ્વસ્વરૂપમાં રમનારાવાળો, સ્વર્ગ વગેરેની આશા ન કરનારો, અને ગુરુના વચન ઉપર પ્રીતિ રાખનાર એવો હું, ગંગાનાં જળથી સ્નાન કરી, પવિત્ર પુષ્પ અને ફળોવડે આપનું પૂજન કરી, પર્વતની ગુફાના પથ્થરરૂપી શય્યાના મૂળમાં બેસીને ધ્યાન કરવા યોગ્ય એવા આપનું જ ધ્યાન ધરી, તમારી કૃપાથી, મારા જેવા હાથ પગવાળા પુરુષની સેવાથી થતાં દુઃખમાંથી કયારે મુક્ત થઇશ? ૯૧

शार्दूलविक्रीडितवृत्त

**शय्या शैलशिला गृहं गिरिगुहा वस्त्रं तरूणां त्वचः**
**सारङ्गाः सुहृदो ननु क्षितिरुहां वृत्तिः फलैः कोमलैः ।**
**येषां निर्झरमम्बु पानमुचितं रत्यै च विद्याङ्गना**
**मन्ये ते परमेश्वराः शिरसि यैर्बद्धो न सेवाञ्जलिः ॥ ९२ ॥**

જે પુરુષોને પર્વતની શિલા શય્યા હોય છે, પર્વતની ગુફા ઘર હોય છે, વૃક્ષોની છાલ વસ્ત્ર હોય છે, મૃગલાં અથવા પંખીઓ મિત્ર હોય છે, વૃક્ષોનાં કોમળ ફળવડે આજીવિકા હોય છે, ઝરણાંના જળનું ઉચિત પાન હોય છે, સ્ત્રીની પેઠે સુખ આપનારી વિદ્યારૂપી સ્ત્રી હોય છે અને જેઓએ રાજા વગેરેની સેવા માટે હાથ જોડ્યા નથી, તે પુરુષો પરમેશ્વર છે, એમ હું માનું છું. ૯૨

અર્થાત્—આ પ્રમાણે જેઓ નિઃસ્પૃહ રહી જીવન ગાળનારા છે, તેઓને જ ધન્ય છે.

વિપત્તિમાં પડેલાં કુટુંબની ઇચ્છાથી દુઃખ ભોગવવા કરતાં પરમ સુખ આપનાર ગંગાના તટ ઉપર નિવાસ કરવો ઉત્તમ છે.

स्रग्धरावृत्त

सत्यामेव त्रिलोकीसरिति हरशिरश्चुम्बिनीविच्छटायां
सद्वृत्तिं कल्पयन्त्यां वटविटपभवैर्वल्कलैः सत्फलैश्च ।
कोऽयं विद्वान् विपत्तिज्वरजनितरुजाऽतीव दुःखासिकानां
वक्त्रं वीक्षेत दुःस्थे यदि हि न बिभृयात्स्वे कुटुम्बेऽनुकम्पाम्॥

જ્યારે વિપત્તિરૂપી જ્વરથી ઉત્પન્ન થયલા રોગથી દુઃખે કરી રહેવાવાળા કુટુંબ ઉપર દયા ન રાખી શકાય તથા જ્યારે શ્રીશંકરના મસ્તકનું ચુંબન કરનારી, કટિમેખલાની શોભાને ધારણ કરનારી ગંગા નદી વટવૃક્ષોમાંથી થનારાં વલ્કલોવડે તથા ઉત્તમ ફળોવડે આજીવિકા પૂરી પાડે છે, તો પછી (કુટુંબ માં-હેલા) દુઃખી સ્થિતિવાળાઓનું પાસે રહી મુખ જોવા કરતાં કયો વિદ્વાન્ આજીવિકા પૂરી પાડનારી ગંગાનું સેવન કરે નહિ? ૯૩

વૈરાગ્યથી કાશીમાં વસવું, એ ઉત્તમ છે.

शार्दूलविक्रीडितवृत्त

उद्यानेषु विचित्रभोजनविधिस्तीव्रातितीव्रं तपः
कौपीनावरणं सुवस्त्रममितं भिक्षाटनं मण्डनम् ।
आसन्नं मरणं च मङ्गलसमं यस्यां समुत्पद्यते
तां काशीं परिहृत्य हन्त विबुधैरन्यत्र किं स्थीयते ॥ ९४ ॥

જ્યાં ઉદ્યાનમાં ભાતભાતનાં ભોજન હોય છે, અત્યંત તીવ્ર કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ તપ હોય છે, ગુહ્યસ્થાનને ઢાંકવા માટે સુંદર વસ્ત્ર હોય છે, અપરિમિત ભિક્ષાટન તેજ શોભા કરનારું હોય છે અને પાસે આવેલું મરણ મંગળ જેવું થાય છે, તે કાશીને છોડીને હાય હાય પંડિતો બીજે ઠેકાણે શામાટે રહેતા હશે? ૯૪

અર્થાત્-કાશી ક્ષેત્ર, જે પરમ શાન્તિનું સ્થાન છે, તે છોડીને બીજે ઠેકાણે શા માટે વસવું?

શાર્દૂલવિક્રીડિતવૃત્ત

**नायं ते समयो रहस्यमधुना निद्राति नाथो यदि**
**स्थित्वा द्रक्ष्यति कुप्यति प्रभुरिति द्वारेषु येषां वचः ।**
**चेतस्तानपहाय याहि भवनं देवस्य विश्वेशितु-**
**र्निर्दौवारिकनिर्दयोक्त्यपरुषं निःसीमशर्मप्रदम् ॥ ९५ ॥**

'તારો આ વખત નથી, કારણ કે હમણા માલિક એકાંતમાં જઈ નિદ્રા લે છે, જો થોડીવાર પછી જઇશ તો માલિક તને જોઇને કોપાયમાન થશે,' એમ જેઓના દરવાજામાં વચન સાંભળવામાં આવે છે, તે પુરુષોને છોડી દઇને, હે ચિત્ત! દરવાન રહિત, નિર્દય અને કઠોર વાણીથી રહિત અને અનંત સુખને આપવાવાળાં વિશ્વેશ્વરના મંદિરમાં જા. ૯૫

અર્થાત્-રાજદ્વારમાં રહી સેવા કરવી, તેના કરતાં રાજ-રાજેશ્વર કાશીવિશ્વેશ્વરના દ્વારમાં આનંદથી રહેવું એ સારું.

સ્ત્રીપ્રતિ ઉક્તિ.

हरिणीवृत्त

**प्रियसखि विपद्दण्डव्रातप्रतापपरम्परा-**
**परिचितिचपले चिन्ताचक्रे निधाय विधिः खलः ।**
**मृदमिव बलात्पिण्डीकृत्य प्रगल्भकुलालव-**
**द्भ्रमयति मनो नो जानीमः किमत्र विधास्यति ॥ ९६ ॥**

હે પ્રિય સખિ! ખલ વિધિ, પ્રગલ્ભ કુંભારની પેઠે, વિપત્તિરૂપી દંડના સમુદાયના પ્રતાપની પરંપરારૂપી અંકલા-કાર કરવાથી, ચંચળ એવા ચિંતારૂપી ચક્ર ઉપર ચઢાવીને મારાં મનને માટીની પેઠે બળાત્કારથી પિંડારૂપ કરી ભમાવે છે અને હજી પણ આ સંસારમાં શું કરશે એ અમારા જાણવામાં આવતું નથી. ૯૬

શિવશ્રદ્ધા.

वंशस्थवृत्त

**महेश्वरे वा जगतामधीश्वरे जनार्दने वा जगदन्तरात्मनि ।**
**तयोर्न भेदप्रतिपत्तिरस्ति मे तथापि भक्तिस्तरुणेन्दुशेखरे ९७**

જો કે જગતના નિયંતા મહાદેવજી અને જગતના અંતર્યામી વિષ્ણુ ભગવાન્ એ બન્નેમા ભેદનું જ્ઞાન નથી, તો પણ તરુણેન્દુશેખર એવા શંકર ઉપર મારી ભક્તિ છે. ૯૭

શંકરના ધ્યાનમાંજ તત્પર પુરુષપર કામદેવનું કંઇ ચાલતું નથી.

शार्दूलविक्रीडितवृत्त

**रे कन्दर्प करं कदर्थयसि किं कोदण्डटङ्कारवै**
**रेरे कोकिल कोमलैः कलरवैः किं त्वं वृथा जल्पसि ।**
**मुग्धे स्निग्धविदग्धमुग्धमधुरैर्लोलैः कटाक्षैरलं**
**चेतश्चुम्बितचन्द्रचूडचरणध्यानामृतं वर्तते ॥९८॥**

રે કામદેવ! તું ધનુષના ટંકારથી હાથને શું કામ પીડા આપે છે? રે કોયલ! તું મનોહર અવ્યક્ત મધુર શબ્દોવડે શા માટે વૃથા બોલે છે? હે સુંદરિ! તું સ્નેહવાળાં, ચતુર, મનોહર અને પ્રિય એવા કટાક્ષથી શા માટે જૂવે છે? કારણ કે મારું ચિત્ત, શંકરનાં ચરણના ધ્યાનરૂપી અમૃતનું પાન કરી રહ્યું છે. ૯૮

અથાત્-શિવભક્તિમાં ભળેલા પુરુષને વિકાર થતો નથી.

નિરંતર ભગવાનના ધ્યાનમાં તત્પર યોગીની સ્થિતિ આવી હોય છે.

शार्दूलविक्रीडितवृत्त

**कौपीनं शतखण्डजर्जरतरं कन्था पुनस्तादृशी**
**निश्चिन्तं सुखसाध्यभैक्षमशनं शय्या स्मशाने वने ।**
**मित्रामित्रसमानताऽतिविमला चिन्ताथ शून्यालये**
**ध्वस्ताशेषमदप्रमादमुदितो योगी सुखं तिष्ठति ॥ ९९ ॥**

સો કકડાથી સાંધેલી અત્યંત જૂની લંગોટી, સો કકડાથી સાંધેલી જૂની કંથા, સુખથી મળે તેવી ભિક્ષાનું નિશ્ચિતપણાથી

ભોજન, સ્મશાનમાં અથવા વનમાં સૂવાનું, મિત્ર અને શત્રુ ઉપર સમાન ભાવ રાખવો અને એકાંત સ્થળમાં ઈશ્વરનું શુદ્ધ (મને) ધ્યાન ધરવું–આ સર્વ સામગ્રીવાળો તથા જેનો સંપૂર્ણ મદ અને પ્રમાદ નાશ થયાં છે એવો આનંદમાં રહેનારો યોગી સુખમાં રહે છે. ૯૯

અર્થાત્–યોગાભ્યાસ કરતો ને ભગવાનના ધ્યાનમાં તત્પર રહેતો યોગી, ફાટેલી લંગોટી વગેરેથી ખિન્ન થતો નથી, પણ તેથીજ તે સુખથી રહે છે.

ભોગની આશા તજીને સર્વદા ભગવાનનું ધ્યાન જ ધરવું.

शार्दूलविक्रीडितवृत्त

भोगा भंगुरवृत्तयो बहुविधास्तैरेव चायं भव-
स्तत्कस्यैव कृते परिभ्रमत रे लोकाः कृतं चेष्टितैः ।
आशापाशशतोपशान्तिविशदं चेतः समाधीयतां
कामोच्छित्तिवशे स्वधामनि यदि श्रद्धेयमस्मद्वचः १००

નાના પ્રકારના ભોગો ક્ષણભંગુર છે. તે ભોગોથી જ આ સંસાર થાય છે. તમે કયા સુખને માટે ભટકો છો? હે લોકો! ભટકવાનું કંઈ પણ પ્રયોજન નથી. હવે જો અમારા વચન ઉપર વિશ્વાસ હોય તો તમે સેંકડો આશારૂપી પાશની શાંતિથી સ્વચ્છ થયેલાં ચિત્તને કામનો નાશ કરવામાં શક્તિમાન્ એવા સ્વપ્રકાશ આત્મામાં એકાગ્ર કરો. ૧૦૦

પહાડની ગુફા વગેરેમાં રહીને આત્માનું ચિંતવન કરતા પુરુષોને ધન્ય છે; પણ કેવળ મનોરથમાત્રથી ક્રીડા વગેરેનાં સુખનું ચિંતવન કરતા પુરુષને ધન્ય નથી.

शार्दूलविक्रीडितवृत्त

धन्यानां गिरिकन्दरे निवसतां ज्योतिः परं ध्यायता-
मानन्दाश्रुजलं पिबन्ति शकुना निःशङ्कमङ्केशयाः ।
अस्माकं तु मनोरथोपरचितप्रासादवापीतट-
क्रीडाकाननकेलिकौतुकजुषामायुः परिक्षीयते ॥ १०१ ॥

પહાડની ગુફામાં નિવાસ કરતા અને પરબ્રહ્મનું ધ્યાન ધરતા ધન્ય પુરુષોના ખોળામાં બેઠેલાં પક્ષીઓ આનંદથી આવેલાં તેઓનાં આંસુનાં જળને નીડર થઈ પીએ છે; પરન્તુ અમારું આયુષ્ય તો રાજમહેલ, વાવના કિનારા અને વિહારોદ્યાનમાં મનોરથથી ગોઠવેલી ક્રીડાઓનું કૌતુક ભોગવવામાં ક્ષીણ થાય છે. ૧૦૧

પ્રારબ્ધથી જન્મ વગેરે જે જે પ્રાપ્ત થાય છે, તે તે સર્વ ક્ષણભંગુર છે.

शार्दूलविक्रीडितवृत्त

आघ्रातं मरणेन जन्म जरया विद्युच्चलं यौवनं
संतोषो धनलिप्सया शमसुखं प्रौढा़ङ्गनाविभ्रमैः ।
लोकैर्मत्सरिभिर्गुणा वनभुवो व्यालैर्नृपा दुर्जनै-
रस्थैर्येण विभूतिरप्यपहृता ग्रस्तं न किं केन वा ॥१०२

મરણે-જન્મને, ઘડપણે-વીજળી જેવાં ચંચળ યૌવનને, ધનની પ્રાપ્તિની ઇચ્છાએ-સંતોષને, પ્રૌઢ સ્ત્રીઓના વિલાસોએ-શાંતિનાં સુખને, મત્સરી માણસોએ-ગુણોને, સર્પોએ-વનની પૃથ્વીઓને, દુર્જનોએ-રાજાઓને અને ચંચળતાએ-ધૈર્યને ગળેલાં છે, માટે આ જગતમાં કોણે શું નથી ગળ્યું? ૧૦૨

शार्दूलविक्रीडितवृत्त

आधिव्याधिशतैर्जनस्य विविधैरारोग्यमुन्मूल्यते
लक्ष्मीर्यत्र पतन्ति तत्र विवृतद्वारा इव व्यापदः ।
जातं जातमवश्यमाशु विवशं मृत्युः करोत्यात्मसा-
त्तत्किं नाम निरंकुशेन विधिना यन्निर्मितं सुस्थितम् ॥ १०३॥

અનેક મનની પીડાઓ અને શરીરના રોગો મનુષ્યનાં આરોગ્યને મૂળમાંથી નાશ કરે છે, જ્યાં લક્ષ્મી હોય ત્યાં ઉઘાડાં બારણાંવાળી આપત્તિઓ આવી પડે છે, મૃત્યુ જે જે ઉત્પન્ન થાય, તે તે સર્વને અવશ્ય ત્વરાથી પરાધીન કરીને પોતાને

વશ કરે છે. માટે નિરંકુશ એવા વિધિએ જે ઉત્પન્ન કરેલ છે, તેમાં કયું નિશ્ચળ છે? ૧૦૩

અર્થાત્-જગતમાં ઉત્પન્ન થયેલું સર્વ નાશવંત જ છે. સંસારમાં કાંઈપણ સુખનું સાધન નથી.

स्रग्धरावृत्त

कृच्छ्रेणामेध्यमध्ये नियमिततनुभिः स्थीयते गर्भमध्ये
कान्ताविश्लेषदुःखव्यतिकरविषमे यौवने विप्रयोगः ।
नारीणामप्यवज्ञा विलसति नियतं वृद्धभावोऽप्यसाधुः
संसारे रे मनुष्या वदत यदि सुखं स्वल्पमप्यस्ति किञ्चित् १०४

વિષ્ઠા અને મૂત્રથી ભરેલા અપવિત્ર ગર્ભાશયમાં શરીરને સંકોચીને કષ્ટથી રહેવું પડે છે, યૌવનમાં સ્ત્રીના વિયોગના દુઃખના સંબંધથી વિપ્રયોગનું દુઃખ થાય છે, તેમ જ જેમાં સ્ત્રીઓના અનાદરો શોભી રહે છે એવું દુષ્ટ ઘડપણ અવશ્ય આવકારદાયક હોતું નથી. માટે હે મનુષ્યો! સંસારમાં થોડું પણ જો સુખ હોય તો કહો. ૧૦૪

અર્થાત્-સંસારમાં કોઈ પણ જાતનું સુખ નથી.

शार्दूलविक्रीडितवृत्त

आयुर्वर्षशतं नृणां परिमितं रात्रौ तदर्धं गतं
तस्यार्धस्य परस्य चार्धमपरं बालत्ववृद्धत्वयोः ।
शेषं व्याधिवियोगदुःखसहितं सेवादिभिर्नीयते
जीवे वारितरङ्गचञ्चलतरे सौख्यं कुतः प्राणिनाम् ॥१०५॥

મનુષ્યના આયુષનું પરિમાણ સો વર્ષનું છે, તેમાંથી પચાસ વર્ષ તો રાત્રિમાં નિદ્રાથી જાય છે, તે પચાસમાંથી પણ પહેલાં સાડાબાર વર્ષ બચપણમાં જાય છે અને છેલ્લાં સાડાબાર વર્ષ ઘડપણમાં જાય છે. બાકી રહેલાં વચલાં પચીશ વર્ષ કે જેમાં રોગ અને કુટુંબના વિયોગનું દુઃખ થાય છે, તે પચીશ વર્ષને મનુષ્યો ધનવાનની સેવા વગેરેથી ગુમાવે છે. માટે પ્રાણીઓને જળના તરંગ જેવા અત્યંત ચંચળ જીવિતમાં સુખ ક્યાંથી હોય? ૧૦૫

અર્થાત્-આ સંસારમાં સુખ નથી, પણ મનુષ્યો સુખ માની જ લે છે. જેમ કે-

असारे खलु संसारे सुखभ्रान्तिः शरीरिणाम् ।
लालापानमिवांगुष्ठे बालानां स्तन्यविभ्रमः ॥ *

शार्दूलविक्रीडितवृत्त

ब्रह्मज्ञानविवेकिनोऽमलधियः कुर्वन्त्यहो दुष्करं
यन्मुञ्चन्त्युपभोगकाञ्चनधनान्येकान्ततो निःस्पृहाः ।
न प्राप्तानि पुरा न सम्प्रति न च प्राप्तौ दृढप्रत्ययो
वाञ्छामात्रपरिग्रहाण्यपि परं त्यक्तुं न शक्ता वयम् १०६

બ્રહ્મજ્ઞાનનો વિચાર કરનાર અને તેથી જ દોષરહિત બુદ્ધિવાળા પુરુષો, દુઃખથી પણ ન થઈ શકે તેવું કામ કરે છે; તે એ કે, તેઓ નિઃસ્પૃહ થઈને સ્ત્રી વગેરેનાં સુખ, સુવર્ણ અને ધનનો સર્વથા ત્યાગ કરી દે છે. પરંતુ અમને તો પૂર્વે ધન વગેરે પ્રાપ્ત થયાં નથી, વર્તમાન કાળમાં પ્રાપ્ત થતાં નથી અને પ્રાપ્ત થયેલામાં દૃઢ વિશ્વાસ પણ નથી; છતાં પણ ઇચ્છામાત્રથી જ કલ્પેલા આ વૈભવોનો પણ ત્યાગ કરવા અમે અસમર્થ નથી. ૧૦૬

એક આશ્ચર્ય.

वसन्ततिलकावृत्त

व्याघ्रीव तिष्ठति जरा परितर्जयन्ती
रोगाश्च शत्रव इव प्रहरन्ति देहम् ।
आयुः परिस्रवति भिन्नघटादिवाम्भो
लोकस्तथाप्यहितमाचरतीति चित्रम् ॥ १०७ ॥

વાઘણની પેઠે તિરસ્કાર કરતું ઘડપણ પાસે જ રહે છે,

* પોતાના અગુઠાને ધાવતાં પોતાના જ મુખની લાળ મુખમાં આવે તેને, છોકરાં જેમ દૂધ ધારે છે, તેમ આ અસાર સંસારમાં દેહધારીઓ દુઃખને સુખ માની લે છે.

શત્રુની પેઠે રોગો સર્વદા દેહને પ્રહાર કર્યા કરે છે અને ફૂટેલા ઘડામાંથી ઝરી જતા જળની પેઠે આયુષ્ નષ્ટ થાય છે, તોપણ લોક અણહિતનાં કર્મ કરે છે, એ ઘણા આશ્ચર્યની વાત છે. ૧૦૭

જેનું ચિત્ત નિરંતર બ્રહ્મમાં જ લાગેલું હોય, તેવા પુરુષને સ્ત્રીનું ભાષણ વગેરે વિષયો સંતોષ આપતા નથી.

शिखरिणीवृत्त

सदा योगाभ्यासव्यसनवशयोरात्ममनसो-
रविच्छिन्ना मैत्री स्फुरति कृतिनस्तस्य किमु तैः ।
प्रियाणामालापैरधरमधुभिर्वक्त्रकमलैः
सनिःश्वासामोदैः सकुचकलशश्लेषसुरतैः ॥ १०८ ॥

યોગાભ્યાસના વ્યસનથી જેનો આત્મા અને મન વશ થયેલાં છે અને જે પુણ્યશાળી પુરુષના આત્માને મનની અવિચ્છિન્ન મૈત્રી સ્ફુરી રહેલી છે તે પુરુષને, સ્ત્રીઓનાં ભાષણોનું, અધરોષ્ઠના મધનું, સુગંધી નિઃશ્વાસવાળાં મુખકમળોનું અને સ્તનના આલિંગન સહિત મૈથુનનું શું પ્રયોજન છે? ૧૦૮

નિરંતર પરોપકાર કરનાર પુરુષોનોજ જન્મ સફળ છે ને બીજાઓનો જન્મ તો ઉંબરાના ફળમાં રહેલાં મશલાંના જન્મની પેઠે નિષ્ફળ છે.

शार्दूलविक्रीडितवृत्त

जातः कूर्मः स एकः पृथुभुवनभरायार्पितं येन पृष्ठं
श्लाघ्यं जन्म ध्रुवस्य भ्रमति नियमितं यत्र तेजस्विचक्रम् ।
सञ्जातव्यर्थपक्षाः परहितकरणे नोपरिष्टान्न चाधो
ब्रह्माण्डोदुम्बरान्तर्मशकवदपरे प्राणिनो जातनष्टाः ॥१०९॥

તે એક જ કાચબો જન્મેલો છે કે જેણે પોતાની પીઠ મોટા ભુવનના ભાર માટે આપેલી છે, તેમ જ ધ્રુવનું જન્મ પણ વખાણવા લાયક છે કે જેના આધારથી જ્યોતિશ્ચક્ર નિયમ પ્રમાણે ભમે છે, પરંતુ ઉપર તથા નીચે પરોપકાર

કરવામાં જેની સહાયતા વ્યર્થ નીવડી છે એવાં બીજાં પ્રાણીઓ, બ્રહ્માંડરૂપી ઉંબરાનાં ફળની વચમાં રહેલાં મશાલાંની પેઠે જન્મે છે ને મરે છે. ૧૦૯

અર્થાત્—જેઓ પરોપકાર કરતા નથી, તેમનું જીવિત તો સાવ નકામું જ છે.

સંસારસમુદ્ર તરવાની ઇચ્છાવાળા પુરુષોએ સ્ત્રીનો સંગ સર્વથા તજવો જોઇએ.

शार्दूलविक्रीडितवृत्त

उन्मीलत्त्रिवलीतरङ्गवलयाप्रोत्तुङ्गपीनस्तन-
द्वन्द्वेनोद्यतचक्रवाकमिथुना वक्त्राम्बुजोद्भासिनी ।
कान्ताकारधरा नदीयमभितः क्रूराशया नेष्यते
संसारार्णवमज्जनं यदि ततो दूरेण संत्यज्यताम् ॥ ११० ॥

હે જનો! જો સંસારરૂપી સમુદ્રમાં બૂડવું ગમતું ન હોય તો, સ્ત્રીના આકારને ધારણ કરવાવાળી–એટલે સ્ત્રીરૂપી નદીનો દૂરથી ત્યાગ કરો; કારણ કે જેમ નદીમાં તરંગની પંક્તિઓ પ્રકાશે છે તેમ સ્ત્રીરૂપી નદીમાં પણ ત્રિવલિરૂપી તરંગની પંક્તિઓ શોભી રહેલી હોય છે; જેમ નદી ચક્રવાક પક્ષીનાં જોડાંવાળી હોય છે, તેમ સ્ત્રી પણ ઉંચા ને મોટા બે સ્તનરૂપી ચક્રવાક પક્ષીનાં જોડાંવાળી હોય છે; જેમ નદી કમળથી શોભે છે તેમ સ્ત્રી પણ મુખકમળથી શોભે છે અને જેમ નદી ચારે તરફ ક્રૂર મગર વગેરેથી યુક્ત હોય છે, તેમ સ્ત્રી પણ કઠોર ચિત્તવાળી હોય છે. ૧૧૦

પાંચ જ્ઞાનેન્દ્રિયોના વિષયોથી જેનું ચિત્ત કમાયું હોય છે અને જેનો સ્વાર્થ સર્યો નથી એવો પુરુષ, ઇંદ્રિયોના વિષયોને અતિ નિંદે છે.

मालिनीवृत्त

इह हि मधुरगीतं नृत्यमेतद्रसोऽयं
स्फुरति परिमलोऽयं स्पर्श एष स्तनानाम् ।

इति श्रवणस्पर्शनेन्द्रियैर्भ्राम्यमाणः
स्वः तत्करणधूर्तैः पञ्चभिर्वञ्चितोऽस्मि ॥ १११ ॥

આ લોકમાં મધુર ગાન છે, નૃત્ય છે, રસ છે, સુગંધ છે અને સ્તનોનો સ્પર્શ પણ સ્ફુરે છે. એ પ્રકારે પરમાર્થનો નાશ કરનારી અને પોતાનાં કલ્યાણ કરવામાં ધૂર્ત એવી પાંચ જ્ઞાનેંદ્રિયોએ મને છેતરેલો છે. ૧૧૧

શરીરમાં વિકાર કરનાર ઘડપણની નિંદા.

शार्दूलविक्रीडितवृत्त

गात्रं संकुचितं गतिर्विगलिता भ्रष्टा च दन्तावलि-
र्दृष्टिर्नश्यति वर्धते बधिरता वक्त्रं च लालायते ।
वाक्यं नाद्रियते च बान्धवजनो भार्या न शुश्रूषते
हा कष्टं पुरुषस्य जीर्णवयसः पुत्रोऽप्यमित्रायते ॥ ११२ ॥

શરીર સંકોચાઈ ગયું એટલે દૂબળું થઈ ગયું, ચાલી શકાતું નથી, દાંતની પંક્તિ પડી ગઈ, દૃષ્ટિનો નાશ થયો, બહેરાપણું વધી ગયું, મોંઢામાંથી લાળ ગળે છે, સંબંધીઓ બોલવાને માન આપતાં નથી, સ્ત્રી સેવા કરતી નથી; હાય એવા કષ્ટની વાત છે કે, વૃદ્ધ પુરુષની સાથે પુત્ર પણ શત્રુની પેઠે વર્તે છે. ૧૧૨

આ સંસારમાં જન્મથી આરંભી મરણપર્યંત અને તે પછી પણ સુખનો લેશ નથી.

शिखरिणीवृत्त

क्षणं बालो भूत्वा क्षणमपि युवा कामरसिकः
क्षणं वित्तैर्हीनः क्षणमपि च संपूर्णविभवः ।
जराजीर्णैरङ्गैर्नट इव वलीमण्डिततनु-
र्नरः संसारान्ते विशति यमधानीजवनिकाम् ॥ ११३ ॥

પુરુષ ક્ષણવાર બાલ થઈને આવે છે, પછી ક્ષણવાર વિષયમાં રસિક જુવાન થાય છે, ક્ષણવાર ધનરહિત થાય છે ને ક્ષણવાર પુષ્કળ ધનવાળો થાય છે, ક્ષણવાર ઘડપણથી શિથિલ

થયેલા અવયવોવાળો થાય છે અને ક્ષણવાર કસ્તુરીથી શોભતાં શરીરવાળો થાય છે. એવી રીતે મનુષ્ય, સંસારમાં નટની પેઠે અનેક રૂપો ધારણ કરીને જીવનના અંતમાં યમની નગરી-રૂપી પડદામાં પેસે છે.

અર્થાત્—જેમ નટ નાના પ્રકારના વેશને ગ્રહણ કરીને અંતે પડદામાં પેસે છે, તેમ મનુષ્ય પણ બાલપણુ વગેરે વેશ લઈને અંતે યમપુરીમાં પેસે છે. ૧૧૩

वंशस्थवृत्त

**प्रशस्तशास्त्रार्थविचारचापलं**
**निवृत्तनानारसकाव्यकौतुकम् ।**
**निरस्तनिःशेषविकल्पविप्लवं**
**प्रपत्तुमन्विच्छति शूलिनं मनः ॥ ११४ ॥**

જેની શાસ્ત્રાર્થના વિચારની ચપળતા શાંત થયેલી છે, જેનું નાના રસવાળાં કાવ્ય સંબંધી કૌતુક શાંત થયેલું છે અને જેના વિકલ્પોનો સઘળો ઉપદ્રવ નાશ પામ્યો છે એવું મારૂં મન શૂળધારી શિવને શરણે જવાની ઈચ્છા કરે છે. ૧૧૪

॥ इति श्रीमद्राजर्षिप्रवरभर्तृहरिकृतं वैराग्यशतकं संपूर्णम् ॥



भर्तृहरिकृत

# विज्ञानशतक



वैराग्यनुं वर्णन कर्या पछी राजर्षिप्रवर भर्तृहरि विज्ञाननुं वर्णन करे छे.

## मंगळाचरण

मालिनीवृत्त

विगलदमलदानश्रेणिसौरभ्यलोभो-
पगतमधुपमालाव्याकुलाकाशदेशः ।
अवतु जगदशेषं शश्वदुग्रात्मदर्पो
विपुलपरिधिदन्तोद्दण्डशुण्डो गणेशः ॥ १ ॥

मोटा घेरावावाळा दंतशूळथी भयंकर शूंढवाळा, कुम्भस्थळमांथी झरती स्वच्छ मदनी धाराना सुगंधने लोभे आवेला भमराना मंडळवडे आकाशना प्रदेशने छाई देता, महा उग्र अभिमानवाळा, गणुना ईश (ब्रह्म) सर्व जगतनुं रक्षण करो. १

तात्पर्य–विज्ञान एटले परब्रह्मना स्वरूपनुं जे ज्ञान, तेनुं आ शतकमां वैराग्यमिश्र उपदेशना उद्गारोद्वारा विवेकीओनां मनमां दृढता करावावानो राजर्षिप्रवर भर्तृहरिए प्रयत्न कर्यो छे.

## ब्रह्मभजन करवाविषे

वसन्ततिलकावृत्त

यत्सत्तया सदिदमस्ति यदात्मभासा
प्रद्योतितं जगदशेषमपास्तदोषः ।
तद्ब्रह्म निष्कलमसंगमपारसौख्यं
प्रत्यग्भजे परममंगलमद्वितीयम् ॥ २ ॥

જેની સત્તાથી આ જડચેતનાત્મક સર્વ જગત્ અસ્તિત્વ ભોગવે છે અને જેમના પ્રકાશથી પ્રકાશે છે; તે સર્વ જાતના નિષ્કલ, સર્વ સંગથી રહિત, દોષોથી રહિત, અપાર સુખ-સ્વરૂપ, પરમ મંગલમય અને ઘટઘટમાં વ્યાપી રહેલા અદ્વિતીય એવા બ્રહ્મને હુ ભજું છું. ૨

રાણીઓ અને પુત્રો કાશીમાં વાસ કરવા માટે આવેલા ભર્તૃહરિ રાજાને રાજધાનીમાં આવવા માટે આગ્રહ કરવા લાગ્યાં, તે સમયે ભર્તૃહરિએ આપેલો ઉત્તરઃ-

शार्दूलविक्रीडितवृत्त

**हे पुत्रा व्रजताभयं यत इतो गेहं जनन्या समं**
**रागद्वेषमदादयो भवतु वः पन्थाः शिवो मायया ।**
**काशीं साम्प्रतमागतोऽहमहह क्लेशेन हातुं वपुः**
**सर्वानर्थगृहं सुपर्वतटिनीवीचिश्रिया मण्डिताम् ॥ ३ ॥**

હે પુત્રો! તમે તમારી માતાની સાથે હવે અહીંથી ઘેર જાવ. હે રાગ, દ્વેષ, મદ વગેરે સહચરો! તમે ઘણા કાળ સુધી મારી સાથે રહ્યા. હવે તમે પણ સંસારની મોહિની માયાની સાથે કલ્યાણકારી માર્ગે સંચરો. કારણ કે હું તો ગંગા નદીના તરંગોની શોભાથી શોભાયમાન એવી કાશી નગરીમાં સર્વ જાતના અનર્થોના મંદિરરૂપી આ પાંચભૌતિક શરીરનો ત્યાગ કરવા માટે મોટો કલેશ સહીને આવ્યો છું- હવે હું રાજધાનીમાં આવવાને રાજી નથી. ૩

તીર્થોમાં નિવાસ કરીને તપશ્ચરણ નહિ કરતાં બ્રહ્મવિદ્યા સંપાદન કરવી, શ્રેયસ્કર છે.

स्रग्धरावृत्त

**तीर्थावस्थानजन्यं न भवति सुकृतं दुष्कृतोन्मूलनं वा**
**यस्मादाभ्यां विहीनः श्रुतिसमधिगतप्रत्यगात्मा जनानाम् ।**

सर्वेषामद्वितीयो निरतिशयसुखो यद्यपि स्वप्रकाशा-
स्तीर्थे विद्यास्तथापि स्पृहयति तपसे यत्तदाश्चर्यहेतुः ॥ ४ ॥

કેવળ તીર્થમાં નિવાસ કરવાથી જ પુણ્યનો લાભ અને પાપનો ક્ષય થાય એમ નથી. કારણ કે શ્રુતિમાં આત્માનું વર્ણન કરતાં કહે છે કે, તે પુણ્ય તથા પાપથી રહિત છે, સર્વે પ્રાણીઓના શરીરમાં રહેલો છે, અદ્વિતીય (એક) છે અને નિરતિશય સુખસ્વરૂપ છે. માટે બ્રહ્મવિદ્યા વડે તેનો સાક્ષાત્કાર કરીને સ્વસ્વરૂપને ઓળખવું. તીર્થમાં આત્માનાં સ્વરૂપને પ્રકાશ કરનારી ઉપનિષદુક્ત બ્રહ્મવિદ્યા સંપાદન કરવાનાં સાધનો હોવા છતાં પણ તેનો ઉપયોગ નહિ કરતાં લોકો તપશ્ચરણની ઇચ્છા કરે છે, એ આશ્ચર્યજનક છે. ૪

જ્ઞાનીઓને તીર્થોમાં ભટકતા જોઇને ભર્તૃહરિનો ખેદ.

स्रग्धरावृत्त

प्रज्ञावन्तोऽपि केचिद्विरचितनिषदर्थकारा यतन्तो
व्याकुर्वन्तोऽपि केचिद्दलितपरमता यद्यपि ज्ञाततत्त्वाः ।
तीर्थे तीर्थे तथापि भ्रमणरसिकतां नो जहात्यध्वखेदा-
द्यत्तत्कष्टं विधत्ते मम मनसि सदा पश्यतस्तत्र कृत्यम् ॥५॥

કેટલાએક જ્ઞાનીઓ, કેટલાએક ઉપનિષદના અર્થને જાણનારા, કેટલાએક ભાષ્યકારો, કેટલાએક અન્ય મતનું ખંડન કરનારા અને કેટલાએક પરબ્રહ્મને જાણનારા હોવા છતાં પણ રાત દહાડો એક તીર્થથી બીજે તીર્થે નિત્ય ભટકતા જોવામાં આવે છે; અને માર્ગમાં સંકટો વેઠ્યા છતાં પણ ભટકવાના સ્વભાવને છોડતા નથી. તેઓને ભટકતા જોઈને મારા મનમાં ખેદ થાય છે. ૫

તાત્પર્ય—જ્ઞાનીઓએ તીર્થે તીર્થે રખડવું અયોગ્ય છે કારણ કે મુક્તિનું સાધન જ્ઞાન તો તેણે સંપાદન કર્યું જ છે તો પછી તીર્થોમાં શા માટે રખડવું?

## દાન દેવા વિષે

शार्दूलविक्रीडितवृत्त

**यावत्ते यमकिंकराः करतलक्रूरासिपाशादया**
**दुर्दान्ताः सृणिराजशीर्षसुनखा दंष्ट्राकरालाननाः ।**
**नाकर्षन्ति नरान्धनादिरहितान्यस्तावदिष्टेच्छया**
**युष्माभिःक्रियतां धनस्य कृपणास्त्यागः सुपर्वादिषु ॥ ६ ॥**

હાથમાં ભયંકર તરવાર, પાશ આદિ ધારણ કરનારા, મહાભયંકર દેખાવના, મોટાં ત્રિશૂળના જેવડા મોટા નખવાળા, ભયંકર ડાઢોવડે વિકરાળ મુખવાળા યમરાજાના કિંકરો, હે કૃપણ પુરુષો! તમને ધન, સ્ત્રી વગેરેથી રહિત-એકલા નરકમાં ખેંચી જાય નહિ, તે પહેલાં જ ભવિષ્યમાં સદ્‌ગતિ સંપાદન કરવાની ઇચ્છાથી તમે શુભ પર્વોને દિવસે સુપાત્રોને (ગાય, ભૂમિ, હિરણ્ય વગેરેનું) દાન આપો. ૬

તાત્પર્ય–દાન, ભોગ અને નાશ આવી ધનની ત્રણ ગતિ છે. જે દાન દેતો નથી તેમ પેટપૂર્ણ ખાતો પણ નથી તેવા કૃપણનું ધન પરિણામે નાશ પામે છે. માટે જે હાથે કરીને દીધું અથવા તો ભોગવ્યું તે જ ધન પોતાનું સમજવું, બાકીનું ધન પારકું સમજવું.

પુણ્યને યોગે લક્ષ્મી મળે છે.

शार्दूलविक्रीडितवृत्त

**आढ्यः कश्चिदपंडितोऽपि विदुषां सेव्यः सदा धार्मिका**
**विश्वेषामुपकारको मृगदृशामानन्दकन्दाकरः ।**
**कर्पूरद्युतिकीर्तिभूषितहरिद्भूमण्डले गीयते**
**शश्वद्वन्दिजनैर्महीतनुभृतः पुण्यैर्न कस्योदयः ॥ ७ ॥**

હે ધાર્મિક પુરુષો! કોઇક મૂર્ખ મનુષ્ય પણ જ્યારે પૂર્વ જન્મનાં પુણ્યને યોગે ધનાઢ્ય બની જાય છે, ત્યારે વિદ્વાનો પણ

નિત્ય તેની સેવા કરે છે, કારણુ કે ધનાઢ્ય જગતને ઉપકાર કરે છે, મૃગનયનાઓને આનંદદાયક થઈ પડે છે અને બંદીજનો કર્પૂરના જેવી કાંતિવાળી દિશાઓમાં ભૂમંડળને દીપાવનારી તેની કીર્તિનું રાત દહાડો ગાન કર્યાં કરે છે. કહો, પુણ્યોથી કોનો ઉદય થતો નથી ? ૭

શ્રીહરિ ભક્તની ભીડ ભાંગનારા છે.

शिखरिणीवृत्त

> यमाराध्याराध्यं त्रिभुवनगुरुं प्राप वसतिं
> ध्रुवो ज्योतिश्चक्रे सुचिरमनवद्यां शिशुरपि ।
> अवाप प्रल्हादः परमपदमाराध्य यमितः
> स कस्यालं क्लेशो हरति न हरिः कीर्तितगुणः ॥ ८ ॥

ધ્રુવ લઘુ વયના હતા, તો પણુ આરાધના કરવા યોગ્ય અને ત્રણુ ભુવનના ગુરુ એવા શ્રીહરિની આરાધના કરીને જ્યોતિશ્ચક્રને વિષે ચિરકાળ રહેનારાં ધ્રુવપદને પ્રાપ્ત થયા હતા. તેમ પ્રહ્લાદ પણુ શ્રીહરિનું આરાધન કરીને પરમ પદને પ્રાપ્ત થયા હતા. શ્રીહરિ પોતાના ગુણોનું ગાન કરનારા કયા પુરુષના કલેશને સંપૂર્ણ રીતે હરતા નથી ? ૮

તાત્પર્ય—શ્રીહરિ પોતાનું આરાધન કરનારને પરમ પદ આપે છે, પછી તે દેવ હો કે દાનવ. ભગવાન્ ભક્તવત્સલ છે; તેને સમ વિષમ ભાવ નથી.

અજ્ઞાની ઈશ્વરને ઓળખતો નથી.

शार्दूलविक्रीडितवृत्त

> को देवो भुवनोदयावनकरो विश्वेश्वरो विद्यते
> यस्याज्ञावशवर्तिनो जलधयो नाप्लावयन्ति क्षितिम् ।
> इत्याज्ञातमपीश्वरं सुरशिरोरत्नं जगत्साक्षिणं
> सर्वज्ञं धनयौवनोद्धतमना नो मन्यते बालिशः ॥ ९ ॥

જે પરમાત્મા આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરે છે, જે વિશ્વના ઈશ્વર છે, સાત સમુદ્રો જેમની આજ્ઞાને અધીન રહીને પૃથ્વીને બોળી દેતા નથી તે વેદ તથા ઉપનિષદમાં વર્ણન કરાયલા સર્વ જગતના સાક્ષી અને સર્વજ્ઞ એવા ઈશ્વરને ધન તથા જુવાનીથી ઉદ્ધત મનના થયેલા મૂર્ખાઓ માનતા નથી. અર્થાત્ ઈશ્વર છેજ નહિ, આમ કહે છે. ૯

તાત્પર્ય-ચાર્વાક વગેરે નાસ્તિકો કહે છે કે, "न स्वर्गो नापवर्गो वा नैवात्मा पारलौकिकः સ્વર્ગ નથી, નરક નથી, આત્મા નથી, તેમ પરલોક પણ નથી." આટલેથી જ તેઓ અટક્યા નથી, પણ આગળ વધીને કહે છે કે "यावज्जीवं सुखं जीवेत् ऋणं कृत्वा घृतं पिबेत्। भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः॥ જીવતાં સૂધી સુખમાં રહેવું ને કરજ કરીને પણ ઘી પીવું. કારણ કે આ શરીર બળીને ભસ્મ થઇ ગયા પછી તેનો પાછો ક્યાંથી જન્મ થવાનો ? અર્થાત્ પુનર્જન્મ નથી." તેમ ઈશ્વર વગેરે પણ નથી. માટે ખાઈ પીને ખુશ રહેવું, આમ મિથ્યા જ્ઞાનથી મૂર્ખાઓ બકબકાટ કર્યા કરે છે.

## નાસ્તિકો

शार्दूलविक्रीडितवृत्त

कस्येमौ पितरौ मनोभववता तापेन संयोजिता-
वन्योन्यं तनयादिकं जनयतो भूम्यादिभूतात्मभिः ।
इत्थं दुःस्थमतिर्मनोभवरतिर्यो मन्यते नास्तिकः
शान्तिस्तस्य कथं भवेज्जनवतो दुष्कर्मधर्माश्रयात्॥१०॥

નાસ્તિક મતવાળાઓ કહે છે કે; માતાપિતા કામદેવના તાપથી સંતપ્ત થઈ પરસ્પર સમાગમ કરીને પૃથ્વી, પાણી, પવન અને અગ્નિ આ ચાર ભૂતોના સંયોગથી પુત્રાદિકને ઉત્પન્ન

કરે છે, તેમાં માત્ર તેમની કામતૃપ્તિ જ કારણ છે. માટે તેમના તરફ શા માટે પૂજ્યબુદ્ધિ રાખવી? આ રીતે દુષ્ટ બુદ્ધિવાળો, કામમાં રચ્યોપચ્યો રહેનારો, ધનના મદથી છકી ગયેલો તથા દુષ્ટ કર્મ કરનારો નાસ્તિક માને છે, માટે તેને શી રીતે શાંતિ મળે? કદી પણ મળે જ નહિ. ૧૦

તાત્પર્ય–નાસ્તિકોની મૂર્ખતાને ભર્તૃહરિ ધિક્કારે છે.

शार्दूलविक्रीडितवृत्त

**देहाद्यात्ममतानुसारि भवतां यद्यस्ति मुग्धं मतं**
**वेदव्यासविनिन्दितं कथमहो पुत्राद्यपत्ये तदा ।**
**दाहादिः क्रियते विशुद्धफलको युष्माभिरुद्वेजितैः**
**शोकेनार्थपरायणैरपसदैर्दृष्टार्थमात्रार्थिभिः ॥ ११ ॥**

હે દેહાત્મવાદીઓના મતને અનુસરનારા! તમે જો વેદ-વ્યાસે નિંદી કાઢેલા દેહાદિકને જ આત્મા માનનારા ચાર્વાકના મિથ્યા મતને માનતા હો તો, પ્રત્યક્ષ પ્રમાણને ખરું માનનારા એવા તમે સ્વાર્થપરાયણ હોવા છતાં પિતા, પુત્ર વગેરેનાં શરીરોને જાતે ચિતામાં બાળી નાંખીને તેનો શા માટે શોક કરો છો? ખરેખર તમે સ્વાર્થપરાયણ અને નીચ છો. ૧૧

તાત્પર્ય–દેહ તથા ઇન્દ્રિયો આત્મા નથી, છતાં દેહા-દિકને આત્માં માનનારા ચાર્વાકો પોતાના પિતા પુત્રાદિક સંબંધીઓના દેહને બાળી નાંખે છે. આથી તેઓ આત્મા-નાત્માનાં જ્ઞાનથી રહિત છે.

વિદ્વાનને દેહાભિમાન હોતું નથી.

शिखरिणीवृत्त

**विपश्चिद्देहादौ क्वचिदपि ममत्वं न कुरुते**
**परब्रह्मध्याता [illegible] ।**

**निरस्ताहंकारः श्रुतिजनितविश्वाससुभगो-**
**निरातङ्कोऽव्यग्रः प्रकृतिमधुरालापचतुरः ॥ १२ ॥**

પરમ બ્રહ્મનું ધ્યાન કરનારો, દેહાદિકને વિષે અહંકાર-રહિત, વેદે કરેલા ઉપદેશમાં વિશ્વાસ બેસવાથી જ્ઞાનસંપન્ન, પાંચ પ્રકારના ક્લેશથી રહિત, શાંત, સ્વાભાવિક રીતે મધુર ભાષણ કરનારો જ્ઞાની પુરુષ ગંધર્વ નગરના જેવા મિથ્યા દેહ, ગેહ વગેરે ઉપર મમત્વ કરતો નથી. ૧૨

शार्दूलविक्रीडितवृत्त

**नित्यानित्यपदार्थतत्त्वविषये नित्यं विचारः सतां**
**संसर्गो मितभाषिता हितमिताहारोऽनहंकारिता ।**
**कारुण्यं कृपणे जने सुखिजने प्रीतिः सदा यस्य सः**
**प्रायेणैव तपः करोति सुकृती शश्वन्मुकुन्दप्रियः ॥ १३ ॥**

પુણ્યવાન્ પુરુષ સત્પુરુષોનો સમાગમ કરીને હમેશાં નિત્ય તથા અનિત્ય વસ્તુનો વિચાર કર્યા કરે છે, થોડું ભાષણ કરે છે, હિતકારક, પરિમિત અને પચે તેવો આહાર કરે છે, અહંકારરહિત હોય છે, દુઃખી મનુષ્યોના ઉપર દયા કરે છે, સુખી મનુષ્યોની સાથે સદા પ્રીતિ કરે છે, ઘણુંકરીને તપશ્ચરણ કર્યા કરે છે, અને નિત્ય મુકુંદ ભગવાનનો પ્રિય થઈને રહે છે.૧૩

તાત્પર્ય–પુણ્યવંત પુરુષો સાત્વિક આહાર કરીને તપ-શ્ચરણમાં જ પોતાના દિવસો ગાળે છે. પણ વ્યાવહારિક બાબતોમાં માથાં મારતા નથી.

ઈશ્વરારાધન કરનારો ભવસાગરને તરે છે.

शार्दूलविक्रीडितवृत्त

**संसारेऽपि परोपकारकरणख्यातव्रता मानवा**
**ये संपत्तिगृहा विचारचतुरा विश्वेश्वराराधकाः ।**
**तेऽप्येनं भवसागरं जनिमृतिग्राहाकुलं दुस्तरं**
**गंभीरं सुतरां तरन्ति विविधव्याध्याधिवीचीमयम् ॥१४॥**

જે સંપત્તિવાળા મનુષ્યો આ સંસારમાં પણ પરોપકાર કરવારૂપી પ્રખ્યાત વ્રતને ધારણ કરે છે, આત્માનાત્માનો વિચાર કરવામાં ચતુર હોય છે, વિશ્વેશ્વરનું સમારાધન કરે છે તે મનુષ્યો, જન્મ ને મૃત્યુરૂપી ગ્રાહથી ભરપૂર, ને તેથી દુસ્તર, ગંભીર અને અનેક જાતની વ્યાધિ તથા આધિ (માનસિક પીડા)રૂપી તરંગોથી ઉછળી રહેલા સંસારસાગરને સહજમાં તરી જાય છે. ૧૪

અહંતા મમતા રહિતને ધન્ય છે.

स्रग्धरावृत्त

धन्या एते पुमांसो यदयमहमिति त्यक्तचेतोविकल्पा
निश्शंकं संचरन्तो विदधति मलिनं कर्म कामप्रयुक्ताः।
जानन्तोऽप्यर्थहीनं जगदिदमखिलं भ्रान्तवद्द्वैतजालं
रागद्वेषादिमन्तो वयमयमि ति हा न त्यजन्तेऽभिमानं ॥ १५ ॥

જેઓના મનમાંથી અમુક ફલાણો છે અને અમુક હું છું, આવી જાતના વિકલ્પો નાશ પામ્યા છે તેવા પુરુષો ભાગ્યશાળી છે. પરંતુ કામનામાં રચ્યા પચ્યા રહેનારા પુરુષો તો નિશ્શંકપણે પાપકમ કરતા થકા આ જગતમાં ભટકયા કરે છે. તેઓ જાણે છે કે, આ સર્વ જગત્ મિથ્યા છે, ભ્રાંતિથી દેખાય છે અને દ્વૈતરૂપી જાળથી ભરપૂર છે, છતાં પણ હાય! હાય! તેઓ રાગ તથા દ્વેષને લીધે અમે ઉત્તમ છીએ, ફલાણામાં તો કંઈ પણ નથી, આવી રીતે અભિમાન કર્યા કરે છે. ૧૫

તાત્પર્ય–સંસાર મિથ્યા છે, આમ જાણ્યા છતાં પણ કેટલાએક રાગદ્વેષને લીધે બીજાનું અપમાન કરે છે અને પોતાને શ્રેષ્ઠ માને છે, તેઓને ધિક્કાર છે.

સગુણની ઉપાસના.

શિખરિણીવૃત્ત

न चेत्ते सामर्थ्यं भवनमरणातङ्कहरणे
मनोऽनिर्दिष्टेऽस्मिन्नपगतगुणे ब्रह्मसकल
तदा मेघश्यामं कमलदलदीर्घाक्षममलं
भजस्व श्रीरंगं शरदमृतधामाधिकमुखम् ॥ १६ ॥

જન્મ તથા મરણની પીડાને હરનારા, મનથી પણ જાણવામાં આવે નહિ તેવા, સત્વ, રજ ને તમ એ ત્રણ ગુણથી રહિત અને અકળ એવા પરબ્રહ્મને જાણવાનું જો તારામાં સામર્થ્ય ન હોય તો, મેઘના જેવા શ્યામ રંગના, કમળના દલ સમાન વિશાળ નેત્રવાળા, સર્વ જાતના દોષોથી રહિત, શરદૃઋતુના ચન્દ્ર કરતાં પણ અધિક કાંતિમાન્ મુખવાળા, શુદ્ધ સ્વચ્છ શ્રીરંગનું (શ્રીકૃષ્ણનું) ભજન કર. ૧૬

સંસારરૂપી વૃક્ષનું છેદન કરવા વિશે.

સ્રગ્ધરાવૃત્ત

भ्रातः शान्तं प्रशान्ते क्वचिदपि निपतन्मित्र रे भूधराग्रे
ग्रीष्मे ध्यानाय विष्णोः स्पृहयसि सुतरां निर्विशंकं गुहायाम्।
अन्विष्यंस्तादृगत्र क्षितिवलयतले स्थानमुन्मूलयैतत्
संसारानर्थवृक्षं मथितगुरुमहामोहमूलं विशालम् ॥ १७ ॥

ઓ ભાઈ! હે મિત્ર! તું શાંતપણે વિષ્ણુનું સમારાધન કરવા માટે શાંતિવાળા પર્વતના શિખર ઉપર જવાને અથવા તો પ્રચંડ એવી ગ્રીષ્મઋતુમાં નિઃશંકપણે પર્વતની ગુફામાં બેસીને વિષ્ણુનું ધ્યાન કરવાની ઇચ્છા કરે છે. પરંતુ ત્યાં નહિ જતાં અહીં પૃથ્વીપર જ રહીને પરમાત્માની ઉપાસના કર અને અસંગરૂપી તરવારથી મહામોહનાં મોટાં મૂળરૂપ, મનનું મથન કરનારા વિશાળ એવા સંસારરૂપી અનર્થ-વૃક્ષનો નાશ કર. ૧૭

કૃતાર્થી કોણ?

वसन्ततिलकावृत्त

विश्वेश्वरो भवति विश्वज[illegible]नजन्मा
विश्वंभरे भगवति प्रथितप्रभावे ।
यो दत्तचित्तविषयः सुकृती कृतार्थो
यत्र क्वचित्प्रतिदिनं निवसन् गृहादौ ॥ १८ ॥

ઘરમાં કે વનમાં, હરકોઈ ઠેકાણે જે પુરુષ વિશ્વના ઈશ્વર, વિશ્વનું હિત કરનારા, વિશ્વનું ધારણપોષણ કરનારા, પ્રખ્યાત પ્રભાવવાળા પરમાત્મા વિષે મનને અર્પણ કરે છે, તે પુરુષનેજ પુણ્યવાન્ અને કૃતકૃત્ય જાણવો. ૧૮

मन्दाक्रान्तावृत्त

ध्यानव्यग्रं भवतु हृदयं तिष्ठतो यत्र तत्र
श्रीमद्विष्णोस्त्रि[illegible]वनपतेर्नित्यमानन्दमूर्तेः ।
लक्ष्मीचेतः कु[illegible]लानन्दपीयूषधाम्नो
मेघच्छायाप्रतिभटतनोः क्लेशसिंधुं तितीर्षोः॥१९॥

હે સંસારી જીવ! તને જો કલેશરૂપી સમુદ્ર તરવાની ઇચ્છા થતી હોય તો તું જ્યાં જ્યાં ઉભો હો ત્યાં ત્યાં તારે તારાં હૃદયને શ્રીવિષ્ણુનું ધ્યાન કરવામાં પરાયણ કરવું. કારણ કે મેઘ સમાન કાંતિવાળા વિષ્ણુ ત્રણ ભુવનના પતિ છે, નિત્ય આનંદની મૂર્તિ છે અને લક્ષ્મીજીના ચિત્તરૂપી કુમુદને વિકાસ કરવામાં ચંદ્ર સમાન છે. ૧૯

शार्दूलविक्रीडितवृत्त

कामादित्रिकमेव [illegible]लमखिलक्लेशस्य मायोद्भवं
मर्त्यानामिति देवमौलिविलसद्भ्राजिष्णु [illegible]ाम्बुजः ।
श्रीकृष्णो भगवानवोच[illegible]णिप्रियो मन्मथ-
र्यस्मात्त्रिक[illegible]यत्न मनसा हेयं पुमर्थार्थिना ॥२०॥

દેવોના મુકુટવિષે ચળકતા દેદીપ્યમાન ચૂડામણિ (મુકુટરત્ન)રૂપ, સર્વ પ્રાણીઓને પ્રિય મારા પ્રભુ એવા શ્રીકૃષ્ણ ભગવાન્ મનુષ્યોને ઉપદેશ કરે છે કે, પુરુષાર્થ સંપાદન કરવાની ઈચ્છાવાળાએ માયાથી ઉત્પન્ન થયેલા સંપૂર્ણ ક્લેશનાં મૂલરૂપ, કામ, ક્રોધ ને લોભ એ ત્રણ વસ્તુનો સાવધાન મનથી ત્યાગ કરી દેવો. ૨૦

પરમાત્મા પણ માયાના સંબંધથી લક્ષ્મીપતિ થયા છે.

शार्दूलविक्रीडितवृत्त

कामस्यापि निदानमाहुरपरे मायां महाशासनां
निश्चित्कां सकलप्रपञ्चरचनाचातुर्यलीलावतीम्।
यत्संगाद्भगवानपि प्रभवति प्रत्यकूमहामोहहा
श्रीरङ्गो भुवनोदयावनलयव्यापारचक्रेऽक्रियः ॥ २१ ॥

કેટલાએક જ્ઞાનીઓ કહે છે કે; માયા મહાસત્તા ધરાવનારી છે અને ચૈતન્યરહિત હોવા છતાં પણ સર્વ જગતને રચવામાં અલૌકિક કરામત ધરાવનારી છે. તે માયાથી જ કામની ઉત્પત્તિ થાય છે. અરે એટલું જ નહિં, પરંતુ પ્રત્યેક જીવના મહામોહનો નાશ કરનારા અને ક્રિયારહિત ભગવાન્ પણ માયાના સંગમાં રહેવાથી 'શ્રીપતિ' થયા છે અને ક્રિયારહિત છતાં આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયરૂપી કર્મ કર્યા કરે છે. ૨૧

તાત્પર્ય-માયા એવી તો મોહકારિણી છે કે, તેના સંગથી ઈશ્વર જેવા પણ મોહમાં લપટાયા છે તો પછી બીજાની તો વાત જ શી! માટે બને ત્યાં સૂધી માયાની જાળમાં ફસાવું નહિ.

ઈશ્વરનું અસ્તિત્વ.

शिखरिणीवृत्त

यदध्यस्तं सर्वं स्रजि भुजगवद्भाति पुरतो
महामायोद्गीर्णं गगनपवनाद्यं तनुभृताम्।

**भवेत्तस्या भ्रान्तेर्मुररिपुरधिष्ठानमुख्यं**
**यतो न स्याद्भ्रान्तिर्निरधिकरणा क्वापि जगति ॥ २२ ॥**

આ સર્વ જગત્ મહામાયાથી ઉત્પન્ન થયું છે ને પાંચ મહાભૂતોથી પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે અને પુષ્પની માળામાં જેમ સર્પ ભાસે છે તેમ સન્મુખ પરમાત્મામાં અધ્યાસવાળું સર્વ જગત્ સન્મુખ ભાસે છે. કોઇને શંકા થાય કે, જે દેખાય તે મિથ્યા કેમ હોય? તેના ઉત્તરમાં કહેવાનું કે અંધારામાં પડેલી માળામાં જેમ સર્પની ભ્રાંતિ થાય છે તેમ જ મુરારિ ભગવાનને વિષે પણ અજ્ઞાનીઓને જગતની ભ્રાંતિ થાય છે. જેમ સર્પ મિથ્યા છે, પરંતુ જેના પર સર્પની ભ્રાંતિ થાય છે એવી માળારૂપી અધિકરણ વસ્તુ સત્ય છે તેમ જ જગત્ મિથ્યા છે પરંતુ ભ્રાંતિના અધિકરણરૂપ ઈશ્વર સત્ય છે. કારણ કે જગતમાં કોઈ ઠેકાણે પણ અધિકરણ વિના ભ્રાંતિ થવાનો સંભવ નથી. ૨૨

शिखरिणीवृत्त

**वियत्पृथ्वीवायुज्वलनजलजं चाखिलमिदं**
**महामायासङ्गाद्भुजग इव रज्ज्वां भ्रमकरम् ।**
**तदत्यन्ताह्लादं ह्यजरममरं चिन्तय मनः**
**परब्रह्माव्यग्रं हरिहरसुराद्यैरवगतम् ॥ २३ ॥**

આ પૃથ્વી, પાણી, તેજ, વાયુ ને આકાશ એ પંચમહાભૂતાત્મક સંપૂર્ણ જગત્ ઉત્પન્ન થયું છે; તે મહામાયાના સંગથી ઉત્પન્ન થયું છે અને રજ્જુમાં જેમ સર્પનો ભાસ થાય છે; તેમ જ આ મિથ્યા જગતનો ઈશ્વર વિષે ભ્રાંતિથી ભાસ થાય છે. માટે હે મન! અત્યંત આનંદજનક, જરા તથા મૃત્યુરહિત, હરિ, હર અને દેવોએ જાણેલા એવા પરબ્રહ્મનું તું શાંતિથી સ્મરણ કર. ૨૩

वसन्ततिलकावृत्त

चिद्रत्नमत्र पतितं वपुरंधकूपे
पुंसो भ्रमादनुपमं महनीयतेजः ।
सद्यः समुद्धरति तद्भविता कृतार्थो
मन्ये स एव समुपासितविश्वनाथः ॥ २४ ॥

પુરુષની અજ્ઞાનતાને લીધે શરીરરૂપી અંધારા કૂવામાં અનુપમ અને મહાન્ તેજસ્વી એવું ચૈતન્યરૂપી રત્ન (આત્મારૂપી રત્ન) પડી ગયું છે. તે રત્નનો જે પુરુષ શરીરરૂપી કૂવામાંથી તુરત ઉદ્ધાર કરે છે, તેને કૃતાર્થ જાણવો અને તેણે જ વિશ્વનાથની (પરમાત્માની) ઉપાસના કરી છે, આમ હું માનું છું. ૨૪

शार्दूलविक्रीडितवृत्त

स्वान्तव्योम्नि निरस्तकल्मषघने सद्बुद्धितारावली-
संदीप्ते समुदेति चेन्निरुपमानन्दप्रभामंडलः ।
ब्रह्मज्ञानसुधाकरः कवलिता विद्यान्धकारस्तदा
क्व व्योम क्व सदागतिः क्व हुतभुक् क्वाम्भः क्व सर्वंसहा ॥२५॥

ચોતરફ ઘેરાઈ રહેલાં પાપરૂપી વાદળાંઓ ખસી જાય છે કે, અન્તઃકરણરૂપી આકાશમાં વિવેક, વૈરાગ્યરૂપી સદ્બુદ્ધિનું તારામંડળ ઉદય પામે છે; તેથી ચોતરફ પ્રકાશ થઈ રહે છે અને અનુપમ આનન્દરૂપી પ્રભામંડળવાળા બ્રહ્મજ્ઞાનરૂપી નિર્મળ ચંદ્રનો ઉદય થાય છે, એટલે અવિદ્યારૂપી અંધકાર નાશ પામે છે. પછી આકાશ, વાયુ, અગ્નિ, પાણી અને પૃથ્વી એ પાંચ ભૂતો કોણ જાણે ક્યાંએ લય પામે છે, તેનો પત્તો જ લાગતો નથી. ૨૫

તાત્પર્ય-જ્યાંસૂધી અજ્ઞાન હોય છે ત્યાંસૂધી જગત્ ભાસે છે. પરંતુ બ્રહ્મવિદ્યાવડે અજ્ઞાનનો નાશ થાય છે કે જગત્ જેવું કંઈ જ રહેતું નથી.

## વિદ્યા તથા અવિદ્યાનો ભેદ

स्रग्धरावृत्त

**क्वाहं ब्रह्मेति विद्या निरतिशयसुखं दर्शयन्ती विशुद्धं**
**कूटस्थस्वप्रकाशं प्रकृतिसुचरिता खण्डयन्ती च मायाम्।**
**क्वाविद्याहंममेति स्थगितपरसुखा चित्तभित्तौ लिखन्ती**
**सर्वानर्थाननर्थान् विषयगिरिभुवा वासनागैरिकेण ॥२६॥**

જે નિત્ય નિરતિશય સુખરૂપ, વિશુદ્ધ, કૂટસ્થ, સ્વયં-પ્રકાશ એવા પરબ્રહ્મનાં સ્વરૂપને દર્શાવતી તથા માયાનું ખંડન કરતી, સ્વભાવથી જ સુચરિત્રવાળી अहं ब्रह्म હું બ્રહ્મરૂપ છું, એવા આકારની બ્રહ્મવિદ્યા ક્યાં અને પરબ્રહ્મનાં સુખને ઢાંકી દેનારી તથા વિષયરૂપી પર્વત ઉપર ઉત્પન્ન થયેલા વાસનારૂપી ગેરુવડે ચિત્તરૂપી ભીંત ઉપર સર્વ જાતના અનર્થોને આલેખતી અર્થાત્ ચિત્તને અનાર્થોના તરફ ઘસડી જનારી 'હું તથા મારું તારું' એવા આકારની અવિદ્યા ક્યાં ? ૨૬

સંસારીનો મોક્ષ થતો નથી.

स्रग्धरावृत्त

**यावज्जागर्ति चित्ते दुरितकलुषिते प्राणिनो वित्तपुत्र-**
**क्षेत्राद्यर्थेषु चिन्ता तदतिपरतया भ्राम्यमाणस्य नित्यम्।**
**तावन्नार्थस्य सिद्धिर्भवति कथमपि प्रार्थितस्यार्तिभाजा**
**कैवल्याख्यस्य लोके रमणसुखभुवो मुक्तदोषानुषक्तेः॥२७॥**

મનુષ્ય જ્યાંસુધી પાપથી મલિન થયેલા મનમાં ધન વિષેની, પુત્રોની, સ્ત્રીની તથા ક્ષેત્ર વગેરે મિથ્યા પદાર્થોની ચિંતા કર્યા કરે છે અને તદ્રૂપ થઇને રાત દહાડો તેને માટે જ ભટકયા કરે છે, ત્યાં સૂધી તે ઇચ્છા કર્યા છતાં પણ સર્વ પ્રકારના દોષોથી રહિત અને અનુપમ આનંદને આપનારા કૈવલ્ય નામના (મોક્ષ) પદાર્થને જગતમાં કોઇ પણ રીતે મેળવી શકતો નથી. ૨૭

शार्दूलविक्रीडितवृत्त

निष्कामा मुनयः परावरदृशो निर्धूतपाप्मोद्या
निस्संगा निरहंकृता निरुपमानन्दं परं लेभिरे ।
यन्नत्वा न लुठन्ति मातृजठरे दुःखाकरे मानवा
दुर्गंधे पुनरेत्य काममकरे संसारपाथोनिधौ ॥ २८ ॥

તદ્દન કામના રહિત, ભૂત તથા ભવિષ્યને જોનારા જ્ઞાનવડે પાપને નાશ કરનારા, કર્મનાં ફળના સંગથી રહિત તથા અહંકાર વિનાના મુનિજનો અનુપમ આનંદની મૂર્તિરૂપ પરમાત્માના સ્વરૂપને પ્રાપ્ત કરે છે અને જે સ્થાનમાં ગયા પછી કામરૂપી મગરવાળા સંસારસિંધુમાં તેમજ અત્યંત દુર્ગંધી અને દુઃખદાયક એવા માતાના ઉદરમાં ફરીને જન્મ ધારણ કરતા નથી. ૨૮

તાત્પર્ય–પરબ્રહ્મનાં સ્વરૂપને પ્રાપ્ત થનારો, જન્મમરણના ફેરામાંથી મુક્ત થાય છે.

वसन्ततिलकावृत्त

ब्रह्मामृतं भज सदा सहजप्रकाशं
सर्वान्तरं निरवधि प्रथितप्रभावम् ।
यद्यस्ति ते जिगमिषा सहसा भवाब्धेः
पारे परे परमशर्मणि निष्कलंके ॥२९॥

હે જીવ! તારે જો એકદમ સંસારૂપી સાગરને તરી જઈને તેને પેલે તીર, કે જે સર્વ જાતના ક્લેશોથી રહિત અને પરમકલ્યાણ કારક છે, ત્યાં જવાની ઈચ્છા હોય તો સ્વાભાવિક રીતે જ પ્રકાશરૂપ, સર્વના અંતઃકરણમાં બિરાજમાન, અનંત (છેડા વિનાના), મહાપ્રખ્યાત પ્રભાવવાળા અવિનાશી પરબ્રહ્મનું તું સદા ભજન કર. ૨૯

शिखरिणीवृत्त

चिदेव ध्यातव्या सततमनवद्या सुखतनु-
र्निराधारा नित्या निरवधिरविद्याविरहिता ।

**अनास्थामास्थाय भ्रमवपुषि सर्वत्र विषये**
**सदाशेषव्याख्यानिपुणमतिभिः ख्यातयतिभिः॥३०॥**

નિત્ય ઉપનિષદોની સંપૂર્ણ વ્યાખ્યાનમાં નિપુણ બુદ્ધિવાળા અને પ્રખ્યાત બુદ્ધિવાળા સંન્યાસીઓએ આ પાંચભૌતિક શરીર અને સર્વ વિષયો માયાના વિલાસરૂપ છે. આમ ધારીને તેઓના ઉપર અનાસ્થા ઉભી કરવી અને નિત્ય નિર્દોષ, સુખસ્વરૂપ, નિરાકાર, નિત્ય, છેડા વિનાના અને અવિદ્યા આદિકથી રહિત એવાં ચૈતન્યનું જ ધ્યાન કરવું. ૩૦

शार्दूलविक्रीडितवृत्त

**यत्साक्षादभिधातुमक्षमतया शब्दाघनालिङ्गितं**
**कूटस्थं प्रतिपादयन्ति विलयद्वारा प्रपञ्चस्रजः ।**
**मोक्षाय श्रुतयो निरस्तविधयोऽज्ञानस्य चोच्छित्तये**
**तत्राद्वैतवने सदा विचरताच्चेतःकुरंगः सताम् ॥ ३१ ॥**

કર્મમાર્ગનું ખંડન કરીને બ્રહ્મવિદ્યાનું સ્થાપન કરનારી શ્રુતિઓ, અજ્ઞાનનો નાશ કરીને મોક્ષ આપવાને માટે પ્રપંચમાળાનો લય કરીને, જેમને અભેદાદિક શક્તિઓ પણ કહેવાને સમર્થ નથી તથા શ્રુતિ પણ જેમના સ્વરૂપનું વર્ણન કરવાને અસમર્થ છે એવા, અવિકારી પરમાત્માને પ્રતિપાદન કરે છે. તે અદ્વૈત બ્રહ્મરૂપી વનવિષે સત્પુરુષોના ચિત્તરૂપી મૃગ સદાય વિહાર કરો. ૩૧

तत्त्वमसि મહાવાક્યનો અર્થ.

स्रग्धरावृत्त

**तुल्यार्थेन त्वमैक्यं त्रिभुवनजनकस्तत्पदार्थः प्रपद्य**
**प्रत्यक्षं मोहजन्म त्यजति भगवति त्वंपदार्थोऽपि जीवः ।**
**श्रुत्याचार्यप्रसादान्निरुपमविलसद्ब्रह्मविद्यस्तदैक्यं**
**प्राप्यानन्दप्रतिष्ठो भवति विगलितानाद्यविद्योनिरीहः ॥३२॥**

त्वं પદનો અર્થ જીવ છે અને तत् પદનો અર્થ ત્રણ ભુવનનો ઉત્પન્ન કરનારા પરમાત્મા છે. જે પુરુષ મોહથી ઉત્પન્ન થનારા અજ્ઞાનનો ત્યાગ કરી દઈ પરમાત્માની સાથે એકતાને પામવાની ઇચ્છા રાખે છે, તેમણે શ્રુતિની એટલે વેદવચનોની તથા પોતાના આચાર્યની કૃપાથી અનુપમ એવી બ્રહ્મવિદ્યા સંપાદન કરવી. જીવ પરમાત્માની સાથે એકતાને પામે છે, એટલે તેની અનાદિ કાળની અવિદ્યા નાશ પામે છે, સર્વ જાતની સ્પૃહાઓથી પણ રહિત થાય છે અને આનંદરૂપ બ્રહ્મવિષે સ્થિતિ કરે છે. ૩૨

शिखरिणीवृत्त

अहं ब्रह्मास्मीति स्फुरदमलबोधो यदि भवे-
त्पुमान् पुण्योद्रेकादुपचितपरानर्थविरतिः ।
तदानीं काविद्या क्व च तवममेत्यल्पविषयोऽ-
भिमानः संसारः क्व च विविधदुःखैकवसतिः ॥ ३३ ॥

પુરુષને જ્યારે अहं ब्रह्मास्मि હું બ્રહ્મરૂપ છું, આવું જ્ઞાન થાય છે ત્યારે પુણ્યની વૃદ્ધિ થવાથી તેનાં સર્વ પાપો શાંત પડી જાય છે અને બ્રહ્મજ્ઞાન કરાવનારા ઉપનિષદના વિચારો મનમાં એકદમ આવવા માંડે છે, તેથી અવિદ્યા પણ નાશી જાય છે અને અનેક જાતનાં દુઃખોના સ્થાનરૂપ આ સંસાર પણ કોણ જાણે ક્યાંએ નાશી જાય છે. ૩૩

स्रग्धरावृत्त

हित्वा विश्वाद्यवस्थाः प्रकृतिविलसिता जाग्रदाद्यैर्विशेषैः
सार्धं चैतन्यधातौ प्रकलितमपि समं कार्यजातैरशेषैः ।
ज्ञानानन्दं तुरीयं विगलितगुणकं देशकालाद्यतीतं
स्वात्मानं वीतनिद्रः सततमधिकृतश्चिन्तयेदद्वितीयम् ॥ ३४ ॥

પ્રકૃતિના વિલાસરૂપ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ દેહો, તેની જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓ તથા વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ વગેરે અવસ્થાઓને સર્વના કારણરૂપ પ્રકૃતિની સાથે પરબ્રહ્મ વિષે લય કરી દેવાં, અર્થાત્ પ્રકૃતિ તથા તેના જૂદા જૂદા વિલાસો એ બ્રહ્મરૂપ છે આમ જાણવું અને સાધનચતુષ્ટયસંપન્ન થયેલા પુરુષે નિત્ય નિદ્રાનો ત્યાગ કરી જ્ઞાનસ્વરૂપ, આનંદમૂર્તિ, સત્વ, રજ અને તમોગુણથી રહિત, દેશ તથા કાલાદિકથી રહિત તુરીય તત્ત્વ તરિકે ગણાતા અને સર્વના આત્મારૂપ અદ્વૈત એવા પરબ્રહ્મનું ચિંતન કરવું. ૩૪

शार्दूलविक्रीडितवृत्त

संन्यासो विहितस्य केशवपदद्वन्द्वे व्यधायि श्रुता
वेदान्ता निरवद्यनिष्कलपरानन्दा सुनिष्ठाश्चिरम् ।
संसारे मधबंधदुःखबहुले मायाविलासेऽव्ययं
ब्रह्मास्मीति विहाय नान्यदधुना कर्तव्यमा ते क्वचित् ३५

સર્વ કર્મનો કેશવ પરમાત્માના ચરણમાં સંન્યાસ કરી દેવો; એટલે તેમનું જ યજન, પૂજન, ભજન વગેરે કરવું, નિર્દોષ અને નિષ્કળ એવા પરબ્રહ્મનું જેમાં વર્ણન છે એવા ઉપનિષદોને વિષે નિત્ય ઉત્તમ પ્રતિની શ્રદ્ધા રાખવી તથા આ સંસારમાં મરણનાં અને બંધનનાં અનેક દુઃખો ભોગવવાં પડે છે, અને જે માયાના એક ખેલ જેવો છે તેને વિષે "अहं ब्रह्मास्मि હું પરબ્રહ્મરૂપ છું" આવી જાતની ભાવના કરવી. તે વિના જીવને આ સમયે બીજું કંઇ પણ કર્તવ્ય રહેતું નથી. ૩૫

स्रग्धरावृत्त

अग्रे पश्चादधस्तादुपरि च परितो दिक्षु चान्यास्वनादि
कूटस्था संविदेका सकलतनुभृतामन्तरात्मा नियंत्री ।
यस्यान[illegible]स्वभावा स्फुरति शुभधियः प्रत्यहं निष्प्रपञ्चा
जीवन्मुक्तः स लोके जयति गलमहामो[illegible]ः ॥ ३६ ॥

સર્વ પ્રાણીઓના અંતરાત્મરૂપ, પ્રાણી માત્રને નિયમમાં રાખનારા અવિકારી એવા જ્ઞાનસ્વરૂપ એક પરમાત્મા જ આગળના ભાગમાં, પાછળના ભાગમાં, નીચે, ઉપર, ચોતરફ અને સર્વે દિશાઓમાં વ્યાપીને રહેલા છે. જે પવિત્ર બુદ્ધિવાળા પુરુષને એ આનંદસ્વરૂપ તથા પ્રપંચથી રહિત એવા પરમાત્માનું નિત્ય સ્મરણ થયા કરે છે, તેને મહામોહ તથા જગત્ મિથ્યા લાગે છે, અને તે જીવન્મુક્ત પુરુષ આખા જગતનો વિજય કરે છે. ૩૬

शार्दूलविक्रीडितवृत्त

ते धन्या भुवने सुशिक्षितपरब्रह्मात्मविद्या जना
लोकानामनुरंजका हरिकथापीयूषपानप्रियाः ।
येषां नाकतरंगिणीतटशिलाबद्धासनानां सतां
प्राणा यान्ति-लयं सुखेन मनसा श्रीरंगचिन्ताभृताम् ३७

હરિગુણ ગાઈને લોકોને પ્રસન્ન કરનારા, હરિકથારૂપી અમૃતનાં પાનને પ્રિય માનનારા, સંપૂર્ણ પરિશ્રમ કરીને બ્રહ્મવિદ્યાને સંપાદન કરનારા લોકો ખરેખર ભાગ્યશાળી છે. કારણ કે તે સત્પુરુષો ગંગા નદીના તીર ઉપર આવેલા શિલાતટો ઉપર આસન લગાવીને શ્રીકૃષ્ણ પરમાત્માનું મનમાં ધ્યાન કરતા કરતા સુખેથી પોતાના પ્રાણ તજે છે. ૩૭

સ્ત્રીનો તિરસ્કાર.

हरिणीवृत्त

शिव शिव महाभ्रान्तिस्थानं सतां विदुषामपि
प्रकृतिचपला धात्रा सृष्टाः स्त्रियो हरिणीदृशः ।
विजहति धनं प्राणैः साकं यतस्तदवाप्तये
जगति मनुजा रागाकृष्टास्तदेकपरायणाः ॥ ३८ ॥

શિવ! શિવ! બ્રહ્માએ નિર્માણ કરેલી, સ્વભાવથી જ ચપલ એવી હરિણનયના સ્ત્રીઓ મહાત્માઓને તથા વિદ્વાનોને પણ મહામોહ ઉપજાવીને ભ્રમમાં નાખે છે. તો પછી આ જગતમાં રાગ-પ્રીતિથી આકર્ષાયલા અને રાતદહાડો સ્ત્રી વિષે પરાયણ જ. રહેનારા કામી પુરુષો સ્ત્રીને મેળવવા માટે પ્રાણોની સાથે ધનનો ત્યાગ કરે છે, એમાં આશ્ચર્ય શું? ૩૮

हरिणीवृत्त

हरति वपुषः कान्तिं पुंसः करोति बलक्षतिं
जनयति भृशं भ्रांतिं नारी सुखाय निषेविता ।
विरतिविरसा भुक्ता यस्मात्ततो न विवेकिभि-
र्विषयविरतैः सेव्या मायासमाश्रितविग्रहा ॥ ३९ ॥

પુરુષ સુખ મેળવવાની આશાથી સ્ત્રીનું સેવન કરે છે. પરંતુ તે સેવન કરનારા પુરુષના શરીરની કાંતિનો નાશ કરે છે, બળને હરે છે, અત્યંત ભ્રાંતિ ઉત્પન્ન કરે છે અને ભોગ પછી પરિણામે નીરસ થઈ પડે છે. માટે વિવેકી પુરુષોએ વિષયોથી દૂર રહેવું અને માયાવી શરીરને ધારણ કરનારી નારીને સેવવી નહિ. ૩૯

हरिणीवृत्त

कमलवदना पीनोत्तुङ्गं घटाकृति बिभ्रती
स्तनयुगमियं तन्वी श्यामा विशालदृगंचला ।
विशददशना मध्ये क्षामा वृथेति जनाः श्रमं
विदधति मुधा रागादुच्चैरनीदृशवर्णने ॥ ४० ॥

સ્ત્રીનું મુખ કમળના જેવું છે, તેનાં બન્ને સ્તનો ભરાઉ, ઉન્નત અને ઘડાના જેવાં ગોળાકૃતિનાં છે, શરીર પાતળું અને સૂક્ષ્મ છે, શ્યામા (સોળ વર્ષની અથવા તો શિયાળામાં ઉષ્ણ અને ઉનાળામાં શીતળ અંગો ધરાવનારી તરુણી) છે. તેની

આંખના છેડાઓ વિશાળ છે, દાંત મુક્તાની પંક્તિ જેવા સ્વચ્છ છે અને કટિનો ભાગ કૃશ છે; આ રીતે સ્ત્રીના ઉપર અત્યન્ત પ્રેમને લીધે આસક્ત થયેલા કામી પુરુષો સ્ત્રીઓનું વર્ણન કરવામાં વૃથા પરિશ્રમ કરે છે. ૪૦

शार्दूलविक्रीडितवृत्त

यद्येता मदनेषवो मृगदृशश्चेतःकुरंगारयो
धीराणामपि नो भवेयुरबलाः संसारमायापुरे ।
को नामामृतसागरे न रमते धीरस्तदा निर्मले
पूर्णानन्दमहोर्मिरम्यनिकरे रागादिनक्रोज्झिते ॥४१॥

આ સંસારરૂપી માયાપુરીમાં (ગંધર્વ નગરીમાં) ડાહ્યા માણુસોનાં મનરૂપી હરણોને હણવાને માટે સ્ત્રીઓરૂપી કામનાં બાણો જો ન હોત, તો પછી રાગ, દ્વેષરૂપી મગર-મચ્છોથી રહિત પૂર્ણાનન્દરૂપી મોટી મોટી ઉર્મિઓના સમુદાયોથી સુંદર એવા નિર્મળ અમૃતસાગરમાં કયો ધીર પુરુષ વિહાર ન કરત? સૌ અમૃતસાગરમાં વિહાર કરત. ૪૧

स्रग्धरावृत्त

बालेयं बालभावं त्यजति न सुदती यत्कटाक्षैर्विशालै-
रस्मान्विभ्रामयन्ती लसदधरदलक्षिप्तचूतप्रवाला ।
नेतुं वाञ्छत्यकामान् स्वसदनमधुना क्रीडितुं दत्तचित्तान्
[illegible]ष्यन्नीलोत्पलाभे मुरजिति कमलावल्लभे गोपलीले ॥ ४२ ॥

આ બાલા (પોતાની સ્ત્રીને ઉદ્દેશીને કહે છે) જેના સુંદર દાંત છે અને આંબાનાં કોમળ કુપળિયાંનો પણ તિરસ્કાર કરે તેવા જેના ઓષ્ઠ છે, તે પોતાની મૂર્ખતાનો ત્યાગ કરતી નથી; પરંતુ વિશાળ કટાક્ષો મારીને અમને મોહ ઉપજાવે છે તથા ઉઘડતા શ્યામ કમળના જેવા શ્યામ રંગના, લક્ષ્મીના પતિ

અને ગોપીઓની સાથે રાસક્રીડા કરનારા શ્રી મુરારિ (શ્રીકૃષ્ણ) વિષે મનને અર્પણ કરીને અમે કામના રહિત થયા છીએ. તેમની સાથે વિહાર કરવા માટે અમને અહીંથી ઘેર લઈ જવાની ઇચ્છા રાખે છે. ૪૨

સાધ્વી સ્ત્રીઓની પ્રશંસા.

हरिणीवृत्त

जनयति सुतं कश्चिन्नारी सती कुलभूषणं
निरुपमगुणैः पुण्यात्मानं जगत्परिपालनम् ।
कथमपि न सा निन्द्या वन्द्या भवेन्महतां यतः
सुरसरिदिव ख्याता लोके पवित्रितभूतला ॥ ४३ ॥

પતિવ્રતા સ્ત્રીઓ પોતાનાં પવિત્ર ચરિત્રોથી ગંગા નદીની પેઠે પૃથિવીને પવિત્ર કરે છે, એટલું જ નહિ પરંતુ અનુપમ ગુણવાળા અને કુલના ભૂષણરૂપ પુત્રને ઉત્પન્ન કરે છે, કે જે પવિત્ર ચરિત્રવાળો પુત્ર આખા જગતનું રક્ષણ કરે છે. આવી સાધ્વી સ્ત્રી કોઈ પણ રીતે નિંદા કરવા યોગ્ય નથી; પરંતુ મહાન્ પુરુષોને વંદન કરવા યોગ્ય હોય છે. ૪૩

शार्दूलविक्रीडितवृत्त

किं स्थानस्य निरीक्षणेन हरिजिद्ध्यानाय भूमण्डले
भ्रातश्चेद्विरतिर्भवेद्दृढतरा स्रक्चन्दनादौ सदा ।
सा चैषा यदि नास्ति हन्त सुतरां व्यर्थं तदन्वेषणं
स्थानस्यानधिकारिणः सुरधुनीतीराद्रिकुञ्जादिषु ॥ ४४ ॥

હે ભાઈ! જે અધિકારી પુરુષને પુષ્પની માળાઓ ઉપર તથા ચંદનાદિક ઉપર જો અત્યંત વૈરાગ્ય આવી ગયો હોય તો પછી પરમાત્માનું ધ્યાન કરવા માટે તેને આ પૃથ્વીપર સ્થાનો શોધવાનું શું પ્રયોજન છે? કંઈ જ નથી. તેમ જ જે પુરુષને

દઢ વૈરાગ્ય થતો નથી તેવા અનધિકારી પુરુષે ગંગાનું તટ, પર્વતોની ગુફાઓ અથવા તો વનના કુંજાદિકોનો પરમાત્માનાં ધ્યાનને માટે શોધ કરવો, એ વ્યર્થ છે; કારણ કે અનધિકારીને કોઈ પણ સ્થળે ધ્યાનનું ફળ મળતું નથી. ૪૪

જીવાત્મા જાણતાં છતાં પણ સંસારમાં ફસાય છે.

शार्दूलविक्रीडितवृत्त

जानन्नेव करोति कर्म बहुलं दुःखात्मकं प्रेरितः
केनाप्यप्रतिवाच्यशक्तिमहिमा देवेन मुक्तात्मना ।
सर्वज्ञेन हृदि स्थितेन मनुजः संसाररङ्गाङ्गणे
माद्यद्बुद्धिनटीविनोदनिपुणो नृत्यत्यनंगप्रियः ॥ ४५ ॥

સંસારનાં કર્મો ઘણાંજ દુઃખ દેનારાં છે, આમ છતાં પણ હૃદયમાં વાસ કરનારા, સર્વજ્ઞ, મુક્તાત્મા, જેનો મહિમા તથા શક્તિ વાણીથી અવર્ણનીય છે એવા અનિર્વચનીય પરમાત્માની પ્રેરણાથી, જીવાત્મા સંસારનાં કર્મો કરે છે. પરંતુ કામ ઉપર પ્રીતિ ધરાવનારો અજ્ઞાની જીવાત્મા મદમત્ત બુદ્ધિરૂપી નટીની સાથે વિનોદ કરતો સંસારરૂપી રંગભૂમિપર નૃત્ય કર્યાં કરે છે. ૪૫

शार्दूलविक्रीडितवृत्त

कर्तव्यं न करोति बन्धुभिरपि स्नेहात्मभिर्बोधितः
कामित्वादवमन्यते निजहितं धीरोऽप्यभीष्टं नरः ।
निष्कामस्य न विक्रिया तनुभृतो लोके क्वचिद्दृश्यते
यत्तस्मादिदमेव मूलमखिलानर्थस्य निर्धारितम् ॥ ४६ ॥

પુરુષ જાતે વિવેકી હોય છે અને સ્નેહી બંધુઓ પણ તેને બહુ બહુ ઉપદેશ કરે છે તોપણ કામને આધીન થઇ જવાથી કર્તવ્ય કર્મનો ત્યાગ કરે છે અને પોતાનું હિત કરનારા એવા તેઓના સદુપદેશનો તિરસ્કાર કરે છે; પરંતુ કામનારહિત પુરુષને આ

તુ વિષે સંસારના ભોગવિલાસો જોઇને જરા પણ વિકાર નથી. આ ઉપરથી નિશ્ચય થાય છે કે, સંપૂર્ણ અનર્થનું કામ જ છે. ૪૬

રિણીવૃત્ત

यदा देवा[illegible]नामपि भवति जन्मादि नियतं
महारम्ये स्थाने ल[illegible]नालोलमनसाम् ।
तदा कामार्तानां सुगतिरिह संसारजलधौ
निमग्नानामुच्चैरतिविषयशोकादिमकरे ॥ ४७ ॥

દેવાદિકોને પણ જો મહા રમણીય એવી હવેલીઓમાં નારી ચંચળ મનની સુંદર લલનાઓની સાથે ભોગની ઇચ્છા છે તો તે કામાતુર દેવોને પણ મર્ત્યલોકમાં અવશ્ય જન્મ ા પડે છે. તો પછી રતિ તથા વિષય અને શોકાદિક રૂપી રમચ્છોથી ભરપૂર સંસારસિંધુ વિષે સંપૂર્ણ રીતે ડૂબી ગયેલા ાતુર પુરુષોની તો આ લોકમાં કેમ જ સદ્ગતિ થાય? ૪૭

## મનને શિખામણ

રિણીવૃત્ત

न जानीषे चेतः क्वचिदपि हितं लोकमहितं
भ्रमन्भोगाकांक्षाकलुषिततया मोहबहुले ।
जगत्यत्रारण्ये प्रतिपदमनेकापदि सदा
हरिध्याने व्यग्रं भव सकलतापैककदने ॥ ४८ ॥

હે મન! તું ભોગ ભોગવવાની આકાંક્ષાને લીધે મલિન ગયું છે, માટે પુષ્કળ મોહથી ભરેલાં અને ડગલે ડગલે ક સંકટોવાળાં જગતરૂપી ભયંકર અરણ્યમાં સદાય ભટક્યા છે, તેથી લોકમાં માન્ય ગણાતાં એવાં તારાં પોતાનાં ની તને કિંચિત્ પણ ખબર નથી. પરંતુ તું તારાં હિતને નમાં લઇને સર્વ આપત્તિનો નાશ કરનારા એવા શ્રીહરિ-ધ્યાન વિષે પરાયણ થા! ૪૮

## લોભીને ઉપદેશ

शार्दूलविक्रीडितवृत्त

**सद्वंशो गुणवानहं सुचरितः श्लाघां करोत्यात्मनो**
**नीचानां विदधाति च प्रतिदिनं सेवां जनानां द्विजः ।**
**यो वित्तस्य जिघृक्षया स च कुतो नो लज्जते सज्जना-**
**ल्लोभान्धस्य नरस्य नो खलु सतां दृष्टं हि लज्जाभयम्४९**

હું ઉત્તમ વંશમાં જન્મ્યો છું, ગુણવાન્ છું, મારાં આચરણો ઉત્તમ છે, આવી રીતે લોભી પુરુષ નિત્ય પોતાનાં વખાણ કર્યા કરે છે અને પોતે દ્વિજ જાતિનો હોવા છતાં પણ ધન સંપાદન કરવાની ઇચ્છાથી પ્રતિ દિવસ નીચ માણસોની સેવા કર્યા કરે છે; જે પુરુષ લોભથી આંધળો થયેલો હોય છે, તે પુરુષ સત્પુરુષોથી પણ લજાતો કે ભય પામતો નથી. ૪૯

शार्दूलविक्रीडितवृत्त

**नान्नं जीर्यति किंचिदौषधबलं नालं स्वकार्योदये**
**शक्तिश्चंक्रमणे न हन्त जरया जीर्णीकृतायां तनौ ।**
**अस्माकं त्वधुना न लोचनबलं पुत्रेति चिन्ताकुलो**
**ग्लायत्यर्थपरायणोऽतिकृपणो मिथ्याभिमानी गृही ५०**

અત્યંત કૃપણ એવો ગૃહસ્થાશ્રમી પુરુષ રાત દિવસ મિથ્યા અભિમાન કરવામાં તથા ધન સંપાદન કરવામાં તત્પર રહે છે અને તેની જ ચિંતાથી વ્યાકુલ રહે છે અને ધન સંપાદન કરતાં કરતાં જ્યારે તેને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે ત્યારે તે પુત્રને સંબોધીને કહે છે કે, હે પુત્ર! હવે મને ખાધેલું અન્ન પચતું નથી, ઔષધ પણ પોતાનું પરાક્રમ કરવા સમર્થ થઈ શકતું નથી, હાલવા ચાલવામાં શક્તિ રહી નથી. આ શરીર જરાથી જીર્ણ થઈ ગયું છે અને હવે મને આંખે પણ

દેખાતું નથી. આમ બળાપો કરતાં કરતાં જ મરણ પામે છે. પરંતુ ઈશ્વરારાધના કરી શકતો નથી. ૫૦

हरिणीवृत्त

अद्य श्वो वा मरणमशिवं प्राणिनां कालपाशै-
राकृष्टानां जगति भवति नान्यथात्वं कदाचित् ।
यद्यप्येवं न खलु कुरुते हा तथाप्यर्थलोभं
हित्वा प्राणी हितमवहितो देवलोकानुकूलम् ॥ ५१ ॥

આ જગત્ વિશે પ્રાણીઓ કાળના પાશથી આકર્ષાયલા છે. તેઓનું આજે અથવા તો આવતી કાલે મૃત્યુ અથવા તો અશિવ (અકલ્યાણ) થવાનું છે, તેમાં કદી પણ ફેરફાર થવાનો નથી. આવી જાતની સ્થિતિ છે, તથાપિ ખેદની વાત એ છે કે, પ્રાણી ધનનો લોભ તજી દઈ, મનને સાવધાન કરીને આત્માનું હિત કરવા માટે પરલોક સંપાદન કરવા માટે પ્રયત્ન કરતો નથી. ૫૧

शार्दूलविक्रीडितवृत्त

रे रे वित्तमदान्धमोहबधिरा मिथ्याभिमानोद्धता
व्यर्थेयं भवतां [illegible] संसारकारागृहे ।
बद्धानां निगडेन गात्रममतासंज्ञेन यत्कर्हिचित्
देवब्राह्मणभिक्षुकादिषु धनं स्वप्नेऽपि न व्येति वः ५२॥

અરેરે! હે ધનના મદમાં આંધળા બની ગયેલા અને સંસારના મોહને લીધે બહેરા બોડ થઈ ગયેલા તથા મિથ્યા અભિમાનથી ઉદ્ધત થઈ ગયેલા અજ્ઞાની જીવડાઓ! તમે સંસારરૂપી કેદખાનામાં મારું અને તારું એમ મમતારૂપ બેડીવડે કેદી થઈ ગયા છો અને દેવતા, બ્રાહ્મણ, ભિક્ષુક વગેરેને માટે સ્વપ્નામાં પણ ધનનો વ્યય કરતા નથી; પરંતુ ધનનું રક્ષણ કર્યા કરો છો, માટે તમારી આ ધનને રક્ષણ કરવાની પ્રીતિ વ્યર્થ છે. પર-

તાત્પર્ય—લોકો ધારે છે કે, અમે લક્ષ્મીનું રક્ષણ કરીએ છીએ, પરંતુ તે કોઇની થઈ નથી ને થશે પણ નહિ. માટે પરોપકારમાં તેનો ઉપયોગ કરવો, કે જેથી તેનું અનંત ફળ મળે.

स्रग्धरावृत्त

**नाभ्यस्तो धातुवादो न च युवतिवशीकारकः कोऽप्युपायो**
**नो वा पौराणिकत्वं न सरसकविता नापि नीतिर्न गीतिः ।**
**तस्मादर्थार्थिनां या न भवति भवतश्चातुरी कापि विद्वन्**
**ज्ञात्वेत्थं चक्रपाणेरनुसर चरणाम्भोजयुग्मं विभूत्यै ॥५३॥**

હે વિવેકી જીવડા! તું નથી ભણ્યો કીમિયાની વિદ્યા, તેમ તરુણીઓને વશ કરવાની પણ એકે વિદ્યા ભણ્યો નથી, પુરાણ વિદ્યાને પણ જાણતો નથી, રસિક કવિતા પણ કરી જાણતો નથી, નીતિ પણ જાણતો નથી, સંગીત વિદ્યા પણ જાણતો નથી. આ રીતે ધન સંપાદન કરનારાઓની જે ચાતુરીઓ છે, તેવી કોઈ પણ ચાતુરી તારામાં નથી. આમ સમજીને હવે તું દૈવી સંપત્તિ મેળવવા માટે ચક્રપાણિનાં ચરણકમળનું શરણ લે. ૫૩

स्रग्धरावृत्त

**अर्थेभ्योऽनर्थजातं भवति तनुभृतां बाधनात्रि स्ववश्यं**
**पित्राद्यैरर्जितेभ्योऽनुपकृतिमतिभिः स्वात्मना वर्जितेभ्यः ।**
**तस्माद्दुःखाकरेभ्यस्त्वमनुसर सदा भद्र लक्ष्मीविलासं**
**गोपालं गोपकान्ताकुचकलशतटीकुंकुमासंगरंगम् ॥ ५४ ॥**

પિતા, પ્રપિતામહ વગેરેએ મેળવેલું અથવા તો પોતે જાતે મેળવેલું ધન દુઃખની મોટી ખાઈ ગણાય છે. આ પરોપકારમાં નહિ વાપરેલાં ધનોથી પુરુષોને યૌવનમાં અવશ્ય દુઃખો થાય છે. માટે હે ભાઈ! લક્ષ્મીના પતિ, ગોપોનું પાલન કરનારા, ગોપીનાં કુચરૂપી કળશોની સાથે આલિંગન કરવાં લાગી ગયેલ કેસરવડે રંગાયલા શ્રી વિષ્ણુની તું સદાય સેવા કર. ૫૪

शार्दूलविक्रीडितवृत्त

माद्यत्तार्किकतान्त्रिकद्विपघटासिंह पंचानन-
स्तद्वद्दृप्तकृतान्तवैद्यककलाकल्पोऽपि निर्ष्किचनः ।
यत्र क्वापि धनाशया कृशतनुर्भूपालसेवापरो
जीवन्नेव मृतायते किमपरं संसारदुःसागरे ॥ ५५ ॥

મદમત્ત તર્કશાસ્ત્રીઓ તથા તંત્રશાસ્ત્રીઓરૂપી ગજ-ઘટાની સાથે યુદ્ધ કરવામાં સિંહ સમાન હોય અથવા તો ગર્વિષ્ઠ એવા કાળના સમાન પ્રચંડ હોય અથવા તો વૈદ્યવિદ્યામાં કુશળ હોય તો પણ નિર્ધન પુરુષ ધનની આશાથી હરકોઈ પણ સ્થળે જઈને રાજાની સેવા કરે છે તથા સંસારરૂપી દુઃખસમુદ્રમાં જીવતા જ મરણનું દુઃખ અનુભવે છે. અરેરે! આનાં કરતાં વિશેષ દુઃખ તે કયું હોય? ૫૫

शिखरिणीवृत्त

जगाम व्यर्थं मे बहुदिनमथार्थार्थि तनयाः
कुभूमिपालानां निकटमतिदोषा[illegible]लमतेः ।
हरिध्यानव्यग्रं भवितुमधुना वाञ्छति मनः
क्वचिद्गंगातीरे तरुण[illegible]लसासौरभभरे ॥ ५६ ॥

હે પુત્રો! મારી બુદ્ધિ મલિન કર્મના યોગથી વ્યાકુળ થઈ ગઈ હતી, તેથી મેં નાશવંત ધન સંપાદન કરવા માટે દુષ્ટ રાજાઓની સેવા કરવામાં ઘણા દિવસોને ફોગટ ગુમાવી દીધા. પરંતુ હવે મારા મનમાં એવી ઇચ્છા થઈ છે કે, નવ પલ્લવ તુળસીઓના સુગંધથી બહેકી રહેલા ગંગા નદીના કોઈ તીર ઉપર બેસીને શ્રીહરિના ધ્યાનમાં પરાયણ થાઉં. ૫૬

शार्दूलविक्रीडितवृत्त

अन्नाशाय सदा रटन्ति पृथुकाः [illegible]क्षामकण्ठा स्त्रियो
वासोभी रहिता [illegible] म्रियन्ति मां लज्जया ।

गेहाद्ंगणमार्जनेऽपि गृहिणो यस्येति दुर्जीवितं
यद्यप्यस्ति तथापि तस्य [illegible]ति चित्रं गृहे ५७॥

છોકરાંઓ મને ખાવા આપો, ખાવા આપો, એમ કહીને રાત દહાડો અન્નને માટે ટળવળતાં હોય, અન્નના અભાવે સ્ત્રીઓના કંઠો પણ દુર્બળ થઈ ગયા હોય અને પહેરવાને માટે વસ્ત્ર પણ ન હોવાથી સગાં સાગવાંને મળવા માટે, તેમ કોઈ વ્યાવહારિક કાર્યને માટે લજ્જાની મારી ઘરની બહાર નિકળી શકતી ન હોય, તેમ ઘરનું આંગણું વાળવાને પણ બહાર નિકળી શકતી ન હોય, આવું દુઃખી જીવિત ગાળ્યા છતાં પણ ગૃહસ્થાશ્રમી પુરુષને ઘરના ઉપર વૈરાગ્ય આવતો નથી, એ આશ્ચર્યની વાત છે. ૫૭

शार्दूलविक्रीडितवृत्त

हिक्काकासभगंदरोदरमहामेदज्वरैराकुलाः
श्लेष्माद्यैरपि निद्रया विरहितो मन्दानलोऽल्पाशनः ।
तारुण्येऽपि विलोक्यते बहुविधो जीवो दरिद्रेश्वरो
हा कष्टं कथमीदृशं भगवतः संसारदुःसागरे ॥ ५८ ॥

હેડકી, ઉધરસ, ભગંદર, મહામેદ, જ્વર (તાવ), કફ વગેરે અનેક રોગોથી પીડા થાય છે, જઠરાગ્નિ મંદ પડી જાય છે, પેટ ભરીને ખાઈ શકાતું નથી, નિદ્રા આવતી નથી, નિર્ધન સ્થિતિ ભોગવવી પડે છે. આવી રીતે અનેક પ્રકારનાં દુઃખો તરુણાવસ્થામાં પણ જીવને ભોગવવાં પડે છે અને બહુ દુઃખો પોતાની દૃષ્ટિથી જુવે છે; છતાં પણ જીવ ભગવાનનાં ચરણનું સેવન કરતો નથી. અરેરે! આ સંસારરૂપી દુઃખદાયક સિંધુમાં શું આવું દુઃખ જ સમાયલું છે? ૫૮

वसन्ततिलकावृत्त

आरभ्य गर्भवसतिं मरणावसानं
यद्यस्ति जीवे[illegible]लम् ।

**जन्तोस्तथापि न सुखं सुखविभ्रमोऽयं**
**यद्बालया रतिरनेकविभूतिभाजः ॥ ५९ ॥**

આ જગતમાં ગર્ભાવાસથી માંડીને મરણ પર્યંત આખા જીવતરમાં પ્રાણીને લેશભર સુખ મળતું નથી. જે કંઈ સુખ જેવું લાગે છે, તે તો સુખના ભ્રમરૂપ છે. ખરું સુખ નથી. તેમ જ સ્ત્રીની સાથે સુરતાદિક સુખ ભોગો તથા વૈભવો પણ આપાતતઃ રમણીય છે, પરંતુ પરિણામે દુઃખદાયક થઈ પડે છે. માટે જ્ઞાનીએ સંસારનો ત્યાગ કરી દેવો. ૫૯

शार्दूलविक्रीडितवृत्त

**सन्त्यर्था मम सञ्चिताश्च बहुधाः पित्रादिभिः साम्प्रतं**
**वाणिज्यैः कृषिभिः कलाभिरपि तान्विस्तारयिष्यामि वः**
**हे पुत्रा इति भावयन्ननुदिनं संसारपाशावाले**
**छेत्तायं नु कथं मनोरथमयीं जीवो निरालम्बनः॥ ६० ॥**

હે પુત્રો! મારા પિતા, પિતામહ વગેરેએ હીરા, માણેક, સુવર્ણ, રૂપું વગેરે અનેક ધન એકઠું કરીને મને સોંપ્યું છે અને મેં પણ હમણાં તેમાં વધારો કર્યો છે અને હવે હું વ્યાપારો કરીને, ખેતીવાડી કરીને તથા બીજી કળાઓવડે તમારા માટે તે ધનમાં મોટો વધારો કરીશ. આવા આવા, અજ્ઞાની જીવો રાત દહાડો વિચાર કર્યા કરે છે, પરંતુ તે નિરાધાર જીવ મનોરથરૂપ, સંસારની ફાંસીને કેવી રીતે કાપશે? કોઈ પણ રીતે કાપી શકે, એમ જણાતું નથી. ૬૦

તાત્પર્ય-અજ્ઞાની જીવ પુત્રો તથા પૌત્રોને માટે રાત દહાડો અનેક મનોરથો કર્યા કરે છે અને વધારે ને વધારે સંસારના પાશમાં બંધાતો જાય છે અને છેવટે તેમાંથી છૂટવા માટે તેની પાસે કોઈ પણ ઉપાય રહેતો નથી.

वसन्ततिलकावृत्त

माता मृता जनयितापि जगाम शीघ्रं
लोकान्तरं तव कलत्रसुताद्ययोऽपि ।
भ्रातस्तथापि न जहासि मृषाभिमानं
दुःखात्मके वपुषि मूत्रकुदर्पकूपे ॥ ६१ ॥

માતા મરી ગઈ, પિતા પણ સત્વર સ્વર્ગલોકમાં પધાર્યા, સ્રી અને પુત્રો પણ સ્વર્ગે ગયાં, તો પછી હે ભાઈ! તું દુઃખથી ભરેલા મૂત્ર, નરક, માંસ, રુધિર, લીંટ, લાળ વગેરે અપવિત્ર પદાર્થોના અને ગર્વના એક કૂવા સમાન આ દેહને માટે મિથ્યા અભિમાન હજી પણ છોડતો નથી, એ મોટા આશ્ચર્યની વાત છે. ૬૧

मन्दाक्रान्तावृत्त

कामव्याघ्रे कुमतिफणिनि स्वान्तदुर्वारनीडे
मायासिंहीविहरणवने लोभभल्लूकभीमे ।
जन्मन्यस्मिन् भवति विरतिः सज्जनानां कदाचि-
त्तत्त्वज्ञानां विषयविषमाकण्टकाकीर्णपार्श्वे ॥ ६२ ॥

તત્ત્વજ્ઞાની એવા સત્પુરુષોને જન્મરૂપી ભયંકર અરણ્ય ઉપર કોઈ પણ દિવસ પ્રીતિ થતી જ નથી. કારણ કે તેમાં કામરૂપી વાઘ રહેલા છે, અંતઃકરણરૂપી દરમાં કુમતિરૂપી નાગેણ નિવાસ કરે છે, માયારૂપી સિંહણ અને લોભરૂપી રીંછોથી તે વન મહા ભયંકર હોય છે તથા તે વનના પ્રાંત પ્રદેશો વિષયરૂપી વિષય કંટકોથી ભરપૂર હોય છે. ૬૨

शार्दूलविक्रीडितवृत्त

स्वाधीने निकटस्थितेऽपि [illegible] मृते मानसे
विख्याते मुनिसेवितेऽपि कुधियो न स्नान्ति तीर्थे द्विजाः
यत्तत्कष्टमहो विवेकरहितास्तीर्थार्थिनो दुःखिता
यत्र क्वाप्यटवीमटन्ति जलधौ मज्जन्ति दुःखाकरे ॥६३॥

મહા વિખ્યાત, વસિષ્ઠાદિક મુનિઓએ સેવેલાં, નિર્મળ જ્ઞાનામૃતથી ભરપૂર, પવિત્ર માનસિક સરોવર પોતાની સમીપમાં હોવા છતાં પણ સારાસારના વિવેકથી રહિત બ્રાહ્મણો તથા બીજાઓ તીર્થ મેળવવાની ઇચ્છાથી દુઃખો વેઠીને પણ રણવગડામાં આડા અવળા ભટકે છે અને છેવટે સંસારરૂપી દુઃખની ખાણરૂપ સમુદ્રમાં ડૂબી મરે છે. અરેરે! એ કેટલી બધી દુઃખની વાત છે! ૬૩

वसन्ततिलकावृत्त

स्वत्साक्षिकं सकलमेतदवोचमिथ्यं
भ्रातर्विचार्य भवता करणीयमिष्टम् ।
येनेदृशं न भवति भवतोऽपि कष्टं
शोकाकुलस्य भवसागरमग्न-तैः ॥ ६४ ॥

હે ભાઈ! મેં તારા સમક્ષમાં જે સર્વ કહ્યું, તેનો વિચાર કરીને તારે એવાં ઉત્તમ કર્મ કરવાં, કે જે કર્મ કરવાથી તને ફરીને ભવસાગરમાં ડૂબી જઈને શોક કરવાનો દુઃખદાયક સમય આવે નહિ. અર્થાત્ તું ઉત્તમ કર્મ કર, કે જેથી તને પરબ્રહ્મની પ્રાપ્તિ થાય. ૬૪

शार्दूलविक्रीडितवृत्त

यत्प्रीत्यर्थमनेकधाऽलम्भि मया कष्टेन वस्तु प्रियं
स्वस्याशाकवलीकृतेन विकलीभावं दधानेन मे ।
तत्सर्वं विलयं निनाय भगवान् यो लीलया निर्जरो
मां हित्वा जरयाकुलीकृततनुं कालाय तस्मै नमः ॥६५॥

મેં આ શરીરના સંતોષને માટે કષ્ટ સહન કરીને અનેક પ્રિય વસ્તુઓ સંપાદન કરી હતી અને તે સમયે મેં મારી આશાનો પણ ભંગ કર્યો હતો તથા હું પરિશ્રમને લીધે વિકલ થઈ ગયો હતો, પરંતુ જરારહિત ભગવાન્ કાળે રમત માત્રમાં

તે સર્વનો નાશ કરી નાંખ્યો અને મારા શરીરને પણ જરાવસ્થાથી–વૃદ્ધાવસ્થાથી વ્યાકુળ કરી દીધું છે; માટે હું તે કાળરૂપી પરમાત્માને પ્રણામ કરું છું. ૬૫

## કાળ માહાત્મ્ય

शार्दूलविक्रीडितवृत्त

आयुर्वेदविदां रसाशनवतां पथ्याशिनां यत्नतो
वैद्यानामपि रोगजन्म वपुषो ऽन्तर्यतो दृश्यते ।
कुध्यक्षुःकवलीकृतत्रिभुवनो लीलाविहारस्थितः
सर्वोपायविनाशनैकचतुरः कालाय तस्मै नमः ॥ ६६ ॥

જે વૈદ્યો આયુર્વેદને જાણે છે, આરોગ્યને માટે રસાયણો ખાય છે અને યત્નપૂર્વક પથ્ય ભોજન કરે છે, આટલું કર્યા છતાં પણ તેઓના શરીરમાં રોગ જોવામાં આવે છે; અને તેઓ અંતકાળના ભોગ થઈ પડે છે. જે કાળ ભયંકર દૃષ્ટિપાત કરીને ત્રણ ભુવનનો રમત માત્રમાં કોળિયો કરી જાય છે; અને લોકો તેનાથી બચવા માટે અનેક ઉપાયો કરે છે, પરંતુ તેના સર્વ ઉપાયોનો નાશ કરવામાં કાળ મહાન્ ચતુર છે. તે કાળરૂપી પરમાત્માને હું નમસ્કાર કરું છું. ૬૬

मन्दाक्रान्तावृत्त

दष्टं प्रायो विकलमखिलं कालसर्पेण विश्वं
क्रूरेणेदं शिवशिव मुने ब्रूहि रक्षाप्रकारः ।
अस्त्यास्त्येकं शृणु मुररिपोर्ध्यानपीयूषपानं
त्यक्त्वा नान्यत्किमपि भुवने दृश्यते शास्त्रदृष्ट्या ॥६७॥

હે મુનિ! કાળરૂપી ક્રૂર સર્પે આખા જગતને કરડ્યો છે; તેથી જગત્ વિકલ બની ગયું છે. શિવ! શિવ! હવે તેની રક્ષાનો ઉપાય મને કહો. તેનો ઉત્તર આપતાં મુનિ બોલ્યા કે;–શાસ્ત્રદૃષ્ટિથી વિચાર કરી જોતાં તો કાળરૂપી સર્પે કરડેલ પુરુષને

બચવાનો શ્રી મુરારિનાં ધ્યાનરૂપી અમૃતનું પાન કરવારૂપી એક જ ઉપાય છે. તે છોડીને આ જગતમાં બીજું કોઈ પણ ઔષધ જોવામાં આવતું નથી. ૬૭

शार्दूलविक्रीडितवृत्त

कश्चित्क्रन्दति कालकर्कशकराकृष्टं विनष्टं हठा-
दुत्कृष्टं तनयं विलोक्य पुरतः पुत्रेति हा हा क्वचित् ।
कश्चिन्नर्तकनर्तकीपरिवृतो नृत्यत्यहो कुत्रचि-
च्चित्रं संसृतिपद्धतिः प्रथयति प्रीतिश्च कष्टश्च नः ॥ ६८ ॥

કોઈક ઠેકાણે કાળે ભયંકર હાથવડે બળાત્કારથી પોતાના ઉત્તમ પુત્રને હરી લીધેલો હોવાથી કોઈ પુરુષ, હાય દીકરા ! હાય દીકરા ! એમ બૂમ પાડીને રડે છે, ત્યારે કોઇક ઠેકાણે કોઈ પુરુષ નર્તકીઓથી વિંટાઇને આનંદમાં નૃત્ય કરે છે. આ રીતે સંસારની વિચિત્ર પદ્ધતિ અમને પ્રીતિ પણ ઉપજાવે છે અને ખિન્ન પણ કરે છે. ૬૮

પ્રીતિરસ્કાર.

वसन्ततिलकावृत्त

सा रोगिणी यदि भवेदथवा विवर्णा
बालाप्रिया शशिमुखी रसिकस्य पुंसः ।
शल्यायते हृदि तथामरणं कृशांगी
यस्तस्य सा विगतनिद्रसरोरुहाक्षी ॥ ६९ ॥

કોઈ રસિક પુરુષને ચંદ્રમુખી અને ઉઘડેલાં કમળના જેવાં નેત્રવાળી સુંદર સ્ત્રી હોય છે, તથાપિ તે સ્ત્રી જ્યારે માંદી પડે છે અથવા તો તેનું મુખ કરમાઈ જાય છે ત્યારે તેના પતિના મનમાં ખેદ થાય છે. આ રીતે સુંદર સ્ત્રીના પતિને પણ મરણ પર્યંત સ્ત્રી શલ્યસમાન થઈ પડે છે. ૬૯

રાજ્યમાં સુખ નથી.

वसन्ततिलकावृत्त

निष्कंटकेऽपि न सुखं वसुधाधिपत्ये
कस्यापि राज तिलकस्य यदेष देवः ।
विश्वेश्वरो भुजगराजविभूतिभूषो
हित्वा तपस्यति चिरं सकला विभूतिः ॥ ७० ॥

આખી પૃથ્વીનું શત્રુરહિત રાજ્ય મેળવીને પણ કોઈ મહાન્ રાજાએ સુખ મેળવ્યું નથી. કારણ કે વૈભવોની પાછળ દુ:ખો જ ઉભેલાં હોય છે. એટલા માટે જ આખા વિશ્વના ઈશ્વર એવા ભગવાન્ મહાદેવ સર્વ વિભૂતિઓનો ત્યાગ કરી, શરીર ઉપર ચિતાભસ્મ ચોળી, મોટા સર્પોને આભૂષણો તરીકે ધારણ કરીને, ઘણા કાળ થયાં તપશ્ચરણ કરે છે. ૭૦

ભાગ્યાધીન સંપત્તિ છે.

शिखरिणीवृत्त

कदाचित्कष्टेन द्रविणमधमाराधनवशा-
न्मया लब्धं स्तोकं निहितमवनौ तस्करभयात् ।
ततो नैजे कश्चित्कचिदपि तदाखुर्बिलगृहे
न यल्लब्धोऽप्यर्थो न भवति यदा कर्म विषमम्॥७१॥

મેં અધમ પુરુષની દુ:ખથી સેવા કરીને જે થોડું ધન મેળવ્યું હતું, તે ચોરના ભયથી પૃથ્વીમાં દાટયું હતું. પરંતુ કોઈ ઉંદર તે ધનને ત્યાંથી પોતાના દરમાં ઘસડી ગયો. માટે જ્યારે ભાગ્ય અવળુ થાય છે ત્યારે મેળવેલું ધન પણ નાશ પામે છે. ૭૧

शिखरिणीवृत्त

स्वयं भोक्ता दाता वसु सुबहु संपाद्य भविता
कुटुम्बानां पोष्टा गुणनिधिरशेषेप्सितनरः ।
इति प्रत्याशस्य प्रबलदुरितामीलविधुरं
शिरस्यस्याकस्मात्पतति निधनं येन भवति ॥७२॥

હું ઘણું ધન એકઠું કરીને મોટો ધનાઢ્ય થઈશ, તે ધનવડે કુટુંબીઓનું પોષણ કરીશ, ગુણનો ભંડાર થઈને રહીશ અને સર્વ મનુષ્યો મને ચહાશે. આવી અનેક આશાઓમાં મનુષ્ય મદમત્ત થઈ જાય છે. પરંતુ એટલામાં તો તેનાં મહા પ્રબળ પાપોને લીધે તેના મસ્તક ઉપર અણુચિંતવ્યો કાળ આવીને પડે છે કે, જેથી તેનું મરણ નિપજે છે અને મનના મનોરથો મનમાં રહી જાય છે. ૭૨

शार्दूलविक्रीडितवृत्त

भानुर्वलयप्रदक्षिणगतिः क्रीडारतिः सर्वदा
चन्द्रोऽप्येष कलानिधिः कवलितः स्वर्भानुना दुःखितः ।
ह्रासं गच्छति वर्धते च सततं गीर्वाणविश्रामभू-
स्तत्स्थानं खलु यत्र [illegible]ः क्लेशस्य संसारिणाम्॥७३॥

ક્રીડાપરાયણ સૂર્યને પણ નિત્ય પૃથ્વીના મંડળને પ્રદક્ષિણા કરવી પડે છે તથા રાહુ પર્વને દિવસે તેનો ગ્રાસ કરીને તેને દુઃખ દે છે. તેમ જ કળાના નિધિરૂપ ચંદ્રને પણ રાહુ ગ્રાસ કરીને દુઃખ દે છે. દેવોની નિવાસભૂમિરૂપ સ્વર્ગનો પણ નિત્ય નાશ અને ઉત્પત્તિ થયા કરે છે. આ રીતે પ્રાણીઓના કલેશનો નાશ કરીને સુખ આપે તેવું કોઈ પણ સ્થાન નથી. માત્ર એક બ્રહ્મધામ જ સુખદાયક છે. ૭૩

वसन्ततिलकावृत्त

भूमण्डलं लयमुपैति भवत्यबाधं
लब्धात्मकं पुनरपि प्रलयं प्रयाति ।
आवर्तते सकलमत- नंतवारं
[illegible]ः सम्भ्रमहो न सुखं जनाना[illegible] ॥ ७४ ॥

આ ભૂમંડળ અડચણ વગર લય પામે છે, ઉત્પન્ન થાય છે અને પાછું લય પણ પામે છે, એટલું જ નહિ, પરંતુ આખું

બ્રહ્માંડ બ્રહ્માદિક દેવોની સાથે અનંતવાર ઉત્પન્ન થઇને પાછું નાશ પામે છે અને પાછું ઉત્પન્ન થાય છે. અરેરે ! આ પૃથ્વીપર મનુષ્યોને બ્રહ્મધામ વિના કોઈ પણ ઠેકાણે સુખ નથી. ૭૪

## અર્થની અનર્થતા

शिखरिणीवृत्त

अहोऽत्यर्थेऽप्यर्थे श्रुतिशतगुरुभ्यामवगते
निषिद्धत्वेनापि प्रतिदिवसमाधावति मनः ।
पिशाचस्तत्रैव स्थिररतिरसारेऽपि चपलो
न जाने केनास्य प्रतिकृतिरनार्यस्य भविता ॥ ७५ ॥

અરેરે ! અર્થ, અનર્થનું કારણ છે, એમ સેંકડો શ્રુતિવચનોથી અને ગુરુવચનોથી જાણ્યું, તેનો નિષેધ કરનારાં વચનો પણ સાંભળ્યાં, છતાં પણ પ્રતિદિવસ મન અનર્થકારક ધનની પાછળ દોડ્યા કરે છે અને ચપળ એવા પુરુષ, પિશાચ થઇને અસાર એવા ધનની ઉપર પણ અત્યંત પ્રીતિ બાંધી બેસે છે. અરેરે ! મને ખબર પડતી નથી કે, હવે અનાર્ય (નીચ) એવાં મનને અનર્થરૂપ અર્થથી પાછું વાળવાનો કેવી રીતે ઉપાય કરવો ? ૭૫

शिखरिणीवृत्त

अरे चेतश्चित्रं भ्रमसि यदपास्य प्रियतमं
मुकुन्दं पार्श्वस्थं पितरमपि मान्यं सुमनसाम् ।
बहिः शब्दाद्यर्थे प्रकृतिचपले क्लेशबहुले
न ते संसारेऽस्मिन्भवति सु[illegible] विरतिः ७६

હે મન ! તારા હૃદયકમળમાં બિરાજમાન થયેલા, દેવોમાં પણ માન્ય, સર્વ જગતના પ્રિયતમ પિતા એવા શ્રી મુકુંદનો ત્યાગ કરી તું આ સંસારમાં સ્વભાવથી જ ચપળ, પુષ્કળ કલેશવાળા શબ્દ, સ્પર્શ, આદિ વિષયોમાં ભટક્યા કરે છે અને

સંસારમાં ભટકયા છતાં હજી સૂધી પણ તને સુખદાયક વિરતિ ઉપર પ્રીતિ થતી નથી? અર્થાત્ હવે શાંત થા. ૭૬

शिखरिणीवृत्त

अहं भ्रान्तोऽध्वानं बहुविधमतिक्रम्य विषमं
[illegible]ः कुनृपति[illegible]लोकनपरः ।
इदानीं केनापि स्थिरतरकूपस्य भरणे
कदन्नेनारण्ये क्वचिदपि समीहे स्थिरमतिः ॥ ७७ ॥

મારે આજીવિકા માટે ધન સંપાદન કરવાની ઈચ્છાથી અનેક દુષ્ટ રાજાઓનાં મુખ જોવાં પડ્યાં અને તે રાજાઓને મળવા માટે અનેક દેશોમાં જવા માટે અનેક જાતના ભયંકર માર્ગો ઉલ્લંઘતાં ઉલ્લંઘતાં હું થાકી પણ ગયો. માટે હવે તો હું હરકોઈ ક્ષુદ્ર અન્નથી મારો આ ઉદરરૂપી કૂવો પૂરવા માટે મનને સ્થિર કરીને કોઈ પણ અરણ્યમાં નિવાસ કરવાની ઇચ્છા રાખું છું. ૭૭

शार्दूलविक्रीडितवृत्त

सा गोष्ठी सुहृदां निवारितसुधास्वादाधुना क्वागम-
त्ते धीरा धरणीश्वरोपकरणीभूता ययुः क्वापरे ।
ते भूपा भवभीरवो भवरताः क्वागुर्निरस्तारयो
हा कष्टं क्व च गम्यते न हि सुखं क्वाप्यस्ति लोकत्रये॥७८॥

અમૃતના રસનો સ્વાદ પણ જેની આગળ તુચ્છ છે એવી સ્નેહી જનોની ગોઠડીઓ પણ કોણ જાણે કયાંએ જતી રહી? રાજાઓનો પણ ઉપકાર કરનારા વીરપુરુષો પણ કોણ જાણે કયાંએ જતા રહ્યા? શત્રુઓનો સંહાર કરનારા અને સંસારના ભયથી ડરીને શિવની ભક્તિ કરનારા રાજાઓ પણ કોણ જાણે કયાંએ ગયા? અરે રે!! હવે હું કયાં જાઊં અને શું કરું? વિચાર કરતાં ત્રણે લોકમાં કોઈ પણ ઠેકાણે સુખ જોવામાં આવતું નથી.

ભરતભૂમિને માટે ખેદ.

शिखरिणीवृत्त

> उदासीनो देवो मदनमथनः सज्जनकुले
> कलिक्रीडासक्तः कृतपरिजनः प्राकृतजनः ।
> इत्थं म्लेच्छाक्रान्ता त्रिदशतटिनी चोभयतटे
> कथं भ्रातः स्थाता कथय सुकृतीन् कुत्र विभयः ॥७९॥

હે ભાઈ! કામનો નાશ કરનારા ભગવાન્ શંકર હમણાં સત્પુરુષોના ઉપર ઉદાસ થઈ ગયા છે, મનુષ્યો પણ પ્રાકૃત બની જઇને પોતાના પરિવાર સાથે પાપકર્મમાં રચીપચી રહ્યા છે અને ગંગાનદીના ઉભય તટ પણ મ્લેચ્છોથી ભરપૂર થઈ ગયા છે. આવી સ્થિતિ થવાથી, હે પુણ્યશીલ ભાઈ! કહે, હવે આપણે ક્યાં જઇશું? અને કેવી રીતે નિર્ભય સ્થાનમાં નિવાસ કરીશું? ૭૯

शार्दूलविक्रीडितवृत्त

> निस्सारा वसुधाधुना समजनि प्रौढप्रतापानल-
> ज्वालाजालसमाकुला द्विपघटासंघट्टविक्षोभिता ।
> म्लेच्छानां रथवाजिपत्तिनिवहैरुन्मूलिता कीदृशी
> यं विद्या भवितेति हन्त न सखे जानीमहे मोहिताः ८०

હમણાં આ આર્યભૂમિ મ્લેચ્છોના પ્રૌઢ પ્રતાપરૂપી અગ્નિજ્વાળાથી વ્યાકુળ થવાથી તથા મ્લેચ્છોના હાથીઓના સમૂહોના પરસ્પર અથડાવાથી થરથર કંપતી હોવાથી નિર્વીર્ય બની ગઈ છે અને મ્લેચ્છોના રથો, ઘોડાઓ અને પાળાઓના સમૂહે પોતાના પગરવોથી ખોદી નાંખી છે. હે મિત્ર! આ બધું જોઇને અમે ગભરાટમાં પડી ગયા છઇએ અને હવે અમારી બ્રહ્મવિદ્યાની કેવી ગતિ થશે, તે અમે જાણી શકતા નથી. ૮૦

## ગંગામાહાત્મ્ય

स्रग्धरावृत्त

> वेदो निर्वेदमागादिह [illegible] ब्राह्मणानां वियोगा-
> द्वैयासिक्यो गिरोऽपि क्वचिदपि विरलाः साम्प्रतं सन्ति देशे ।

इत्थं धर्मे विलीने यवनकुलपतौ शासति क्षोणिबिंबं
नित्यं गंगावगा ाद्भवति गतिरितः संसृतेरर्थसिद्धौ ॥ ८१ ॥

જ્યારથી યવન રાજાઓ આ ભરતભૂમિપર રાજ્ય કરવા લાગ્યા છે ત્યારથી જ મારે યવનોને પ્રણામ કરવા પડશે, આવી બીકથી વેદોએ સંન્યાસ ધારણ કર્યો છે. વિદ્વાન્ બ્રાહ્મણોને અભાવે વેદવ્યાસે રચેલાં પુરાણો પણ હમણાં કોઇક જ દેશમાં જોવામાં આવે છે અને ત્યાં પણ તેનો થોડો જ પ્રચાર જોવામાં આવે છે. આવી રીતે યવન રાજાઓ પૃથ્વી ઉપર રાજ્ય કરવા લાગ્યા ત્યારથી ધર્મનો નાશ થયો છે. માટે હવે ગંગામાં સ્નાન કરવાથી આ સંસારમાંથી ઉદ્ધાર અને મોક્ષની સિદ્ધિ થાય છે.૮૧

स्रग्धरावृत्त

गंगा गंगेति यस्याः श्रुतमपि पठितं केन चिन्नाममात्रं
दूरस्थस्यापि पुंसो दलयति दुरितं प्रौढमिथ्याङ्कुरेके ।
सा गंगा कस्य सेव्या न भवति भुवने सज्जनस्यातिभव्या
ब्रह्माण्डं प्लावयन्ती त्रि रहरजटामण्डलं मण्डयन्ती ॥८२॥

મનુષ્યો દૂર બેઠાં બેઠાં પણ ગંગા ગંગા એમ ગંગાજીના નામનું શ્રવણ કરે અથવા તો મુખે કરીને ગંગાજીના નામનું ઉચ્ચારણ કરે તો પણ તેના પ્રચંડ પાપનો ગંગા નાશ કરે છે, આમ મુનિઓ કહે છે. આવી મહા ઉત્તમ, શંકરની જટાજૂટને શોભા આપનારાં અને બ્રહ્માંડને આપ્લાવન કરનારાં ગંગાને જગતમાં કયો સત્પુરુષ સેવે નહિ? ૮૨

शिखरिणीवृत्त

कलौ गंगा काश्यां त्रिपुरहरपुर्यां भगवती
प्रशस्ता देवानामपि भवति सेव्यानुदिवसम् ।
इति व्यासो ब्रूते मुनिजनधुरीणो हरिकथा-
सुधापानस्वस्थो गलितभवबंधोऽमलमतिः ॥ ८३ ॥

કલિયુગ વિષે શંકરની નગરી કાશીપુરીમાં વહેતાં ભગવતી ગંગા ઇંદ્રાદિક મહાન્ દેવોને પણ નિત્ય સેવવા યોગ્ય છે. આમ મુનિઓમાં મુખ્ય, હરિકથારૂપી અમૃતનાં પાનથી નિવૃત્તિસુખને સંપાદન કરનારા, જેનાં ભવબંધનો તૂટી ગયાં છે, એવા મહાબુદ્ધિમાન્ વ્યાસજી કહે છે. ૮૩

शार्दूलविक्रीडितवृत्त

**यस्याः संगतिरुन्नतिं वितनुते वाराममीषां जनै-**
**रुद्गीता कविभिर्महेश्वरमनोभीष्टा महीमण्डले ।**
**सा सन्तः शरदिन्दुसोदरपयःपूराभिरामा नद-**
**त्कोकश्रेणिमनोज्ञपुण्यपुलिना भागीरथी सेव्यताम् ॥८४॥**

જે ગંગાનદીમાં સ્નાન કરવાથી મનુષ્યોની સદ્‌ગતિ થાય છે, કવિઓ પણ જેના પવિત્ર જળનું વર્ણન કરે છે, વળી આ પૃથ્વીપર બિરાજતાં જે ગંગા મહાદેવને ઘણાં જ પ્રિય છે, તે શરદ્‌ના ચંદ્ર સમાન શ્વેત જળવડે સુંદર દેખાતાં અને હારબંધ બેસીને શબ્દ કરતા કોક પક્ષીઓવડે જેનાં પવિત્ર તીરો મનોહર લાગે છે એવી ભાગીરથી (ગંગા) નદીને, હે સંત પુરુષો! તમે સેવો. ૮૪

शिखरिणीवृत्त

**कदा भागीरथ्या भवजलधिसंसारतरणेः**
**स्खल[illegible]वीमालाचपलतलविस्तारितमुदः ।**
**तमस्थाने कुञ्जे क्वचिदपि निविश्याहृतमना**
**भविष्याम्येकाकी नरकमथने ध्यानरसिकः ॥ ८५ ॥**

સંસારરૂપી સમુદ્ર તરવામાં નૌકા સમાન અને ઉછળતા અચળ તરંગોની પરંપરાવડે આનંદ આપનારાં ગંગા નદીના કોઈ ગાઢ અંધારાવાળા નિકુંજ વિષે એકલો બેસી, મનને નિયમમાં રાખી નરકનો વિજય કરવા માટે પ્રીતિપૂર્વક પરમાત્માના ધ્યાનમાં હું ક્યારે નિમગ્ન થઈશ? ૮૫

માલિનીવૃત્ત

कदा गोविन्देति प्रतिदिवसमुल्लासमिलितः
सुधाधाराप्रायाः[illegible]सुरसरितटिनीवीचि[illegible]स्वरे ।
भविष्यन्त्येकान्ते क्वचिदपि निकुञ्जे मम गिरो
मराळीच[illegible]णां श्रुतिसुखरवाक्रान्त[illegible]लिने ॥ ८६ ॥

તરંગોના ખળખળ શબ્દોથી તથા હંસીઓનાં ટોળાઓના કલરવોથી ગાજી રહેલા ગંગા નદીના તીર ઉપરના કોઈ એકાંત નિકુંજમાં, હે ગોવિંદ! હે ગોવિંદ! આવી રીતે ઉલ્લાસથી ભરપૂર અમૃતની ધારાને વર્ષતી વાણીઓને હું પ્રતિ દિવસ ક્યારે બોલીશ? ૮૬

માલિનીવૃત્ત

भजत त्रिदशसिन्धुं साधवो लोकबन्धुं
हर[illegible] शंकराशीर्षसंगम् ।
दलितभवभुजङ्गं ख्यातमायाविभंगं
निखिलभुवनवन्द्यं सर्वतीर्थानवद्यम् ॥ ८७ ॥

હે સત્પુરુષો! તમે દેવતાની નદી એવાં ગંગાનું સેવન કરો. તે સંસારમાંથી લોકોનો ઉદ્ધાર કરનારાં હોવાથી તે બંધુ સમાન છે, શંકરના હાસ્ય જેવા તેના તરંગો શ્વેત છે, શંકરના જટાજૂટમાં બિરાજી રહ્યાં છે, સંસારરૂપી સર્પનો નાશ કરનારાં છે, માયાનો ભંગ કરનારાં છે, ત્રણે ભુવનને વંદન કરવા યોગ્ય છે અને સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ છે. ૮૭

માલિનીવૃત્ત

यम[illegible]तमस्तूतानां भंगरंगप्रसंग-
प्रकटितरसवत्तावैभवं पीतमुच्चैः ।
वलयति कलिदोषांस्तां सुपर्वस्रवन्तीं
किमिति न भजतातां ब्रह्मलोकावतीर्णाम् ॥८८॥

જે ગંગા અમૃતોનું પણ અમૃત છે, જે ઉછળતા તરંગોથી પોતાના રસિક વૈભવોને પ્રકટ કરી રહ્યાં છે અને પાન કરવાથી જે કલિના દોષોનું દલન કરે છે; તે દેવનદી ગંગા બ્રહ્મલોકમાંથી આ મર્ત્યલોકમાં ઉતર્યાં છે. તે ગંગાનું હે આર્તજનો! શા માટે સેવન કરતા નથી? અર્થાત્ તેમાં સ્નાન તથા તેનું પાન કરીને પાવન થાવ. ૮૮

शार्दूलविक्रीडितवृत्त

यत्तीरे वसतां सतामपि जलैर्मूलैः फलैर्जीवतां
मुक्ताहंसमभावशुद्धमनसामाचारविद्यावताम् ।
कैवल्यं करबिल्वतुल्यममलं संपद्यते हेलया
सा गंगा ह्यतुलामलोर्मिपटला सद्भिः कुतो नेक्ष्यते ८९

સદાચારસંપન્ન વિવેકી પુરુષો જો ગંગાના તીર ઉપર નિવાસ કરી, ગંગાજળનાં પાનથી તથા ફળ અને મૂળથી આજીવિકા કરે છે તો તેઓની અહંતા મમતા છૂટી જાય છે, અંતઃકરણ શુદ્ધ થાય છે અને રમત માત્રમાં હાથમાં રહેલાં બીલાંની પેઠે નિર્મળ એવા મોક્ષને મેળવે છે. આવાં અનુપમ નિર્મળ તરંગોથી ભરપૂર ગંગાની સત્પુરુષો શા માટે સેવા કરતા નથી? ૮૯

शार्दूलविक्रीडितवृत्त

तीर्थानामवलोकने सुमनसामुत्कण्ठते मानसं
तावद्भूवलये सतां पुररिपुध्यानामृतास्वादिनाम् ।
यावत्ते न विलोकयन्ति सरितां रोचिष्णुमुक्तावलीं
श्रीमन्नाकतरंगिणीं हरजटाजूटाटवीविभ्रमाम् ॥ ९० ॥

શ્રી શંકરનાં ધ્યાનરૂપી અમૃતનું આસ્વાદન કરનારા મહાત્મા પુરુષો જ્યાંસુધી ભૂતળ ઉપર બિરાજતાં, નદીઓના કંઠની ચળકતી મુક્તામાળા સમાન અને શ્રીશંકરના જટાજૂટરૂપી અરણ્ય વિષે વિહાર કરનારાં ગંગા દેવીનાં દર્શન કરતાં

નથી, ત્યાંસુધી તેઓના મનમાં પૃથ્વી ઉપરનાં તીર્થોને અવલોકન કરવાની ઉત્કણ્ઠા રહે છે. ૯૦

शार्दूलविक्रीडितवृत्त

संसारो विविधाधिबाधविधुरः सारायते मानसे
निस्सारोपि वपुष्मतां कलिवृकग्रासीकृतानां चिरम् ।
दृष्टायां घनसारपायसि महापुण्येन यस्यां सतां
सा सेव्या न कुतो भवेत्सुरधुनी स्वर्गापवर्गप्रदा॥९१॥

કલિરૂપી નહારથી ગળાયલા દેહધારી પુરુષો પણ મોટા પુણ્યના યોગે કર્પૂરના જેવાં શ્વેત રંગનાં ગંગા દેવીનાં દર્શન કરીને, અનેક જાતની આધિ તથા વ્યાધિથી દુઃખદાયક અને તેટલા માટે જ નિસ્સાર એવા સંસારને પણ મનમાં સારરૂપ માને છે. આવાં સ્વર્ગ તથા મોક્ષને આપનારાં ગંગાને સત્પુરુષોએ શા માટે ન સેવવાં? ૯૧

शिखरिणीवृत्त

क्वचिद्धंसश्रेणी सुखयति रिरंसुः श्रुतिसुखं
नदन्ती चेतो नो विपुलपुलिने मंथरगतिः ।
हरन्ती पापौघान् सुरतरुवृता नाकतटिनी
सदा सद्भिः सेव्या सकलपुरुषार्थाय कृतिभिः ॥ ९२ ॥

જેના વિશાળ તટ ઉપર વિહારની ઇચ્છાથી મંદ મંદ ગતિએ ચાલતી હંસોની પંક્તિઓ કોઈ ઠેકાણે કાનને સુખ ઉપજે તેવી રીતે શબ્દો કરી શ્રોતાઓનાં ચિત્તોને પ્રસન્ન કરે છે; તે પાપના પુંજોનો નાશ કરનારાં, દિવ્ય વૃક્ષોથી વિંટાયલાં ગંગાને સત્પુરુષોએ પુરુષાર્થ સમ્પાદન કરવા માટે સદાય સેવવાં જોઈએ. ૯૨

## કાશી માહાત્મ્ય

स्रग्धरावृत्त

यामासाद्य त्रिलोकीजनमहितशिवावासभूमिं
ब्रह्मादीनां दुरापां सुकृत[illegible] [illegible] ।

नो गर्भे व्यालुठन्ति कचिदपि मनुजा मातुरुत्कान्तिभाज-
स्तां काशीं नो भजन्ते किमिति सुमतयो दुःखभारं वहन्तः९३

ત્રણે લોકમાં પરમપૂજ્ય શ્રી ઉમાવલ્લભ એવા શંકરની વિશ્રામભૂમિરૂપ કાશીપુરીમાં જે મનુષ્યો નિવાસ કરે છે, તે મનુષ્યો બ્રહ્માદિક દેવતાઓનાં સુખકારક સ્થાનોને પણ અલંકૃત કરે છે. અર્થાત્ તે તે પવિત્ર સ્થાનોના પણ એક આભૂષણભૂત થઈ પડે છે. એટલું જ નહિ, પરંતુ તેઓને માતાના ગર્ભમાં કદી પણ આળોટવું પડતું નથી અને જન્મ મરણના ફેરામાંથી મુક્ત થઈ જાય છે. માટે હે સુમતિમાન્ પુરુષો! તમે શા માટે સાંસારિક દુઃખના ભારને વહ્યા કરો છો? અને કાશી પુરીમાં શા માટે વાસ કરતા નથી? ૯૩

स्रग्धरावृत्त

विद्यन्ते द्वारकाद्या जगति बहुविधा देवताराजधान्यो
यद्यप्यन्यास्तथापि स्खलदमलजलावर्तगंगातरंगा ।
[illegible]मकूजत्पिकशुकचटकाक्रान्तदिक्कामिनीनां
क्रीडाकासारशाला जयति [illegible]निजनानन्दकन्दक[illegible]मिः॥९४॥

આ પૃથ્વીપર દ્વારકા વગેરે ઘણીએ દેવોની રાજધાનીઓ છે. પરંતુ પોતાના પ્રાંત પ્રદેશમાં ઘુમરીઓ અને તરંગો સાથે નિર્મળ જળને વહન કરનારી, કોયલો, પોપટો અને ચકલીઓના ધ્વનિઓથી બગીચાઓને મુખપર કરી રહેલી દિશારૂપી કામિનીઓના ક્રીડા સરોવરના પ્રાસાદ સમાન અને મુનિજનોને આનંદના મૂળરૂપ તો એક વિજયવંતી કાશી પુરી જ છે. ૯૪

शार्दूलविक्रीडितवृत्त

काशीयं समलंकृता निरुपमस्वर्गापगासंभव-
स्थूलोत्तारतरंगबिन्दुविलसन्मुक्ताफलश्रेणिभिः ।
[illegible] राजते
[illegible] पथनयना विश्वेश्वरप्रेयसी ॥ ९५ ॥

જ્યાં વસંત ઋતુમાં ગન્ધારણ્યવિશે પ્રફુલ્લિત થયેલા ખાખરાનાં પુષ્પોનો સમૂહ અગાસીમાં ઉભીને વનશ્રીને નિહાળનારા નગરજનોને અગ્નિની જ્વાળા સમાન જણાય છે, અથવા તો પોપટોની ચાંચ સમાન જણાય છે, તે મુનિજનોને આનંદ આપનારી, ઉદ્યાનોવડે રમણીય લાગતી શ્રી શંકરની કાશી પુરી આ પૃથ્વીપર સર્વોપરી છે. ૯૫

स्रग्धरावृत्त

वह्निप्राकार[illegible] जनयति वलभीवासिनां [illegible]
गन्धारण्यप्रसूत[illegible]कुसुमचयः कि[illegible] कान्तिं शुकानाम् ।
चञ्च्वाकारो वसन्ते परमपदपदं राजधानी पुरारेः
सा का[illegible] या[illegible]मरम्या जयति मुनिजनानन्दकन्दैक[illegible]मिः ९५॥

શ્રી શંકરને અત્યંત પ્રિય એવી કાશીપુરીની શોભા અલૌકિક છે. તે ગંગા નદીમાં ઉછળતા મોટા મોજાઓનાં બિંદુરૂપી શોભાયમાન મુક્તાફળની માળાને ધારણ કરી રહ્યાં છે, આમ તેમ ઉડતા ચંચળ ભ્રમરમંડળરૂપી શ્યામ ઓઢણીને તેણે ઓઢેલી છે અને જયાં ત્યાં આવેલાં તળાવોમાં ખીલેલાં કમળો તેમનાં નેત્રની શોભાને ધારણ કરી રહ્યાં છે. ૯૬

स्रग्धरावृत्त

किं कुर्मः कं भजामः किमिह समुदितं साधनं भो वयस्याः
संसारो[illegible]नाय प्रति[illegible] वसामहानर्थशंकावतारः ।
भ्रातर्ज्ञातं [illegible] [illegible]नं भवभयदलने संगतं सज्जनानां
तां काशीमाश्रयामो निरुपमय[illegible]सः स्वःस्रवन्त्या वयस्याम् ९७

હે મિત્રો! પરલોકને માટે શાં સાધન કરીએ? કોને ભજીએ? સંસારનો નાશ કરવા માટે આ જગત્ વિશે શાસ્ત્રોમાં ઉત્તમ સાધન કયું કહ્યું છે? આવી શંકાઓ મને પ્રતિ દિવસ થયા કરતી હતી; પરંતુ હે ભાઈ! સંસારનો નાશ કરનારું

સાધન હવે મારા જાણવામાં આવ્યું છે. અનુપમ યશવાળી ગંગાનદીની બહેનપણી એવી કાશી નગરીનો આશ્રય કરો; કે જ્યાં વિવેકી સત્પુરુષોનો સહજ સમાગમ થાય છે. ૯૭

शार्दूलविक्रीडितवृत्त

भुक्तिः क्वापि न मुक्तिरस्त्यभिमता क्वाप्यस्ति मुक्तिर्न सा
[illegible]त विशेष एव सुलभं श्लाघ्यं यदेतद्द्वयम् ।
[illegible]जनैरासाद्यतेऽनुग्रहा-
द्देवस्य त्रिपुरद्विषः सुरधुनीस्नानावदातव्ययैः ॥ ९८ ॥

કોઈ તીર્થમાં ભોગવિલાસ હોય છે તો ત્યાં ઇચ્છિત એવી મુક્તિ હોતી નથી અને કોઈ ઠેકાણે મુક્તિ મળે તેમ હોય છે તો ત્યાં ભોગવિલાસ હોતો નથી. પરંતુ કાશી પુરીમાં તો શ્લાઘ્યા એવી તે બન્ને વસ્તુ સંપૂર્ણ રીતે છે. ઉત્તમ, મધ્યમ અથવા તો કનિષ્ઠ જાતિનો પુરુષ જો ગંગામાં સ્નાન કરે છે અને સુપાત્રને દાન કરે છે તો ત્રિપુરારિ એવા શંકરના અનુગ્રહથી તેને લૌકિક ભોગ અને મુક્તિ બન્ને મળે છે. ૯૮

शार्दूलविक्रीडितवृत्त

सन्त्यन्ये त्रिदशापगादिपतनात्पुण्याः प्रयागादयः
प्रालेयाचलसंभवा बहुफलाः सिद्धाश्रमाः सिद्धयः ।
यत्राघौघदहा भवन्ति सुधियां ध्यानेश्वराणां चिरं
मुक्ताशेषभियां विनिद्रमनसां कन्दाम्बुपर्णाशिनाम् ॥ ९९ ॥

આ કાશીપુરી ઉપરાંત ગંગા, યમુના, વગેરે પવિત્ર નદીઓના તટ ઉપર આવેલાં પ્રયાગ આદિ બીજાં પણ ઘણાંએ પવિત્ર તીર્થો છે. તેમ હિમાલયમાં પણ બહુ ફળ આપનારાં ઘણાં સિદ્ધાશ્રમો ને સિદ્ધિઓ વસે છે. જે સિદ્ધાશ્રમોમાં કંદ, પાણી અને પાંદડાં ઉપર નિર્વાહ કરનારા સર્વ જાતના ભયમાંથી મુક્ત થઈ ગયેલા, સાવધાન મનવાળા બુદ્ધિમાન સિદ્ધ પુરુષો

ઘણા કાળ સૂધી પરમાત્માનું ધ્યાન કરીને પાપપુંજને બાળી નાંખનારી સિદ્ધિઓને પ્રાપ્ત કરે છે. ૯૯

स्रग्धरावृत्त

**केदारस्थानमेकं रुचिरतरमुमानाट्यलीलाङ्कनाङ्कं**
**प्रालेयाद्रिप्रदेशे प्रथितमतितरामस्ति गंगानिवेशे ।**
**ख्यातं नारायणस्य त्रिजगति बदरीनाम सिद्धाश्रमस्य**
**तत्रैवानादिमूर्तेर्मुनिजनमनसामन्यदानन्दमूर्तेः ॥ १०० ॥**

હિમાલયના પ્રદેશમાં જ્યાં ગંગા નદી વહે છે ત્યાં કેદારનાથનું એક રમણીય અને અત્યંત પ્રસિદ્ધ તીર્થ છે; જે પવિત્ર વનમાં પાર્વતીએ શંકરને પ્રસન્ન કરવા માટે નાટ્યલીલા કરી હતી. બીજું મુનિઓના મનમાં અલૌકિક આનંદ આપનારા અનાદિદેવ નરનારાયણનું બદરી નામનું સિદ્ધાશ્રમ છે, તે પણ ત્રણ લોકમાં પ્રસિદ્ધ છે. ૧૦૦.

**॥ इति श्रीमद्राजर्षिप्रवरभर्तृहरिकृतं विज्ञानशतकं संपूर्णम् ॥**

---

भर्तृहरिकृत

# प्रास्ताविकश्लोकसंग्रह

## મંગળાચરણ

ભર્તૃહરિનાં ત્રણે શતકો ઉપરાંત કેટલાક પ્રાસ્તાવિક શ્લોકો જૂદી જૂદી પ્રતોમાં મળી આવે છે તે સર્વ એકત્ર કરીને અત્ર આપેલા છે.

अनुष्टुभ्वृत्त

**अकिञ्चनस्य दान्तस्य शान्तस्य समचेतसः ।**
**सदा संतुष्टमनसः सर्वाः सुखमया दिशः ॥ १ ॥**

અકિંચન, જિતેન્દ્રિય, શાંત, સમાનભાવવાળા અને સર્વદા સંતુષ્ટ મનના પુરુષને સર્વે દિશાઓ સુખમય છે. ૧

અર્થાત્ જે પુરુષની પાસે કંઈ હોય નહિ, જે જિતેન્દ્રિય હોય, સર્વ પ્રાણીના ઉપર જે સમાન દૃષ્ટિવાળો હોય અને જેનું મન સદા સંતોષી જ રહેતું હોય, તે પુરુષને જ્યાં જાય ત્યાં સુખ જ મળે છે.

हरिणीवृत्त

**अभिमतमहामानग्रन्थिप्रभेदपटीयसी**
**गुरुतरगुणग्रामाम्भोजस्फुटोज्ज्वलचन्द्रिका ।**
**वि[illegible]लविलसल्लज्जावल्लीविदारकुठारिका**
**जठरपिठरी दुःपूरेयं करोति विडम्बनम् ॥ २ ॥**

ઇચ્છિત એવી મોટાં માનરૂપી ગ્રન્થિનો ભેદ કરવામાં કુશળ, મોંઘા ગુણરૂપ કમળ સમુદાયને પ્રસિદ્ધ રીતે પ્રફુલ્લિત કરવામાં ચંદ્રિકારૂપ* અને મોટી તથા પ્રસરતી લજ્જા વેલને વિદારવામાં કુહુવાડી જેવી જઠરપિઠરી–હોજરી મહા દુઃખે પુરાય તેવી છે અને તે જ મનુષ્યને વિટંબના કરાવે છે. ૨

અર્થાત્ માનખણ્ડન કરનાર, ગુણને ઝાંખા પાડનાર અને લાજને પણ મૂકાવનાર પેટ ભરવું, એ મહાદુસ્તર છે; અને તે જ મનુષ્યની ચેષ્ટા કરાવે છે.

શબ પ્રતિ ઉક્તિ.

शार्दूलविक्रीडितवृत्त

**उत्तिष्ठ क्षणमेकमुद्वह गुरुं दारिद्र्यभारं सखे**
**श्रान्तस्तावदहं चिरं मरणजं सेवे त्वदीयं सुखम् ।**
**इत्युक्तो धनवर्जितेन सहसा गत्वा स्मशाने शवो**
**दारिद्र्यान्मरणं वरं वरमिति ज्ञात्वैव तूष्णीं स्थितः ॥ ३ ॥**

હે મિત્ર! હું થાકી ગયો છું માટે તું ઉઠ અને એક ક્ષણવાર મારો ભારે દારિદ્રયભાર ઉપાડી લે તથા મને તારું મરણથી ઉત્પન્ન થયેલું સુખ લાંબો વખત સેવવા દે. સ્મશાનમાં જઇને એક ધનરહિતે, શબને આ પ્રમાણે કહ્યું; પરંતુ દારિદ્રયથી મરણ (હજાર વાર) સારું, એમ જાણીને (શબ) અબોલ જ રહ્યું. ૩

અર્થાત્–એક ગરીબ માણસે સ્મશાનમાં જઇને શબને કહ્યું કે, શબ! તું ઉઠ અને મારું દારિદ્રય લઈ તારું મરણસુખ મને આપ, પણ ભર્તૃહરિ કહે છે કે–દારિદ્રયથી મરણ હજારગણું સારું છે, એમ જાણીને જ શબે તેને કંઈ ઉત્તર આપ્યો નહિ.

---

* દિવસે ખીલનાર કમળને ઉજ્જ્વલ ચન્દ્રિકા પણ બિડાવી દે છે; તેમ મોટા મોટા ગુણરૂપ કમળના સમુદાયને હોજરીરૂપ ચન્દ્રિકા ઝાંખા પાડી નાંખે છે.

शिखरिणीवृत्त

उदन्वच्छन्ना भूः स च निधिरपां योजनशतं
सदा पान्थः पूषा गगनपरिमाणं कलयति ।
इति प्रायो भावाः स्फुरदवधिमुद्रामुकुलिताः
सतां प्रज्ञोन्मेषः पुनरयमसीमा विजयते ॥ ४ ॥

પૃથ્વી સમુદ્રથી આવૃત છે, સમુદ્ર સો યોજનનો છે અને સૂર્ય પથિક થઇને સદા ગગનનું પણ પરિમાણ કાઢે છે; આ પ્રમાણે સૌનું માપ કરાયલું છે, પરંતુ સજ્જનનો જ્ઞાન ઉત્કર્ષ તો અમાપ તથા અપરિમિત જ છે અને તેજ વિજય પામે છે.૪

અર્થાત્ પૃથ્વી, સમુદ્ર અને ગગન, એ ત્રણ મોટામાં મોટાં ગણાય છે, તેનું પણ પરિમાણ-માપ થાય છે, પરંતુ સંતજનના જ્ઞાનનો અવધિ જ નથી અને એવું અવધિરહિત જ્ઞાન જ વિજય પામે છે.

वसन्ततिलकावृत्त

एता हसन्ति च रुदन्ति च कार्यहेतो-
र्विश्वासयन्ति च परं न च विश्वसन्ति ।
तस्मान्नरेण तु सुशीलसमान्वितेन
नार्यः स्मशानघटिका इव वर्जनीयाः ॥ ५ ॥

સ્ત્રીઓ કાર્યને અર્થે હાસ્ય કરે છે, વખતે રુદન કરે છે અને આપણને વિશ્વાસ અણાવે છે; પરંતુ પોતે કોઇનો પણ વિશ્વાસ કરતી નથી, તેટલા માટે શીલસંપન્ન પુરુષોએ સ્મશાનના ઘડાની પેઠે સ્ત્રીઓનો ત્યાગ કરવો જોઇએ. ૫

शिखरिणीवृत्त

कदा वाराणस्याममरतटिनीरोधसि वस-
न्वसानः कौपीनं शिरसि निदधानोऽञ्जलिपुटम् ।
अये गौरीनाथ त्रिपुरहर शम्भो त्रिनयन
प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥ ६ ॥

અહો! કાશીમાં ગંગાના તટપર વસી તથા માત્ર લંગોટી ધારણ કરી મસ્તક ઉપર બે હાથ જોડી, પગે લાગીને, હે ગૌરીનાથ! હે શંભો! હે ત્રિપુરહર! હે ત્રિનયન! તમે પ્રસન્ન થાવ, એમ કહેતાં કહેતાં કયારે હું ક્ષણની પેઠે દિવસો નિર્ગમન કરીશ? ૬

शार्दूलविक्रीडितवृत्त

कार्कश्यं स्तनयोर्दृशोस्तरलतालीकं मुखे श्लाघ्यते
कौटिल्यं कचसञ्चये च वदने मान्द्यं त्रिके स्थूलता।
भीरुत्वं हृदये सदैव कथितं मायाप्रयोगः प्रिये
यासां दोषगणः सदा मृगदृशां ताः स्युः पशूनां प्रियाः ॥७॥

જેના સ્તનમાં કાઠિન્ય, નેત્રમાં ચંચળતા, મુખમાં અસત્ય, કેશના અંબોડામાં વક્રતા, વદનમાં મંદતા, નિતંબપ્રદેશમાં સ્થૂલતા, હૃદયમાં બીકણપણું સદાય કહેલું છે; તથા જે પોતાના પ્રિય ઉપર માયાપ્રયોગ કરે છે એવા એવા જેમનામાં સદા અવગુણોનો સમૂહ છે, એવી મૃગાક્ષીઓ પશુને જ પ્રિય હોવી જોઇએ. ૭

वसन्ततिलकावृत्त

गात्रैर्गिरा च विकलश्चटुमीश्वराणां
कुर्वन्नयं प्रहसनस्य नटः कृतोसि।
तं त्वां पुनः पलितकर्णकभाजमेनं
नाट्येन केन नटयिष्यति दीर्घमायुः ॥ ८ ॥

ગાત્રો અને વાણીથી ખોડવાળો થઈ ધનિકોની ખુશામત કરનાર તું, હમણાં પ્રહસનનો નટ બન્યો છે; પરંતુ હવે જ્યારે તારા વાળ ધોળા થઈ ગયા છે ત્યારે આ વૃદ્ધવય તને કયા નાટકનો નટ બનાવશે? અથવા કયા નાટકમાં નચાવશે?* ૮

* આ શ્લોક મુરારિ કવિકૃત અનર્ઘ રાઘવના ત્રીજા અંકમાં પણ છે.

अनुष्टुभ्वृत्त

चला लक्ष्मीश्चलाः प्राणाश्चले जीवितयौवने ।
चलाचले च संसारे धर्म एको हि निश्चलः ॥ ९ ॥

લક્ષ્મી ચલિત છે, પ્રાણુ ચલિત તથા જીવિત અને યૌવન પણુ ચલિત છે; આ પ્રમાણે ચલાચલ એવા આ સંસારમાં માત્ર ધર્મ જ એકલો નિશ્ચલ છે. ૯

शार्दूलविक्रीडितवृत्त

चेतश्चिन्तय मा रमां सकृदिमामस्थायिनीमास्थया
भूपालभ्रुकुटीकुटीरविहरव्यापारपण्याङ्गनाः ।
कन्याकञ्चुकिताः प्रविश्य भवनद्वाराणि वाराणसी-
रथ्यापङ्क्तिषु पाणिपात्रपतितां भिक्षामपेक्षामहे ॥ १० ॥

હે ચિત્ત! રાજાઓની વાંકી ભ્રમરરૂપી ઓરડીમાં વિહાર–વ્યાપાર કરૂવામાં વેશ્યા સમાન લક્ષ્મીને તું સ્થાયિની ધારીને, આસ્થાથી ચિન્તવીશ નહિ; કારણુ કે તે અસ્થિર છે. અમે તો કંથાધારી બનીને કાશીની શેરીઓનાં ભવનદ્વારમાં પેસીને હાથરૂપી પાત્રમાં આવી પડેલી ભિક્ષાની અપેક્ષા રાખીએ છીએ. ૧૦

અર્થાત્ હે ચિત્ત! જ્યાં જ્યાં રાજાની દૃષ્ટિ જાય, ત્યાં ત્યાં જનાર ને નાચનાર વેશ્યાના જેવી લક્ષ્મીનું ચિન્તન કરવું તું છોડી દે; કારણુ કે હવે અમે તો કાશીમાં જઇને રહેતાં માત્ર કંથાધારી અને ખોબે જ ભિક્ષા માંગવાની અપેક્ષાવાળા છીએ, પણુ ધનાદિ વૈભવની અમને સ્પૃહા નથી.

शार्दूलविक्रीडितवृत्त

तुङ्गं वेश्म सुताः सतामभिमताः संख्यातिगाः संपदः
कल्याणी दयिता वयश्च नवमित्यज्ञानमूढो जनः ।
मत्वा विश्वमनश्वरं निविशते संसारकारागृहे
संदृश्यं क्षणभंगुरं तदखिलं धन्यस्तु संन्यस्यति ॥११॥

મોટાં મોટાં મંદિર, સજ્જનોથી માન પામેલા પુત્રો, અપાર સંપત્તિ, કલ્યાણકારી સ્ત્રી અને ચડતી વય છે, એમ જાણતા અજ્ઞાન મૂઢ પુરુષો વિશ્વને અમર માનીને સંસારરૂપી કારાગૃહમાં પ્રવેશ કરે છે, તેમને ધન્ય નથી; પરંતુ તે સર્વ ક્ષણભંગુર છે, એમ માનીને જેઓ સંન્યાસ લે છે તેમને જ ધન્ય છે. ૧૧

અર્થાત્ સંસારરૂપ કારાગૃહને સુખરૂપી અને નિત્ય માનીને તેમાં વૈભવ વિનોદ માનનારાઓને ધન્ય નથી, પણ સંસારજન્ય સર્વ ક્ષણભંગુર છે, એમ માનીને સંન્યાસ લેનારાઓને જ ધન્ય છે–તે જ સુખી છે.

शिखरिणीवृत्त

न भिक्षा दुष्प्रापा पथि मम महारामरचिते
फलैः संपूर्णा [illegible]द्विपमृगत्वचर्मापि वसनम् ।
सुखैर्वा दुःखैर्वा सदृशपरिपाकः खलु तदा
त्रिनेत्रं कस्त्यक्त्वा [illegible]न्धं प्रणमति ॥ १२ ॥

મોટી મોટી વાડીઓવાળા માર્ગમાં મને ભિક્ષા કંઈ દુષ્પ્રાપ્ય નથી, આખી પૃથ્વી ફળથી સંપૂર્ણ છે અને વસ્ત્રને માટે પણ હસ્તી તથા મૃગઆદિનાં ચર્મ છે; આ પ્રમાણે જ્યારે સુખનું અથવા દુઃખનું સરખું પરિણામ છે ત્યારે ત્રિનેત્રનો (મહાદેવનો) ત્યાગ કરી, લગાર ધન મળવાથી મદાંધ થઈ ગયેલા ધનીને તે કોણ નમવા જશે? ૧૨

शार्दूलविक्रीडितवृत्त

नो खड्गप्रवि[illegible]रितः करटिनो नोद्वेजिता वैरिण-
स्तन्वङ्ग्या विपुले नितम्बफलके न क्रीडितं लीलया ।
नो जुष्टं गिरिराजनिर्झर[illegible]णज्झाकारकारं पयः
कालोयं परपिण्डलोलुपतया काकैरिव प्रेरितः ॥ १३ ॥

હસ્તીઓને ખડ્ગથી ચીરી નાંખ્યા નહીં; વૈરીઓને હરાવ્યા નહીં; નાજુક અંગવાળી સ્ત્રીની સાથે વિશાળ હિંચોળાપર લીલાપૂર્વક ક્રીડા કરી નહીં તથા ગિરિરાજના ઝણુકાર કરતા ઝરાઓના જેવું ઝણુકારઃ કરતું ઉછળતું યૌવન પણ ન ભોગવ્યું; પણ કાગડાની પેઠે પરના આપેલા ભોજનપર આશા રાખતાં કાળ નિર્ગમન કર્યો. (આવા જીવિતને ધિક્કાર છે.) ૧૩

પૃથ્વીવૃત્ત

**परिभ्रमसि किं वृथा क्वचन चित्त विश्राम्यतां**
**स्वयं भवति यद्यथा भवति तत्तथा नान्यथा ।**
**अतीतमपि न स्मरन्नपि च भाव्यसङ्कल्पय-**
**न्नतर्कितगमागमाननुभवस्व भोगानिह ॥ १४ ॥**

હે ચિત્ત! તું શું કરવા આમ વૃથા ભ્રમણ કરે છે? કોઈ પણ સ્થાને વિરામ પામ. જે જેની મેળે થવાનું હોય છે તે થયું જાય છે, તેથી ઉલટું થતું જ નથી; માટે ગઈ વસ્તુને ન સંભારતાં અને ભવ્ય વસ્તુનું ચિંતવન કર્યા વિના જેનું આગમન અને ગમન અતર્કિત છે એવા ભોગોનો અનુભવ કર. (અર્થાત્ યદૃચ્છાથી જે કંઈ ભોગ તને આવી મળે, તે ભોગવી સંતુષ્ટ રહે.) ૧૪

શાર્દૂલવિક્રીડિતવૃત્ત

**पाणिं पात्रयतां निसर्गशुचिना भैक्षेण संतुष्यतां**
**यत्र क्वापि निषीदतां बहुतृणं विश्वं मुहुः पश्यताम् ।**
**अत्यागेपि तनोरखण्डपरमानन्दावबोधस्पृहां**
**मर्त्यः कोपि शिवप्रसादसुलभां संपत्स्यते योगिनाम्१५**

હસ્તને પાત્ર કલ્પો, સ્વભાવ શુદ્ધ ભિક્ષાન્નથી સંતુષ્ટ થાઓ, હરકોઈ પણ સ્થાનમાં નિવાસ કરો અને આ વિશ્વને વારંવાર તૃણવત્ જુવો. કોઈક જ મનુષ્ય યોગીઓની પેઠે શરીરનો ત્યાગ કર્યા વિના શિવના પ્રસાદથી સુલભ એવા અખંડ, પરમાનંદના જ્ઞાનની જિજ્ઞાસાને સંપાદન કરે છે. ૧૫

તાત્પર્ય—આત્મા અને શિવ એક જ રૂપ છે. વિષયોની નિવૃત્ત થયા કેડે આત્મસ્વરૂપ જોવામાં આવે છે અને વિષયોનો રોધ કરવાનું સાધન યોગ છે. યોગીઓ યોગાભ્યાસથી સદેહે અંતરાત્મા ચિદાનંદનાં દર્શન કરે છે; પરંતુ તે દર્શન સર્વને થવાં દુર્લભ છે, છતાં કોઈ ભાગ્યે જ શિવકૃપાથી તે અખંડ જ્ઞાન સંપાદન કરે છે; પરંતુ જ્યારે આ સંસારને તૃણવત્ જૂવે છે ત્યારે તે જ્ઞાનનો અધિકારી થાય છે.

शार्दूलविक्रीडितवृत्त

**पातालान्न विमोचितो बत बली नीतो न मृत्युः क्षयं**
**नो मृष्टं शशिलाञ्छनं च मलिनं नोन्मूलिता व्याधयः ।**
**शेषस्यापि धरां विधृत्य न कृतो भारावतारः क्षणं**
**चेतः सत्पुरुषाभिमानगणनां मिथ्या वहन् लज्जसे ॥ १६ ॥**

હે ચિત્ત! તેં પાતાળમાંથી બળીને છોડાવ્યો નથી, યમ રાજાનો નાશ પણ કર્યો નથી, ચંદ્રનો કાળો ડાઘ પણ તેં કહાડ્યો નથી, વ્યાધિઓને પણ નિર્મૂળ કર્યા નથી, પૃથ્વીને ધારણ કરીને થોડીવાર સૂધી પણ શેષનો ભાર ઉતાર્યો નથી, તો પણ સત્પુરુષમાં ગણાવાનું મિથ્યાભિમાન ધારણ કરતાં તને શરમ આવતી નથી? ૧૬

शिखरिणीवृत्त

**फलं स्वेच्छालभ्यं प्रतिवनमखेदं क्षितिरुहां**
**पयः स्थाने स्थाने शिशिरमधुरं पुण्यसरिताम् ।**
**मृदुस्पर्शा शय्या सुललितलतापल्लवमयी**
**सहन्ते संतापं तदपि धनिनां द्वारि कृपणाः ॥ १७ ॥**

જો કે પ્રત્યેક વનમાં કંઈ પણ ખેદ વિના (સહજ) વૃક્ષોનાં ફળ, જ્યારે ઇચ્છા થાય ત્યારે મળે એમ છે, પુણ્ય સરિતાઓનું શીતળ અને મધુર જળ ઠામ ઠામ મળે છે,

સારી રમણીય લતાપલ્લવની બનેલી કોમળ શય્યા પણ છે છતાં કૃપણ જને પૈસાદારને બારણે સંતાપ સહન કરે છે. ૧૭

(અર્થાત્ શ્રીમાનોને બારણે ભિક્ષા માંગવા જઇને ત્યાં તેઓનું અપમાન સહે છે.)

अनुष्टुभ्वृत्त

**भिक्षा कामदुघा धेनुः कन्था शीतनिवारिणी।**
**अचला तु शिवे भक्तिर्विभवैः किं प्रयोजनम् ॥ १८ ॥**

કામદુધા ગાય જેવી ભિક્ષા છે, ટાઢને વારનારી કંથા છે અને શિવ ઉપર અચળ ભક્તિ છે, તો પછી વૈભવનું શું પ્રયોજન છે?

शार्दूलविक्रीडितवृत्त

**यद्वक्त्रं मुहुरीक्षसे न धनिनां ब्रूषे न चाटुं मृषा**
**नैषां गर्वगिरः शृणोषि न पुनः प्रत्याशया धावसि ।**
**काले बालतृणानि खादसि सुखं निद्रासि निद्रागमे**
**तन्मे ब्रूहि कुरङ्ग कुत्र भवता किं नाम तप्तं तपः ॥ १९॥**

હે કુરંગ! તું ધનીઓનું મોં વારંવાર જોતો નથી, તેમની મિથ્યા ખુશામત કરતો નથી, તેમના અભિમાનના શબ્દો સાંભળતો નથી, પણ ભૂખ લાગે છે ત્યારે લીલું ઘાસ ખાય છે અને ઉંઘ આવે છે ત્યારે નીરાંતે ઉંઘે છે. તો તું મને કહે કે, તેં એવું શું તપ કર્યું છે, કે જેનું આ ફળ છે? ૧૯

शार्दूलविक्रीडितवृत्त

**ये संतोषसुखप्रमोदमुदितास्तेषां न भिन्ना मुदो**
**ये त्वन्ये धनलोभसंकुलधियस्तेषां न तृष्णा हता ।**
**इत्थं कस्य कृते कृतः स विधिना तादृक्पदं संपदां**
**स्वात्मन्येव समाप्तहेममहिमा मेरुर्न मे रोचते ॥ २० ॥**

જેઓ સંતોષસુખના આનંદથી ખુશી થાય છે, તેઓના

આનંદો કોઈ દિવસ ખંડિત થતા નથી; પરંતુ બીજા કે જેઓની બુદ્ધિ ધનના લોભથી ભરાઈગયેલી છે, તેમની તૃષ્ણા કોઈ દિવસ મટતી નથી, ત્યારે સંપત્તિ (પૈસા)નું એવું મોટું સ્થાન વિધિએ કોને માટે બનાવ્યું હશે? પોતામાં જ જેનો પોતાનો-સુવર્ણનો મહિમા સમાયલો છે તેવો મેરુ પર્વત મને તો ગમતો નથી. ૨૦

वसन्ततिलकावृत्त

वर्णं सितं शिरसि वीक्ष्य शिरोरुहाणां
स्थानं जरापरिभवस्य तदेव पुंसाम् ।
आरोपितास्थिशकलं परिहृत्य यान्ति
चाण्डालकूपमिव दूरतरं तरुण्यः ॥ २१ ॥

પુરુષોના જરાએ કરેલા પરાભવના સ્થાનરૂપ માથાપરના ધોળા વાળ જોઈને, તરુણીઓ જેમ જેના ઉપર એક હાડકાનો કડકો મૂકયો હોય એવા ચાણ્ડાલના કૂવાને છોડી જાય, તેમ તેવા પુરુષને છોડી દૂર જાય છે. ૨૧

शिखरिणीवृत्त

समारम्भा भग्नाः कति न कतिवारांस्तव पशो
पिपासोस्तुच्छेऽस्मिन्द्रविणमृगतृष्णार्णवजले ।
तथापि प्रत्याशा विरमति न तेऽद्यापि शतधा
न दीर्णं यच्चेतो नियतमशनिग्रावघटितम् ॥ २२ ॥

તુચ્છ એવા દ્રવ્યરૂપી મૃગતૃષ્ણાના સમુદ્રનું જળ પીવાની ઇચ્છાવાળા હે પશુ! કેટલા અને કેટલીવાર તારા સમારંભો શું ભાંગી પડ્યા નથી? તોપણ તારી આશા હજી સૂધી પણ વિરામ પામતી નથી અને તારું હૃદય શતધા ફાટી જતું નથી, માટે તે ખરેખર વજ્રમય પત્થરમાંથી બનેલું હોય એમ જણાય છે. ૨૨

वसन्ततिलकावृत्त

सिंहो बली द्विरदशूकरमांसभोजी
संवत्सरेण रतिमेति किलैकवारम् ।

पारावतः खरशिलाकणमात्रभोजी
कामी भवत्यनुदिनं वद कोऽत्र हेतुः ॥ २३ ॥

હાથી અને શૂકરના માંસનું ભોજન કરનારો બળવાન્ સિંહ વર્ષમાં એક વાર રતિ કરે છે ને કબુતર કઠણ એવા પત્થરના કણને ખાનારો છતાં દરરોજ કામી થાય છે, એનું શું કારણ? ૨૩

અર્થાત્ આ શ્લોકનો ભાવાર્થ એ છે કે, કામેચ્છા થવામાં ભોજન કારણ નથી, પરંતુ પ્રકૃતિ જ કારણ છે. કબુતરની પ્રકૃતિ કામવાસનાથી ભરપૂર હોવાથી તે પત્થરના કણો ખાય છે, છતાં તેને કામવાસના અત્યંત થયા કરે છે, અને સિંહ માંસનું ભોજન કરનારો છે તથાપિ તેની પ્રકૃતિ ઉચ્ચ ભાવનાવાળી હોવાથી તેને કામવાસના ઘણી જ ઓછી હોય છે. નૈતિક સિદ્ધાંત એ છે કે, ઉદાર મોટા પુરુષો કદી પણ વિષયવાસનાના ગુલામ થતા નથી.

शार्दूलविक्रीडितवृत्त

चूडोत्तंसितचारुचन्द्रकलिकाचञ्चच्छिखाभास्वरो
लीलादग्धविलोलकामशलभः श्रेयोदशाग्रे स्फुरन् ।
अन्तःस्फूर्जदपारमोहतिमिरप्राग्भारमुच्चाटय-
श्चेतःसद्मनि योगिनां विजयते ज्ञानप्रदीपो हरः ॥ २४ ॥

કેશપાશમાં આભૂષણ તરિકે ધારણ કરેલી ચંદ્રમાની સુંદર કળાની પ્રકાશમાન શિખા (કિરણસમુદાય) થી ગૌર રંગના, જેમણે ગમ્મતમાં ચંચળ એવા કામરૂપી પતંગને બાળી નાખ્યો છે એવા કલ્યાણરૂપી દીવાની વાટમાં અગ્રભાગમાં પ્રકાશમાન થનારા તથા અંતઃકરણમાં ફેલાયલા અપાર મોહરૂપી અંધારાના સમુદાયનો નાશ કરનારા એવા જ્ઞાન પ્રદીપરૂપી હર–શંકર યોગીઓના ચિત્તરૂપી મંદિરમાં વિજય કરે છે અર્થાત્ યોગીઓના ચિત્તમાં વાસો કરે છે. ૨૪

लविक्रीडितवृत्त

भिक्षाहारमदन्यमप्रति खं भीतिच्छि सर्वदा
दुर्मात्सर्यम भिमान यनं दुःखौघविध्वंसनम् ।
सर्वत्रान्वहमप्रयत्न लभं साधुप्रियं पावनं
शम्भोः सत्रम यनिधिं शंसन्ति योगीश्वराः २५

શિવમાર્ગ કોઇથી પણ અટકાવી શકાય નહિ તેવો ક્ષનો અક્ષય નિધિ છે, એમ યોગીશ્વરો કહે છે. કારણ કે માર્ગમાં ભિક્ષાન્નનો આહાર કરવાનો છે, આ માર્ગ દીનથી રહિત છે, અનુપમ સુખ આપનારો છે, સર્વદા ભયનો શ કરનારો છે, દુષ્ટ એવા માત્સર્ય, મદ, અને અભિમાનો નાશ કરનાર છે, દુઃખના સમૂહનો નાશ કરનારો છે; ઠેકાણે દરરોજ પ્રયત્ન વિના સુલભ છે, મહાત્માઓને ય છે, અને પાવન (પવિત્ર) કરનારો છે. ૨૫

लविक्रीडितवृत्त

भोगास्तुङ्गतरङ्गभङ्गचपलाः प्राणाः क्षणध्वंसिन-
स्तोकान्येव दिनानि यौवनसुखं प्रीतिःप्रियेष्वस्थिरा।
तत्संसारम सारमेव निखिलं बुद्धा बुधा बोधका
लोका ग्रहपेशलेन मनसा यत्नः समाधीयताम् ॥२६॥

હે વિદ્વાન્ ઉપદેશકો! વિષયના ભોગ ઉંચા ઉછળતા ણીના તરંગોની પેઠે નાશવંત છે. પ્રાણો ક્ષણમાં નાશ મનારા છે, જુવાનીનું સુખ થોડા દિવસો જ રહે છે, યજનોના ઉપર પ્રીતિ અસ્થિર છે. માટે આખા સંસારને સાર જ જાણીને લોકોનો અનુગ્રહ કરવામાં કુશળ એવા નવડે યત્ન (પરિશ્રમ) કરો. ૨૬

र्दूलविक्रीडितवृत्त

ब्रह्मेन्द्रादिमरुद्गणां णकणान्यत्र स्थितो मन्यते
यत्स्वादाद्विरसा भवन्ति विभवास्त्रैलोक्यराज्यादयः ।

भोगः कोपि स एक एव परमो नित्योदितो जृम्भते
भो साधो क्षणभङ्गुरे तदितरे भोगे रतिं मा कृथाः ॥२७॥

અનિર્વચનીય અને નિત્ય પ્રકાશનારો એવો એક જ ઉત્તમ ભોગ પ્રકાશી રહેલો છે, કે જે ભોગમાં સ્થિતિ કરનારો પુરુષ, બ્રહ્મા ઇંદ્ર આદિ દેવતાઓને તણખલા સમાન માને છે, અને જે ભોગનો આસ્વાદ કરવાથી ત્રણ લોકના રાજ્ય આદિ વૈભવો રસ વિનાના થઈ પડે છે. હે સત્પુરુષ! અલૌકિક ભોગથી બીજા ક્ષણભંગુર ભોગ ઉપર પ્રીતિ કર મા. ૨૭

शार्दूलविक्रीडितवृत्त

सा रम्या नगरी महान्स नृपतिः सामन्तचक्रं च तत्
पार्श्वे तस्य च सा विदग्धपरिषत्ताश्चन्द्रबिम्बाननाः ।
उत्सिक्तः स च राजपुत्रनिवहस्ते बन्दिनस्ताः कथाः
सर्वं यस्य वशादगात्स्मृतिपथं कालाय तस्मै नमः ॥२८॥

તે રમણીય નગરી, તે મહારાજા, તે માંડલિક રાજાઓનો સમુદાય, તે રાજાની પાસે બેસનારી વિદ્વાનોની સભા, તે ચંદ્રમુખી સ્ત્રીઓ; રાજાના ગર્વિષ્ઠ કુમારોનો તે સમુદાય, તે બંદીજનો અને રાજાની તે કથાઓ, તે સર્વ જેને લીધે સંભારણા માત્ર થઈ પડ્યું છે, તે કાળને નમસ્કાર કરીએ છીએ. ૨૮

मालिनीवृत्त

फलमलमशनाय स्वादु पानाय तोयं
शयनमवनिपृष्ठं वल्कले वाससी च ।
नवधनमधुपानभ्रान्तसर्वेन्द्रियाणा-
मविनयमनुमन्तुं नोत्सहे दुर्जनानाम् ॥ २९ ॥

ભોજનને માટે પેટ પૂરતાં ફળો છે, પીવાને માટે સ્વાદિષ્ટ જળ છે, સૂવાને માટે પૃથ્વીની પીઠરૂપી બીછાનું છે, અને પહેર-

વાને માટે વલ્કલ વસ્ત્રો છે, માટે નવીન એવા ધનરૂપી મદિરાનું પાન કરવાથી જેઓની સર્વે ઇંદ્રિયો ભમી ગયેલી છે, એવા દુર્જનોનો અવિનય સહન કરવાની હું ઇચ્છા રાખતો નથી. ૨૯

अनुष्टुभ्वृत्त

अशीमहि वयं भिक्षामाशावासो वसीमहि ।
शयीमहि महीपृष्ठे कुर्वीमहि किमीश्वरैः ॥ ३० ॥

અમે ભિક્ષાનું ભોજન કરીએ છીએ, દિશારૂપી વસ્ત્રો પહેરીએ છીએ, અને પૃથ્વી ઉપર શયન કરીએ છીએ, માટે અમારે રાજાઓનું શું કામ છે? ૩૦

शिखरिणीवृत्त

अहौ वा हारे वा बलवति रिपौ वा सुहृदि वा
मणौ वा लोष्टे वा कुसुमशयने वा दृषदि वा ।
तृणे वा स्त्रैणे वा मम समदृशो यान्तु दिवसाः
क्वचित्पुण्यारण्ये शिव शिव शिवेति प्रलपतः ॥ ३१ ॥

સર્પના વિશે અથવા તો હારને વિશે, બળવાન્ શત્રુના ઉપર અથવા તો સ્નેહીના ઉપર, મણિના ઉપર અથવા તો માટીના ઢેફા ઉપર, પુષ્પની શય્યા ઉપર અથવા તો પત્થરની શિલા ઉપર, તૃણ ઉપર અથવા તો સ્ત્રીઓના સમુદાય ઉપર મારી સમદૃષ્ટિ થાય અને કોઈ એક પવિત્ર અરણ્યને વિશે શિવ, શિવ શિવ એમ શિવના નામને રટતાં મારા દિવસો જાય, એવી ઇચ્છા રાખું છું. ૩૧

शिखरिणीवृत्त

अनावर्ती कालो व्रजति स वृथा तत्र गणितं
दशास्तास्ताः सोढा व्यसनशतसंपातविधुराः ।
कियद्वा वक्ष्यामः किमिव बत नात्मन्यपकृतं
त्वया यावत्तावत्पुनरपि तदेव व्यवसितम् ॥ ३२ ॥

પાછો ન આવે એવો કાળ વૃથા ચાલ્યો ગયો, તેની પણ તેં ગણના કરી નહિ. સેંકડો દુઃખોના આવવાથી દુઃખદાયક એવી જૂદી જૂદી અનેક દશાઓ પણ સહન કરી. તને કેટલું કહીએ? તેં તારું પોતાનું જરા પણ ભલું કર્યું નહિ; પરંતુ ફરીથી પણ તું તે જ કાર્યનો આરંભ કરી રહ્યો છે. ૩૨

આ ૩૨ મા શ્લોકમાં પામર મનુષ્યને ઉપદેશ કરવામાં આવ્યો છે.

मालिनीवृत्त

**ददतु ददतु गालीर्गालिमन्तो भवन्तो**
**वयमपि तदभावाद्गालिदानेऽसमर्थाः ।**
**जगति विदितमेतद्दीयते विद्यमानं**
**न हि शशकविषाणं कोपि कस्मै ददाति ॥ ३३ ॥**

ભલે તમે ગાળો દો, કારણ કે તમારી પાસે ગાળો છે. પરંતુ અમારી પાસે ગાળો ન હોવાથી અમે ગાળોનું દાન દેવાને અસમર્થ છીએ. જેની પાસે જે હોય તેનું તે દાન કરે છે, આ વાત જગતમાં જાણીતી છે. કોઈ પણ મનુષ્ય શશલાનું શીંગડું કોઈને દાનમાં આપી શકશે નહિ. ૩૩

स्रग्धरावृत्त

**भव्यं भक्तं ततः किं कदशनमथवा वासरान्ते ततः किं**
**कौपीनं वा ततः किं किमथ सितमहच्चाम्बरं वा ततः किम् ।**
**एका भार्या ततः किं शतगुणगुणिता कोटिरेका ततः किं**
**त्वेको भ्रान्तस्ततः किं करितुरगशतैर्वेष्टितो वा ततः किम् ३४**

પ્રભાતમાં ષટરસવાળું ભોજન મળ્યું તેથી પણ શું અને છેક સાયંકાળે ખરાબ ભોજન મળ્યું, તો તેથી પણ શું? એક કૌપીન મળી તો તેથી પણ શું અને શ્વેતરંગનું ઉત્તમ વસ્ત્ર

મળ્યું તો તેથી શું? એક ભાર્યા હોય તો પણ શું અને એક અબજ ભાર્યા હોય તો પણ શું? એકલા ભટકવું પડે તો પણ શું અને સેંકડો હાથીઓ અને ઘોડાઓથી વિંટાઇને ભટકવું પડે તો પણ શું? ૩૪

मन्दाक्रान्तावृत्त

भूः पर्यङ्को निजभुजलता कन्दुकं खं वितानं
दीपश्चान्द्रो विरतिवनितालब्धसङ्गप्रमोदः ।
दिक्कान्ताभिः पवनचमरैर्वीज्यमानः समन्ता-
द्भिक्षुः शेते नृप इव भुवि त्यक्तसर्वस्पृहोऽपि ॥ ३५ ॥

ભિક્ષુક (સંન્યાસી) સર્વે ઇચ્છાઓનો ત્યાગ કર્યા છતાં પણ રાજાની પેઠે પૃથ્વી ઉપર શયન કરે છે. પૃથ્વી તેનો પલંગ છે, પોતાની ભુજાઓ તેનું ઓશીકું છે, આકાશ તેનો ચંદ્રવો છે, ચંદ્રમા તેનો દીવો છે, વૈરાગ્યરૂપી વનિતાની સાથે સંગનો આનંદ મેળવે છે અને દિશારૂપી સ્ત્રીઓ પવનરૂપી ચામરોવડે ચોતરફથી તેને પવન ઢાળે છે. ૩૫

वसन्ततिलकावृत्त

संमोहयन्ति मदयन्ति विडम्बयन्ति ।
निर्भर्त्सयन्ति रमयन्ति विषादयन्ति ।
एताः प्रविश्य सदयं हृदयं नराणां
किं नाम वामनयना न समाचरन्ति ॥ ३६ ॥

સુંદર નેત્રવાળી સ્ત્રીઓ મનુષ્યોના દયાવાળા હૃદયમાં પ્રવેશ કરીને તેઓને વિવેક રહિત કરે છે, મદમત્ત કરે છે, ઉપહાસને પાત્ર બનાવે છે, તિરસ્કાર કરે છે, રમાડે છે અને ખેદ કરાવે છે. સુંદર નેત્રવાળી સ્ત્રીઓ શું નથી કરતી? ૩૬

शिखरिणीवृत्त

**स्थितिः पुण्येऽरण्ये सह परिचयो हन्त हरिणैः**
**फलैर्मेध्या वृत्तिः प्रतिनदि च तल्पानि दृषदः ।**
**इतीयं सामग्री भवति हरभक्तिं स्पृहयतां**
**वनं वा गेहं वा सदृशमुपशान्त्येकमनसाम् ॥ ३७ ॥**

શ્રીહરિની ભક્તિની ઇચ્છા કરનારા પુરુષો પવિત્ર અરણ્યમાં નિવાસ કરે છે, હરિણોની સાથે પરિચય કરે છે, ફળોથી પવિત્ર આજીવિકા કરે છે, અને તેઓને પ્રત્યેક નદી ઉપરની શિલાઓ શયનરૂપ હોય છે. આ રીતે અરણ્યમાં સામગ્રી હોય છે, પરંતુ જેઓનું મન સર્વથા શાંત થયું છે, તેઓને તો વન અથવા તો ઘર સરખાં જ છે. ૩૭

शार्दूलविक्रीडितवृत्त

**स्वादिष्टं मधुनो घृताच्च रसवद्यत्प्रस्रवत्यक्षरं**
**दैवी वागमृतात्मनो रसवतस्तेनैव तृप्ता वयम् ।**
**कुक्षौ यावदिमे भवन्ति धृतये भिक्षाहृताः सक्तव-**
**स्तावद्दास्यकृतार्जनैर्न हि धनैर्वृत्तिं समीहामहे ॥ ३८ ॥**

દૈવીવાણી–વેદવાણી અમૃતરૂપ અને રસવાળા એવા મધના કરતાં પણ સ્વાદિષ્ટ અને નાના કરતાં પણ રસવાળા અક્ષર બ્રહ્મને પ્રસવે છે (ઉપદેશે છે). તેનાથી જ અમે તૃપ્ત થયા છીએ અને ભિક્ષા માગીને આણેલા આ સાથવાઓ જ્યાં સૂધી અમારા પેટમાં પડીને અમારા શરીરનું રક્ષણ કરે છે ત્યાં સૂધી અમે દાસ્ય કરીને મેળવેલાં ધનોથી આજીવિકા કરવાની ઇચ્છા કરતા નથી. ૩૮



# અનુક્રમણિકા

## નીતિશતક

## શૃંગારશતક

# વૈરાગ્યશતક

# વિજ્ઞાન

## પ્રાસ્તાવિક